'સંદેશ ગ્રંથમાળા'　　　　　　　　　　વર્ષ ૪ : પુસ્તક ૩ જું

# અમારા સરદાર




લેખક :

શ્રી. હ[illegible] કવિ



ધી સંદેશ લીમીટેડ વતી

નંદલાલ [illegible]

સોલ એજન્ટ

એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ　　　　　　　　　　પબ્લીશર્સ

૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

# પ્રકાશકનું નિવેદન

હિંદની ૪૦ કરોડની જનતાના ૬૦ વર્ષના પુરૂષાર્થનું મૂર્તિમંત સ્વરૂપ એટલે સરદાર વલ્લભભાઈ પટેલ. સરદાર પટેલ એ આજે ફક્ત ગુજરાતના નહિ પણ સમગ્ર હિંદના સરદાર છે. ગાંધીજીએ તેમને સરદારપદે સ્થાપ્યા એ ખરેખર યોગ્ય જ હતું. ગાંધીજીએ જોયું અને જાણ્યું કે આઝાદીની લડતનું સુકાન તો તેમના જ હાથમાં મૂકી શકાય અને ગાંધીજીએ તેમને સરદારપદે સ્થાપ્યા. કોઈ પણ કાર્ય હાથ ધર્યા પછી તેને પાર પાડવું એવો સરદારનો જન્મસિદ્ધ સ્વભાવ છે, અને તેમણે ખેડા તથા બારડોલીના સત્યાગ્રહના દિવસોથી આજ સુધી પોતાની અપ્રતિમ કાર્ય-દક્ષતા અને લોખંડી નિશ્ચયાત્મકતા સિદ્ધ કરી દેખાડી છે.

સરદાર પટેલ એ તો નરકેસરી છે. તેમની ગર્જના માત્રથી વિરોધીઓના હાંજા ગગડી જાય છે. વિરોધીઓના છળપ્રપંચ તેમની સામે ટકી શકતા નથી. જે કાર્ય તેઓ હાથ ધરે છે તે પાર પાડે ત્યારે જ તેઓ જંપે છે. કોઈની શેહ કે શરમ તેમને અડતી નથી રાષ્ટ્રના બધા જ કાર્યકરો પાસે કડક શિસ્તપાલન તેઓ માંગે છે. કાયરો તેમને ખપતા નથી, પાખંડીઓ તેમની સામે ફાવતા નથી; અવરોધો અને મુશ્કેલીઓને તેઓ પિછાનતા નથી. અને તેથી જ તેમને હિંદમાં અને હિંદ બહાર 'લોખંડી પુરુષ' તરીકે ઓળખવામાં આવે છે.

હિંસા અને દ્વેષથી ખદબદતી દુનિયાને ગાંધીજીએ જ્યારે પ્રથમ અહિંસાની દિક્ષા આપી ત્યારે તેમના એ તરંગી ગણાતા

સિદ્ધાંતોનું રહસ્ય સૌથી પ્રથમ કોઇને જો સમજાયું હોય તો સરદારશ્રીને સમજાયું હતું. ગાંધીજીના નિકટ પરિચયથી સરદારશ્રીને આઝાદીની સિદ્ધિ માટેનો બ્રિટન સામેની લડાઇનો ગાંધીજીએ સૂચેલો ઇલાજ સમજાઇ ગયો અને તેમણે ગાંધીજીએ સોંપેલી સરદારી સંપૂર્ણ જવાબદારીપૂર્વક ઉપાડી લીધી. અસહકાર, સત્યાગ્રહ કે રચનાત્મક કાર્ય–એ સર્વ મોરચા ઉપર સરદારનું સ્થાન મોખરે જ રહ્યું છે. બ્રિટિશ સલ્તનત સામે તેમણે જે બહારવટું ખેડયું છે તે ખરેખર બહારવટાને છાજે તેવી જ વીરતાપૂર્વક તેમણે પાર ઉતાર્યું છે.

સરદાર સેનાપતિ છે, લડવૈયા છે, રાષ્ટ્રના પ્રખર સુકાની પણ છે અને એ સર્વ ઉપરાંત તેઓ એક ધીર ગંભીર મુત્સદ્દી છે. બ્રિટનના મુત્સદીઓ ગાંધીજીને ઠગી શકે, જવાહરને ઠગી શકે, બીજા ગમે તેવા પ્રખર નેતાને ઠગી શકે પરંતુ સરદારને ઠગવામાં તેઓ કદી સફળ થયા નથી—થવાના પણ નથી. કોંગ્રેસ સામે જુદા જુદા પક્ષોનું અનેકવાર જોડાણ થયું છે અને કોંગ્રેસને પરાભવ આપવાના અનેક વખત પ્રયાસો થયા છે; પરંતુ સરદારની અપ્રતિમ મુત્સદીગીરીએ એ સર્વ કાવત્રાઓ અને ષડ્યંત્રો તોડીને છિન્નભિન્ન કરી નાંખ્યાં છે.

સરદારનો પ્રતાપ, સરદારનો દિમાગ, સરદારનો જોશ એ કેવળ વાણીમાં નહિ પણ તેમના જીવનમાં ઓતપ્રોત છે. શ્રીમતી સરોજીની દેવીએ કહ્યું છે તેમ સરદાર તો બરફ નીચે ઢંકાયલા જ્વાલામુખી સમાન છે. જ્વાલામુખી કાંઈ રોજ રોજ ફાટતો નથી, પણ જ્યારે ફાટે છે ત્યારે આકાશ અને ધરતી ભરીને આગના ગોટાઓ પસારી દે છે. ઉકળતો લાવા રસ વહાવીને

મહાન ઉત્પાત મચાવી દે છે. સરદારનું પણ તેમજ છે. હંમેશાં તેઓ શાંત અને સ્વસ્થ હોય છે. ભાગ્યે જ તેઓ ઉગ્ર બને છે પરંતુ જ્યારે તેઓ ઉગ્રતા ધારણ કરે છે ત્યારે પોતાના સૈનિકો તેમજ પોતાના વિરોધીઓ સર્વની ખબર લઇ નાંખે છે. એ જ્વાલામુખી જ્યારે રૂદ્રરૂપ ધારણ કરે છે ત્યારે હિંદની આઝાદીના શત્રુઓના વિનાશની નોબતો ગાજી રહે છે.

શાંત અને સૌમ્ય મૂર્તિ સરદારને પ્રથમ દ્રષ્ટિએ જોતાં ભાગ્યેજ ખ્યાલ આવી શકે કે આ શાંતીની ભીતરમાં ધગધગતો જ્વાળામુખી છુપાયો છે. પરંતુ તેમની અમોઘ અને પ્રતાપી શક્તિનો જેમ જેમ પરિચય વધતો જાય છે તેમ તેમ તેમના હૈયામાં ધીકી રહેલા આતશની જ્વાળાઓ જોઇ શકાય છે. સરદારના હૈયાનો એ આતશ ગુલામીના બંધનોને બાળી નાંખવા માટેનો છે; એ આતશ રાષ્ટ્રના શત્રુઓને ભસ્મ કરવા માટેનો છે. બાકી તો અહિંસા અને સત્યનો ગાંધીજીનો આદેશ તેમના હૈયામાં જેટલો પ્રતિબિંબિત થયો છે તેટલો બીજા નેતાઓને ભાગ્યેજ થયેલો જણાય છે.

ગાંધીજીએ તેમની આ વિશિષ્ટતા પારખીનેજ તેમના હાથમાં રાષ્ટ્રની સરદારી સુપરત કરી છે. ગાંધીજીએ જાણી લીધું છે કે આ વીર પુરૂષના હૈયામાં લડાઇનો જોશ જો પેદા થાય તો તે બહાદુરીથી લડશે—એટલુંજ નહિ પણ વિજય પણ પ્રાપ્ત કરશે; એ પુરૂષના હાથમાં જો હથિયારો અપાય તો તે ખાંડાના ખેલ ખેલી દેખાડે. આથી ગાંધીજીએ તેમને લડાઈનો પેગામ આપ્યો. હથિયારો અને બંધુકો કે તલવારો નહિ પણ અહિંસાનું શસ્ત્ર આપ્યું, ચરખો આપ્યો, રચનાત્મક કાર્ય આપ્યું, સત્યાગ્રહનું શસ્ત્ર આપ્યું, અને સરદારે એ હથિયારોથી બ્રિટનના શાહીવાદના કિલ્લાને હચમચાવી મૂક્યો.

સરદારશ્રીએ આજ પર્યંત ગાંધીજીને ગુરૂપદે સ્થાપ્યા છે. પોતાના સૈનિકો પાસે કડક શિસ્ત અને આજ્ઞાપાલનની અપેક્ષા રાખતા સરદાર પોતે પણ ગાંધીજીની આજ્ઞાઓનું શિસ્તપૂર્વક પાલન કરે છે. આમ છતાં ગાંધીજીએ પોતે તો તેમને સરદાર તરીકે સ્વીકાર્યા છે અને મહાન નિર્ણયો કરતા પ્હેલાં ગાંધીજી સરદારની સલાહ માંગ્યા વિના રહેતા નથી. આમ ગાંધીજી અને સરદાર બન્ને વચ્ચે દીપક અને જ્યોતિ જેવો પરસ્પરનો સંબંધ ગુંથાઇ ગયો છે.

એક પ્રખર સેનાપતિ તરીકે તેઓ લડી જાણે છે એટલુંજ નહિ પણ તેઓ આબાદ વ્યૂહ રચના પણ ઘડી શકે છે. બારડોલીનો સત્યાગ્રહ એ તેમની અપૂર્વ વ્યૂહ રચનાનું દ્રષ્ટાંત છે. જે જાતની લડત લડવાની હોય છે તેને અનુરૂપ તેમની વ્યૂહ રચના હોય છે. અમદાવાદ મ્યુ.ના પ્રમુખપદે જ્યારે તેઓ બિરાજતા હતા ત્યારે અમદાવાદની તસ્વીર બદલી નાંખવા માટે તેમણે જે મહાન રચનાત્મક કાર્ય હાથ ધર્યું અને પાર પાડયું તે પણ એક પ્રકારની વ્યૂહ રચના જ કહી શકાય. આજે તેઓ દેશના સર્વોપરી નેતા હોવા છતાં પણ તેમનો ગુજરાત અને અમદાવાદ પ્રત્યેનો પ્રેમ જેવોને તેવો જ છે. હજી પણ તેઓ અમદાવાદના પ્રશ્નોમાં ખૂબ જ રસ લઈ રહ્યા છે અને તેને સફળ દોરવણી આપી રહ્યા છે તેજ પ્રમાણે કોંગ્રેસમાં અંદર અંદર જ્યારે મતભેદો જાગવાના પ્રસંગો આવે ત્યારે પ્રતિસ્પર્ધીઓને સમજાવવા કે મ્હાત કરવા માટે પણ તેમની દુરઅંદેશી યુક્ત વ્યૂહ રચના કામ આવી છે. તેજ પ્રમાણે કોંગ્રેસ સામેના પ્રત્યાઘાતી બળો સામે પણ લડતનો કે બંધારણનો મોરચો સરદારશ્રી સારી રીતે ગોઠવી શકે છે. એમની અદ્‌ભૂત વ્યવસ્થા શક્તિ, એમનું મહાન દુરઅંદેશીપણું, એમની અતૂટ શ્રદ્ધા, એમની નિશ્ચયાત્મકતા અને એમની વેધક વાણીમાં તડ

અને ફડ કહી દેવાની તાકાતથી તેમણે મહાસભાને એક વધુમાં વધુ કાર્યક્ષમ, શકિતશાળી અને ચેતનવંતી સંસ્થા બનાવી છે, મહાસભાની હરોળમાં જે અભૂત પૂર્વ શિસ્ત જોવામાં આવે છે, જે કર્તવ્ય પરાયણતા નજરે પડે છે તેની પાછળ સરદારશ્રીનો અવિરત પરિશ્રમ રહેલો છે. સરદારશ્રીને આજે દુનિયામાં "Key man of India" અને "Iron man of India" વગેરે જે નામ આપવામાં આવે છે તે ખરેખર સાર્થક જ ઠરે છે. આજની આઝાદીની લડત અને આઝાદ હિંદની પુનર્ઘટનાનું વિધાન મુખ્યત્વે સરદારશ્રીની દોરવણીને જ આધીન હોવાથી તેમને હિંદના ભાગ્યસૃષ્ટા તરીકે માનવામાં પણ કાંઈ અજુગતું ન ગણાય.

મહાપુરૂષો તો જન્મથી જ મહાન હોય છે. ફક્ત તેમની શક્તિઓને યોગ્ય માર્ગે વાળવી જોઈએ. ચરોતરના પાટીદારોમાં રહેલી લાક્ષણિક મર્દાનગી અને સાહસવૃત્તિ સરદાર વલ્લભભાઈ અને સ્વ. વિઠ્ઠલભાઈમાં તો સ્વભાવસિદ્ધ હતી જ ત્યાં ગાંધીજીનો સંસર્ગ થયો અને એ શક્તિઓને સહસ્ત્ર ગણો વેગ મળ્યો. આથી બેરિસ્ટરમાંથી કોંગ્રેસમેન થયા—અમદાવાદ શહેર અને ગુજરાતના સ્થાનિક નેતા થયા, દરમ્યાન અમદાવાદ મ્યુનિસિપાલીટીના પ્રમુખ થયા તેમાંથી લડવૈયા બન્યા—ગુજરાતના સરદાર બન્યા—અને આજે સમગ્ર દેશના સરદાર બન્યા.

લડતની નેતાગીરી લઇને કારાવાસના કષ્ટો વેઠયા—ભગીરથ કાર્યો પાર પાડયાં. કોંગ્રેસના પ્રમુખ થયા અને આખરે આરઝી હકુમતે હિંદની પ્રથમ રાષ્ટ્રિય સરકારના તેઓ ગૃહમંત્રી થયા. યુદ્ધ કાળના અને સંક્રાંતિકાળના રણજંગ અને બંધારણના મોરચા પર તેઓ એક સાચા સેનાનાયક બન્યા. તેમના જીવનની આ સર્વ મહાન સિદ્ધિઓ કેવી રીતે પ્રાપ્ત થઈ તેનો

આજના અને આવતી કાલના પ્રત્યેક નાગરિકને પરિચય હોવો જ જોઇએ. મહાન પુરૂષોના જીવનચરિત્રો આપણને એ યાદ આપે છે કે આપણે પણ આપણું જીવન ઉન્નત બનાવી શકીયે અને આપણી પાછળ કાળસાગરના તટ ઉપર અમર પગલીઓ પાડી જઈએ. આ હેતુથી ગુજરાતના અને હિંદના આ મહાન સપૂતની જીવનઝરમરનો એક સળંગ કડીબંધ પરિચય આપવાનો આ પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યો છે અને એ પુસ્તક પ્રગટ કરવાની મ્હને મળેલી તક માટે હું મ્હારી જાતને ભાગ્યશાળી માનું છું. મ્હને ખાત્રી છે કે માત્ર ગુજરાતની પ્રજા જ નહિ પણ બૃહદ્ ગુજરાતમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ વસતા હશે ત્યાં ત્યાં તેઓ આ પુસ્તકને અપનાવશે.

"અમારા સરદાર"ના લેખક શ્રી. શ્યામશંકર ભ. કવિએ તેની રચના પાછળ જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે બદલ હું તેમનો આભાર માનું છું.

સરદારશ્રી દીર્ઘાયુ હો ! ! હિંદ જે સંક્રાન્તિ કાળમાંથી પસાર થઇ રહ્યું છે તેને તેઓ યોગ્ય દોરવણી આપવા શક્તિમાન થાવ અને હિંદ સત્વર સ્વતંત્ર બને એ જ મ્હારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

शतंजीव शरद्‌ वर्धमानः

શ્રી સંદેશ લિમિટેડ
અમદાવાદ.

નંદલાલ બોડીવાળા
મેનેજીંગ ડીરેકટર

આ પુસ્તકનાં પાનાં ૧ થી ૩૦૪ સુધી નરેન્દ્ર મુદ્રણાલય, શાક મારકીટ સામાની હવેલી અમદાવાદમાં છાપ્યાં તેમજ ૩૦૫ થી ૩૩૬ અને આગળનાં પાનાં ૧૨ ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ, માધુભાઇ કોલોની અમદાવાદમાં છાપ્યાં.

# પ્રસ્તાવના

મેઝિની, ગેરિબૉલ્ડી અને કેવૂરની ત્રિપૂટી ઈટાલીના મૂકિતદાતા તરીકે ઇતિહાસ–અમર બની છે. ભારતવર્ષના મૂકિત–યજ્ઞમાંય મહાત્મા, 'અમારા સરદાર' અને પંડિત નેહરૂની ત્રિમૂર્તિ જ આજે મોખરે ઘૂમી રહી છે. છતાંય આ ત્રિમૂર્તિ અનેક દ્રષ્ટિએ, ઇટાલીના મૂકિતદાતા કરતાં અનોખી અને વિચક્ષણ છે. આ ત્રિપૂટિમાંય અતિ વિચક્ષણ લેખાતી રાષ્ટ્ર–વિભૂતિ સરદાર વલ્લભભાઈ પટેલનાં સંસ્કાર–જીવનનો આ સંપૂટ વાચકવૃંદના કર–કમળમાં મૂકતાં મને આનંદ થાય છે.

ઇતિહાસકારો સૈનિક ગેરીબૉલ્ડીનો પરિચય અતિ સૂચક શબ્દોમાં આપે છેઃ "He had a lion's heart but an ox's head." ઇટાલીનો એ નર કેસરી બહાદુર લડવૈયો હતો; પણ રાજકારણના વ્યૂહ–ખેલમાં એ મૂઢ હતો. પરંતુ ભારતવર્ષના ગેરિબૉલ્ડી સરદાર વલ્લભભાઇ પટેલ યુદ્ધખેલમાં જેટલા પાવરધા છે, એટલા જ પ્રવીણ રાજકાજની આંટીઓ ઉકેલવામાંય સાબીત થયા છે.

આમ છતાંય જગત–ઇતિહાસમાં તો 'અમારા સરદાર' હિન્દુસ્તાનના લોખંડી–પુરૂષ–' Iron Man ' તરીકે જ સુવિખ્યાત બન્યા છે. પરંતુ સરદાર વલ્લભભાઈની એકધારી રાષ્ટ્ર-સેવાનુ આ સાચું શબ્દ–ચિત્ર નથી. ગુજરાતના સંસ્કાર–જીવનના એ મહાન સર્જકની અનેકરંગી પ્રવૃત્તિનો આ એક ચળકાટ માત્ર છે. ગુજરાતના એ મહાન દેશભકત Mass Man છે. 'અમારા સરદાર 'ના સમગ્ર જીવનની સૌરભ ધરતીમાંથી ઝીલાઇ છે. એ એમના જીવન–યજ્ઞની એક મહાન વિશિષ્ટતા છે.

એટલે જ ધરતીના ભોળા બાળની માફક 'અમારા સરદાર'ના જીવનનો એક જ પહેલુ જગતની નજરે ચઢેલ છે. 'અમારા સરદાર'ની સંગ્રામ-સંચાલનની અદ્દ્ભૂત શક્તિએ 'યોદ્ધા' તરીકે જ આન્તરરાષ્ટ્રીય જગતમાં એમને ચમકાવ્યા છે. આમ છતાંય એ ચાણાક્ય મુત્સદ્દી છે; પ્રેમાળ પિતા અને અનુરાગી વડિલ છે; અને એથી ય વિશેષ સહૃદયી સજ્જન છે.

અને એટલે જ સરદાર વલ્લભભાઈ પટેલ ભારતવર્ષના Much misunderstood અને much maligned રાષ્ટ્ર આગેવાન છે એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ છે. કર્તવ્ય-પરાયણતાની કેડીએ કૂચ કરતાં કરતાં સરદાર વલ્લભભાઈ પટેલ સામે જેટલાં ઝંઝાવાતો જાગ્યા છે, તેટલા ભાગ્યે જ કોઈ દેશ-ભક્તની સામે ઊઠયા હશે. અને છતાં ય 'અમારા સરદાર' અણીશુદ્ધ બહાર આવ્યા છે, એ એમના સતને આભારી છે.

એટલા માટે જ પરદેશી રાજનીતિ-નિપૂણો 'અમારા સરદાર'ને હિન્દુસ્તાનના Key-man તરીકે ઓળખાવે છે.

મહાત્માજી નૂતન ભારતની પ્રેરક મૂર્તિ છે; પંડિત જવાહરલાલ નેહરૂ નૂતન વિચારશ્રેણીના નિર્માતા છે અને ભારતવર્ષના સંઘબળની ચાવી તો 'અમારા સરદાર'ના હાથમાં જ સલામત છે. કારણ કે આમ જનતાની વચ્ચે, આમ જનતાના આદમી તરીકે, આમ જનતાના જીવનની ગૂંચો જ ઉકેલવામાં સરદાર વલ્લભભાઇએ જીવનની સફળતા અનુભવી છે.

મહાત્માજી જ્યારે માનવ-જીવનના હિમગિરિ સમા પવિત્ર જીવનની ટોચ પર ઉભા છે અને પંડિત જવાહરલાલજી પવનની પાંખે આસમાનમાં ઊડી રહ્યા છે, ત્યારે 'અમારા સરદાર' નક્કર ધરતી ઉપર ઊભા રહીને વાસ્તવિક જીવનના રોજ-બ-રોજના પ્રશ્નો ઉકેલી

ગયા છે. અને એટલે જ આમજનતા અને 'અમારા સરદાર' વચ્ચેનું નૈકટ્ય સવિશેષ છે. હિન્દુસ્તાન ભરમાં આજે એવો એકે ય રાષ્ટ્ર-આગેવાન નથી જેણે 'અમારા સરદાર' જેટલો જન-પ્રેમ સંપાદિત કર્યો હોય.

મહાત્માજી પ્રત્યે આમજનતાના અંતરમાં આદર ઉભરાય છે અને પંડિત જવાહરલાલ નેહરૂનું વૈવિધ્યશાળી જીવન જનતાની આંખો આંજી નાંખે છે, જ્યારે 'અમારા સરદાર'ના સાન્નિધ્યમાં ગુજરાતનો ગ્રામવાસી ખેડૂત પોતાના વડિલબંધુ પાસે અંતર ખોલતો હોય તેમ જીવનનો અનુભવ ભંડાર ઉઘાડી શકે છે.

સરદાર વલ્લભભાઈ પટેલના જીવનની આ એક અદ્‌ભૂત સિદ્ધિ છે; અને એ સિદ્ધિના પ્રતાપે, જીવનના આટઆટલા ઝંઝાવાતો છતાં, એ આજે અડગ, અટલ અને અણનમ ઊભા રહી શકયા છે.

જે સ્વાર્થી ખટપટો અને રાગદ્વેષ ભર્યા ઝઘડાઓ 'અમારા સરદાર' સામે છેલ્લી પચ્ચીશી દરમિયાન જાગ્યા છે, તેમાં ગુજરાતના આ યોદ્ધાનો થયેલો વિજય સતનો જય સૂચવે છે.

'અમારા સરદારે' જીવનભર સતની જ આરાધના સેવી છે; અને એટલે જ તો હિન્દી રાજકારણમાં મહાત્માજીના ઉદય સાથે 'અમારા સરદાર' લોહચૂંબકની માફક એ સત પ્રતિ આકર્ષાયા છે.

સતના આ સૈનિકના અદ્‌ભૂત જીવનને ન્યાય કરવાનો કોઇ દાવો હું અહીં કરતો નથી.

પરંતુ 'અમારા સરદાર'ના પ્રવૃત્તિપરાયણ જીવનને અક્ષર-દેહમાં અંકિત કરવાનો મારો આ અલ્પ પ્રયાસ એ વિભૂતિના અંતરને ઓળખવામાં સહાયભૂત નિવડે એવી ઉમેદ સાથે આ કૃતિ વાચકવૃંદના કરકમળમાં હું સાદર રજૂ કરૂં છું.

મુંબઇ
દત્ત જયંતિ–સંવત ૨૦૦૩ } દયાશંકર ભ. કવિ.

# ગ્રંથમાળાના ગ્રાહકોને



"સંદેશ" ગ્રંથમાળાના ગ્રાહકોના કરકમળમાં ચોથા વર્ષનું આ ત્રીજું પુસ્તક રજુ કરતાં આનંદ થાય છે. 'સંદેશ'નું આ રાષ્ટ્રિય પ્રકાશન ગ્રંથમાળાના વાંચકોને જરૂર ગમી જશે એમ હું માનું છું. મહાન પુરૂષોના જીવન ચરિત્રો, જીવનને આદર્શ બનાવવામાં પથપ્રદર્શક સમાં હોય છે એ દષ્ટિએ આપણા સરદારની આ જ્વલંત જીવન ઝરમર જનતાને જરૂર પ્રેરણા આપશે.

આ પુસ્તક પછી જાણીતા લોકસાહિત્યકાર અને 'શારદા'ના તંત્રી **શ્રી. ગોકુળદાસ રાયચુરા** કૃત **'પિંગળા'** ગ્રંથમાળાના ગ્રાહકોને આપવામાં આવશે.

**'અમારા સરદાર'**ને જનતા પ્રેમથી આવકારે એવી ભાવનાસહ વિરમું છું.

સંદેશ પ્રકાશક મંદિર : : **નંદલાલ બોડીવાળા.**

# ૧

ઢળતા બપોરનો સમય છે. રાજમહેલની ડોઢીમાં બગલાંની પાંખ જેવાં સફેદ ઓછાડ–આચ્છાદિત મુલાયમ ગાદી અને ધોળા દૂધ જેવા બાસ્તાના ગલેફ ચઢાવેલા તકિયાની બેઠક જમાવી ઈન્દોર નરેશ મલ્હારરાવ હોલ્કર પોતાના સરખી ઉમ્મરના મિત્રોની સાથે બેસી શેતરંજની બાદશાહી રમત રમી રહ્યાં છે. ડોઢીની બરોબર સામે જ કરાળ કાળ જેવું કાળમીંઢ કેદખાનું આવેલું છે. કેદખાનાનાં રાત દિવસ બંધ રહેતાં બહુ જ મજબૂત લોખંડી તોતિંગ દરવાજા પાસે ખુલ્લાં હથિયારે એક સૈનિક પૂરી ચોકસાઈથી અથક પગલાં પાડતો પહેરો ભરી રહ્યો છે.

સંગ્રામ–શૂર અને શેતરંજના કાબેલ ખેલાડી તરીકે એ સમયે ઈન્દોર નરેશ મલ્હારરાવ હોલ્કરનું નામ હિન્દભરમાં મશહૂર હતું. શેતરંજની બાદશાહી રમત રમનાર વ્યક્તિમાં એક કાબેલ ખેલાડીની ખ્યાતિ મેળવવા માટે પ્રખર બુદ્ધિ, ઊંડી ગણતરી, શાંત ચિત્તવૃત્તિ અને સચોટ સમયસૂચકતા હોવા અનિવાર્ય રીતે આવશ્યક ગણાય છે, એક સંગ્રામ–સેનાનીની સમાન ઉત્તમ વ્યૂહ રચનાનું વિશિષ્ઠ જ્ઞાન વિશેષ કરીને જરૂરી જણાય છે. યુદ્ધમાં જેમ મહારથીની નજર એના લક્ષ્યસ્થાન ઉપરથી ક્ષણભર પણ ખસતી નથી, એની એકાગ્રતા આસપાસના ચિત્રવિચિત્ર વાતાવરણથી વિક્ષુબ્ધ થતી નથી, તેમ શેતરંજના કાબેલ ખેલાડીને બાજીમાં જીત મેળવવાના પોતાના ધ્યેયની સિદ્ધિ સિવાય અન્ય કોઈ વાતમાં જરા જેટલોય રસ હોતો નથી. અને ઇન્દોર નરેશ મલ્હારરાવ શેતરંજના ખેલાડીના આ સર્વ આવશ્યક ગુણોથી અલંકૃત હોવા માટે એ જમાનામાં સર્વ જન-

વિદિત-જાણીતા હતા.

એક્કા અને અજોડ ગણાતા હિન્દુસ્તાન ભરના ખ્યાત-નામ ખેલાડીઓને શેતરંજના દાવમાં જમીનદોસ્ત કરીને ઇન્દોર નરેશ મલ્હારરાવ હોલ્કરે શેતરંજ-સંગ્રામમાં અજાતશત્રુ તરીકેની અકલ્પનિય કીર્તિ મેળવી હતી. પરંતુ આજે એનો દુર્દિન ઉગ્યો હતો. એનું કિસ્મત આજે એની વિરૂદ્ધ કારમી કારવાઈ કરી રહ્યું હતું. એનું પ્રારબ્ધ આજે શેતરંજનું પ્રત્યેક પ્યાદું ચાલવામાં પ્રતિકૂળ પેખાઈ રહ્યું હતું. ગમે તેમ હો પણ આજે એનું એકેએક મ્હોરૂં-પ્રત્યેક પ્યાદું પ્રતિસ્પર્ધીની કારમી કુનેહ અને સચોટ ચાલના મારાનો જોતજોતામાં ભોગ બની રહ્યું હતું. જિંદગીભરમાં કદીય નહિ ખાધેલી હાર હાથવેંતમાં જ દેખાતાં ઇન્દોર નરેશ મલ્હારરાવનાં મોતિયાં મરી ગયા હતા. હતાશ બની જવાથી શેતરંજના દાવ ચાલવા જતાં એનાં હાથ ધ્રૂજી રહ્યાં હતા. બુદ્ધિ જાણે બહેર મારી ગઈ હોય એમ એ બાજી રમવામાં બિલકુલ બેદરકાર બની રહ્યા હતા. બાજી પૂરી કરવા માટે હવે ફક્ત બે ત્રણ મ્હોરાં જ ચલાવવાના બાકી રહ્યાં હતાં, પરંતુ આજે એના મનથી રમતની રંગત જાણે ઊઠી ગઈ હતી.

"મહારાજ, ખોટી ચાલ ન ચાલો"નો અદ્રષ્ય અવાજ એકાએક એ નીરવ વાતાવરણમાં પડઘા પાડતો સંભળાયો.

મૂંઝાયેલા મને લાંબો વખત સુધી વિચાર કર્યો પછી ચાલ ચાલવા માટે મ્હોરૂં ઊચકવા મલ્હારરાવ મહારાજે અન્યમનસ્ક ભાવે જેવો પોતાનો હાથ લંબાવ્યો કે એ ગેબી અવાજ એના કાને અથડાયો. કિંકર્તવ્યબુદ્ધિ થઈ ગયેલા ઇન્દોર નરેશનો મ્હોરૂં ઊચકવા લંબાયેલો હાથ એકાએક થંભી ગયો.

"મહારાજ, ખોટી ચાલ ન ચાલો. પેલું મહોરૂં પેંલીમેર લઈ લો." નો અવાજ ઇન્દોરનરેશના કાને અથડાયો. અને મલ્હારરાવ

મહારાજ પાછા સતેજ થઈ ગયા. એમના અંતઃકરણને અત્યાર સુધી આવરી રહેલા અન્યમનસ્કભાવના અંધારા એકાએક ઉલેચાઇ ગયાં.

સહેજ જ વારમાં સ્થિર બુદ્ધિ થઈ એ અગોચર અવાજ ક્યાંથી આવે છે એ નક્કી કરવાને ઇન્દોર નરેશે ચોતરફ નજર ફેરવી, કાન સરવાં કરી સાંભળવા માંડયું. કેદખાનાનાની એ કાળી કોટડીમાંથી અવાજ આવતો નક્કી કરવામાં એને વાર ન લાગી.

એ અગોચર અવાજ દ્વારા મળેલી સલાહને અનુસરી ચાલ ચાલતાં જ શેતરંજની સારી યે બાજીનો રંગ બદલાઈ ગયો. રાજા રંગમાં આવી ગયો, અને અત્યાર સુધી આંખ સામે નાચી રહેલી અપૂર્વ જીતથી અંતઃકરણના ઊંડાણમાં રાચી રહેલાં પ્રતિસ્પર્ધી-ખેલાડીના હોશકોશ ઉડી ગયા. જોતજોતામાં બાજી પૂરી થઇ અને ઇન્દોર નરેશની ફાંકડી ફત્તેહ ઝળકી ઉઠી. મલ્હારરાવ મહારાજ મલકાઈ રહ્યાં.

શેતરંજની બાદશાહી રમત સંકેલવાઇ ગઈ અને ઇન્દોર નરેશ-ની અહેસાનભરી આંખ એ કેદખાનાની કાળી કોટડી તરફ ફરી. ઝીણી નજર કરીને જોતાં એના જોવામાં આવ્યું કે કેદખાનાના એ મજબૂત લોખંડી તોતિંગ દરવાજાની પેલી મેરની કાળી કોટડીમાં છવાયેલાં ઘોર અંધારામાં ખરબચડા પત્થરની ફરસ પર ક્વચિત ઉતાવળી અને ક્વચિત ધીમી પગની અડફટ દેતો એક કેદી પીઠ પાછળ મજબૂત મૂઠીવાળા હાથ રાખીને અવિરત આંટા મારી રહ્યો હતો. એની એ રીતભાતથી એના મનની મક્કમતા અને અણનમ વૃત્તિની સહજ જ પ્રતીતિ થઈ રહી હતી. કેદખાનાના કારમા અને બીષણ વાતાવરણની વચ્ચેય એ જાણે પોતાનું અપ્રતિમ પૌરુષ જાળવી રહ્યો હતો.

રાજાની આજ્ઞા થતાં જ કેદખાનાના ભયંકર ભૂંગળ બટકાયા અને તીણો તડતડ અવાજ કરતો એનો એ મજબૂત લોખંડી તોતિંગ

દરવાજો ઉઘડયો. એકાએક અણધાર્યો અને કવખતે કેદખાનાનો દરવાજો ઉઘડતો જોઇને અંદર આંટા મારી રહેલો કેદી ઘડીભર થંભી ગયો અને પહેરેગીર સૈનિકના મુખેથી સરતા શબ્દોચ્ચાર સાંભળવાને સ્વસ્થ થઇ ગયો. આખરે એ પહેરેગીર સૈનિકે મહારાજા સમક્ષ હાજર થવાની ઇન્દોર નરેશની આજ્ઞા કહી સંભળાવી.

કહેવાતા અક્ષમ્ય અપરાધ માટે ન્યાયનું જરા જેટલુંય નાટક ભજવ્યા વિના દિવસોના દિવસો સુધી કેદખાનાના અંધારામાં હડસેલી દેનારા રાજા સમક્ષ હાજર થવાનો એકાએક હુકમ મળવાથી રતીભાર માનસિક સમતુલા ગુમાવ્યા સિવાય એ કેદી મક્કમતાથી પગલાં પાડતો એ પહેરેગીરની પાછળ પાછળ ચાલ્યો અને જોત-જોતામાં મહારાજ મલ્હારરાવની તહેનાતમાં હાજર થઇ ઉભો. ઇન્દોર નરેશે અહેસાનભરી આંખ ઊંચી કરીને એના સામું જોઈ એને આવકાર્યો.

અને પછી તો એ કેદીના અપરાધો માફ થયા, બેડીના બંધનો તૂટયા અને નિમિષ માત્રમાં એ કારાવાસથી મુક્ત થયો. મલ્હારરાવ મહારાજની એના ઉપર અપાર મહેરબાની ઉતરી અને એ મહારાજનો પરમ મિત્ર થઈ રહ્યો.

ઈન્દોર નરેશને આજે શેતરંજની બાજીમાં જીતાડનાર અને પોતાની કારાવાસ-મુક્તિ મેળવનાર એ કેદી એક ગુજરાતી કિસાન હતો.

---

ઓગણીસમી સદીના મધ્યકાળમાં હિન્દ પ્રચંડ સંક્રાન્તિમાંથી પસાર થઇ રહ્યું હતું. એ અરસામાં અનેક રાજકીય, ધાર્મિક અને સાંસારિક વિપ્લવો થયા. કેટલાયે પરાક્રમી રણવીરો, ધર્મ–સંસ્થાપકો અને સુધારકોએ સમય પટ પર પગલાં પાડયાં.

અને ત્યારે હિન્દનું રાજકારણ ભયંકર ઝડપથી પરિવર્તન પામી રહ્યું હતું. દેશભરમાં ઇન્કિલાબની ચિનગારીઓ ચોમેર ઉડી રહી હતી. ઠેરઠેર ક્રાન્તિની આગ ભભૂકી ઉઠી હતી. હિન્દનો નકશો ક્ષણે-ક્ષણે બદલાઈ રહ્યો હતો. નવી ભૂગોળ રચાઈ હતી–નવા ઇતિહાસનું નિર્માણ થઈ રહ્યું હતું.

સાત સાત સાગરો વીંધીને હિન્દ પર કુટનીતિથી કબજો કરી બેઠેલો એનો પરદેશી શાસક વર્ગ પોતાના એ ગેરકબજાને ટકાવી રાખવાની તરેહ તરેહની તરકીબો અજમાવી રહ્યો હતો. એની લાલસા અને આકાંક્ષાઓને પૂર્ણ કરવામાં એને ન્યાય અન્યાય કે ઈમાનદારી બેઇમાનદારીનો કોઇ પ્રશ્ન આડે આવી શકે એવું નહોતું.

હિન્દના ઉદાર રાજકર્તાઓએ આપેલી વેપાર કરવાની આપેલી રજા અને બીજી અનેક સગવડો આપણા એ પરદેશી પરોણાઓએ ઉચિત તેમજ અનુચિત ઉપાયો યોજી, બેહદ ધન કમાઇ ફોજો રાખી અને હિન્દના રાજાઓના પરસ્પરના ઝઘડામાં કોઈ વાર એકનો તો કોઈવાર બીજાનો પક્ષ લઇ તેમને નબળા પાડવા માંડયા અને કોઈને કોઈ દુર્વ્યવહારનું બહાનું કાઢી તેમને પદભ્રષ્ટ કરી તેમની વિશાળ રિયાસતો છીનવી લીધી; અને કેટલાક કિસ્સાઓમાં તો પોતાના આદેશાનુસાર અમલ કરી પોતાની ધન અને સત્તાભૂખ સંતોષે એવા માનવીઓને રાજા–મહારાજાઓ અને જમીનદારો બનાવ્યા અને પોતાના અંતિમ ઉદ્દેશને સાધ્યો.

બ્રિટિશ અમલની રહેમ નજર તળે મહાલતા રાજા મહારાજાઓ, જમીનદારો અને નોકરશાહીના નાનાવિધ અત્યાચારોથી પ્રજા કંટાળી ગઈ. આમવર્ગની હદ ઉપરાંતની ગરીબાઇ અને બેકારી વધી ગઇ. પ્રજા દિવસે દિવસે પછડાતી ગઈ.

રાજકારણનો ઇતિહાસ ઉચ્ચ સ્વરે ઉચ્ચારે છે કે જ્યારે જીવન અસહ્ય થઈ પડે છે, ત્યારે જનતા સહન કરવાનું મૂકી દઈને સામનો કરવાની શરૂઆત કરે છે. ત્યારે સમાજ સર્વાંગ પલટો લે છે. રાજ-સત્તાથી થતાં અન્યાય–અત્યાચારની સામે થવાની પ્રજામાં રહેલી પ્રચંડ શકિત એકાએક ઉછળવા માંડે છે અને એકહથ્થુ, આપખુદ અને અબાધિત સત્તાના તૂટીને ટુકડા થાય છે; અને અકલ્પ્ય નવી સંસ્કૃતિનો પાયો નંખાય છે.

ચિનગારી પડે અને દારૂ સળગી ઉઠે એવી એ પરિસ્થિતિમાં ૧૮૫૭ માં રાષ્ટ્રોત્થાનનો પ્રબળ જુવાળ હિંદમાં આવ્યો. હિંદનું એ પ્રથમ સ્વાતંત્ર્ય–યુદ્ધ હતું.

૧૮૫૭ ની એ ઐતિહાસિક સાલ હતી. હિન્દના ચારે ખૂણામાં રણચંડી ઘૂમી રહી હતી. ક્યાંક ખૂનની નદીઓ વહી રહી હતી, તો ક્યાંક લોકોને ફાંસી દેવાઈ રહી હતી; ક્યાંક રાજાશાહી દફનાવાઇ રહી હતી, તો ક્યાંક સામ્રાજ્યશાહી ઉછળી રહી હતી. અને આમજનતા ગુલામીની જંજીરો તોડી આઝાદ બનવાના અવિરત યત્નો કરી રહી હતી. તોફાનોની પરવાહ કર્યા સિવાય સાહસ અને જોરથી દેશ મુશ્કેલ મઝલ કાપી રહ્યો હતો.

પરિવર્તનના પડછંદાથી હિન્દનું આકાશ ગુંજી રહ્યું હતું. રાષ્ટ્રની લૂંટાતી સ્વતંત્રતાને સલામત રાખવા વીસ વર્ષની કુમળી વયની યુવતી–ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ એકાએક બહાર પડી. રણ-તોખાર પર સ્વારી કરી યુદ્ધના મેદાનમાં તલવાર વીંઝતી એ વીરાં-ગના ઘૂમવા લાગી.

પહેલાં તો રાણી લક્ષ્મીબાઈ ઝાંસીના કિલ્લામાં રહીને લડી, પણ જ્યારે કિલ્લાનો કબજો પોતાના હાથથી ગયો, ત્યારે તે પોતાના

સાથીઓ સાથે કાલ્પી ગઈ અને ત્યાંથી લડાઇ આપવા લાગી. અહિં-યાંથી પણ એને પીછેહઠ કરવી પડી. તાત્યાટોપી સાથે સહકાર સાધીને તેણે આક્રમણ કરીને ગ્વાલિયરનો કિલ્લો પોતાને હાથ કર્યો અને એ કિલ્લાનો મુખ્ય મથક તરીકે ઉપયોગ કર્યો અને સ્વાતંત્ર્ય માટેના એ છેલ્લા મહાન સંગ્રામમાં લડતાં લડતાં એ વીરગતિને પામી ગઈ.

ગુલામી સામે હિન્દે ખેલેલા એ ૧૮૫૭ ના પ્રથમ સ્વાતંત્ર્ય-યુદ્ધમાં ભાગ લેવાને ત્રણ ત્રણ વર્ષ ગુજરાતને રામરામ કરી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇના બુંદેલાઓ સાથે ભળીને તેમનામાં ઉત્સાહ, નિર્ભ-યતા, શૂરવીરતા અને સ્વદેશ વત્સલતાની હેળો ઉડાવનારો એક કિસાન હિન્દની પરાધીનતાના પોષકોની આંખમાં કણાની જેમ ખૂંચી રહ્યો હતો. એને જીવતો કે મરેલો પકડવાને અવિરત યત્નો થઇ રહ્યા હતા; પણ જ્યાં સુધી સ્વાતંત્ર્ય-યુદ્ધની આગ ન ઠરી ત્યાં સુધી એ સર્વ યત્નો નિષ્ફળ નીવડયા.

સ્વાતંત્ર્ય સંપાદનના યત્નમાં નિષ્ફળતા સાંપડતા સર્વત્ર હાહા-કાર વર્તી રહ્યો. ધરપકડ અને ગિરફતારીઓની ધમાચકડી ચાલી અને ઝાંસીની રાણી સાથે ઝઝૂમનાર ગુજરાતી કિસાન પણ કેદ પકડાઇ ગયો.

ભયંકર ઉથલપાથલ કરવામાં એ એટલો તો પારવધો અને ભયંકર ખટપટ કરવામાં એટલો તો ખંતીલો હતો કે ઇન્દોર નરેશ મલ્હાવરાવ હોલકરને અને પોતાના રાજમહેલની ડોઢી સામેના જ કાળમીંઢ પત્થરના બાંધેલા મજબૂત કેદખાનામાં પૂરવો પડયો હતો.

આ ગુજરાતી કિસાન-કેદીએ જ શેતરંજની બાદશાહી રમતમાં ઇન્દોર નરેશ મલ્હારરાવ હોલકરની જતી લાજ રાખી હતી.

ત્યારે એ શૂરવીર ગુજરાતી કિસાન-કેદી કોણ હતો ?

ખેડા જિલ્લાના કરમસદ ગામનો એ એક પાટીદાર ખેડૂત હતો અને એનું નામ ઝવેરભાઈ પટેલ હતું.

દેશ સ્વતંત્ર હોય તો જ દુનિયાનાં રાજકારણમાં તે આદર પામે છે. સ્વતંત્ર દેશનાં જ કાયદા કાનૂનો પડોશનાં સ્વતંત્ર દેશો પર પ્રભાવ પાડે છે–અજબ અને અફર અસર ઉપજાવે છે; અને સમાન સંસ્કૃતિવાળા અન્ય રાષ્ટ્રોની સંગઠિત મૈત્રી–શક્તિના સામર્થ્ય–બળ પર સ્વતંત્ર દેશ જ દુનિયાનાં અન્ય ભાગો પર પોતાના પ્રકાશનાં કિરણો પ્રસારી શકે છે.

જીવનની આવી જ્વલંત અને ઉદાત્ત ભાવનાથી પ્રેરાઈ ને જ રાષ્ટ્રના પૌરુષને પોકારતા એ ઇતિહાસ પ્રસિદ્ધ પંચાવન–સતાવનના સમયમાં ગુલામીમાં સજ્જડ જકડી રહેલી બેડીઓ તોડવાના હિન્દીઓએ કરેલાં સતત મંથન અને પ્રચંડ પ્રયત્નમાં પોતાના ધંધા–ધાપા, કુટુંબ–કબીલા અને વહાલા વતનને ત્રણ ત્રણ વર્ષ સુધી રામરામ કરીને લડાયક ખમીર માટે ખ્યાત–નામ થયેલા ખેડા જિલ્લાનાં એ ખડતલ ખેડુત–કરમસદના એ કર્મવીર કિસાન ઝવેરભાઇ પટેલ પરોવાઇ ગયા હતા.

ગુજરાતીઓ યુદ્ધ–વિરક્ત, શરણપ્રિય અને પરદેશી આક્રમકોને નમતી રહેતી પ્રજા છે એવાં અવારનવાર થઇ રહેલાં પર પ્રાંતીઓના બેહૂદા, અણછાજતા અને અવિચારી આક્ષેપોને હિન્દનાં એ પ્રથમ પણ પ્રચંડ સ્વાતંત્ર્ય–સંગ્રામમાં પોતાના અસીમ સાહસ, અપૂર્વ ભાવના બળ અને અનુનમ આત્મ–ભોગથી તદ્દન અસત્ય, અયોગ્ય અને કેવળ કપોલકલ્પિત હોવાનું પૂરવાર કરનાર કરમસદના એ કિસાન ચરોતરનાં ચતુર ચાણાક્ય હતા.

ચરોતરનો સારોયે પ્રદેશ હિન્દનાં બગીચા ગણાતા ગુજરાતમાં અતિશય રસાળ અને ફળદ્રુપ ગણાય છે. સાબરમતી,શેઢી, લુણી,

ખારી, વાત્રક મેશ્વો, મહી આદિ નાની મોટી સરિતાઓનાં પાણી પ્રવાહોએ એ પ્રદેશને લીલી, કુંજાર બનાવેલ છે; જ્યારે મહીસાગરની ઊંચી ભેખડો એનાં ઊંડાં વાંધાં અને કપરી કરાડોએ એ પ્રદેશ-નિવાસીઓને ખૂબજ ખડતલ અને અસીમ સાહસિક બનાવેલા છે. અને ૧૮૫૭ની સાલમાં જ્યારે દેશમાં નિરાશાનાં બંધ તોડીને વિદ્રોહનું વિકાળ તાંડવ શરૂ થયું હતું ત્યારે ખેતરોની આંખને ઠારતી હરિયાળી અને ખેડૂત જીવનની મસ્તી વીસરી જઈને હિન્દના આઝાદી જંગમાં ઝંપલાવનારા ઝવેરભાઈ પટેલ એ ખડતલપણા અને સાહસિકતાની સજીવ મૂર્તિ સમા હતા.

ખરેખરી ખંત અને જબ્બર જાત મહેનતથી ચરોતરના સારાયે પ્રદેશને સમૃદ્ધિ અને સુંદર ઉપવન બનાવનારા ખંતીલા અને ખડતલ ખેડૂતોનો એક વર્ગ પાટીદાર કણબી કહેવાય છે. આ પાટીદારો જ એ પ્રદેશના પ્રાણવાન પુત્રો અને ધરતીના સાચા સ્વામી છે.

ગુજરાતમાં આ પાટીદાર કણબીઓના આગમન અંગે એમ કહેવાય છે કે તેઓ અસલ તો અવધ કે કાન્યકુબ્જમાં વસતા હતા. દશરથનંદન રામ અને જનકદુલારી સીતાના સુપુત્રો લવ અને કુશ અયોધ્યા છોડીને મથુરામાં આવ્યા એટલે એઓ પણ તેમની સાથે મથુરાના પ્રદેશમાં જઈ વસ્યા. યાદવોએ મથુરા પર આક્રમણ કર્યું, એથી કણબીઓ મારવાડના માર્ગે કનકસેન રાજાની સાથે ગુજરાતમાં આવીને વસ્યા. અહીં સાબરમતી તથા મહી વચ્ચે આવેલા ચારુતર-ચરોતર પ્રદેશ એમનો ખાસ મથક બન્યો.

ગુજરાતની આ રળિયામણી ભૂમિમાં ઉત્તર હિન્દથી આવી વસેલાં આ પાટીદાર કણબીઓ મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજીના પુત્રો લવ અને કુશના સીધા વારસદાર હોવાનું અને પોતાના પ્રતાપી પૂર્વજોના પુનિત નામ પરથી 'લવા કે લેવા' અને 'કડવા' કહેવરાવે છે. શ્રી. ઝવેરભાઈ પટેલ પણ રામસુત લવથી ઉતરી આવેલા લેવા—શ્રેણીના કણબી પાટીદાર હતા.

ગુજરાતને ઘડવામાં અને સંસ્કારવામાં મહત્વનો ભાગ ભજવવામાં એ સમયમાં અપ્રતિમ યશ મેળવનારા શ્રી. સ્વામીનારાયણના ઉધ્ધ સંપ્રદાયની એમણે દીક્ષા લીધી હતી–કંઠી બાંધી હતી. શ્રીજી મહારાજ પ્રત્યે એમની અનન્ય ભક્તિ અને અદ્ભૂત એકનિષ્ઠા હતી.

પંચવર્તમાન પાળીને સ્વરૂપજ્ઞાન સંપાદન કરવાના જીજ્ઞાસુ શ્રી. ઝવેરભાઈ શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓ, સત્સંગીઓ અને હરિજનોનો ગાઢ અને સતત સંપર્ક સેવવાની ઉત્કંઠ ઈચ્છા રાખનારા હતા અને એ ખાતર જ પોતાની પિસ્તાલીસ વર્ષની વય પછી તો તેઓ ઘેર માત્ર એક વેળા જ જમવા જતા હતા અને બાકીનો બધોય વખત મંદિરમાં રહીને અનન્ય ભાવે હરિભક્તિ અને સાધુ–સંત સેવા કરવામાં જ પસાર કરતા હતા.

ઈશ્વરની અખંડ ઉપાસના અને આરાધનામાં અહોરાત રચ્યા-પચ્યા રહેતા શ્રી. ઝવેરભાઈ જાત્રાએ પણ અવારનવાર જતા રહેતા હતા; અને શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના થતા સાધુ–મેળા કે સામૈયામાં જવાનું એકવાર પણ ચૂકયા ન હતા. વડતાલની યાત્રા તો તેમણે અનેક વાર કરી હતી.

શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના વ્રતધારી હોઈ શ્રી. ઝવેરભાઈનું સારૂંયે જીવન સંયમપૂર્ણ હતું અને પરિણામે તેમનું શરીર સ્વાસ્થ્ય હંમેશાં બહુ જ સારૂં રહેતું હતું; અને એથી જ આખરના દહાડા સુધી પણ તેઓ મૂઠી ચોખા અને બાજરી હંમેશાં કાચા ને કાચા ચાવી જઇ શકતા હતા, એટલું જ નહિ પરંતુ પચાવી પણ શકતા હતા.

આવા શૂર અને ભક્ત પુરૂષ શ્રી. ઝવેરભાઇ પટેલના ઘરે ગુર્જર વલ્લભ–અમારા સરદાર શ્રી વલ્લભભાઇ ઈ. સ. ૧૮૫૭ના ઓકટોબર મહિનાની ૩૧મી તારીખે જન્મ્યા હતા.

૪

અખંડ ધ્યેયનિષ્ઠા, અનુપમ પૌરુષ અને અડગ વ્યક્તિત્વ એ પ્રતાપી પિતા તરફથી 'અમારા સરદાર' વલ્લભભાઈને મળેલો અમૂલો વારસો છે.

અને એથી જ એમના બાળ જીવનની પ્રત્યેક પગદંડી પર લોખંડી સંકલ્પશક્તિ, જબ્બર જોખમ વચ્ચે ય ચમકતી સૈનિક પ્રતિભા અને અસીમ કષ્ટ સહિષ્ણુતા પેખાઈ રહી હતી.

વલ્લભભાઈનું બાળપણ ચરોતરના પાટીદાર ગામોમાં અનોખી ભાત પાડતા આણંદ તાલુકાના એમના જન્મસ્થાન કરમસદ ગામમાં જ વીત્યું છે.

નિસર્ગના ઉછંગમાં ઉછરતાં બાળ વલ્લભભાઈ પ્હો ફાટતાં જ પિતાની સાથે રોજ ખેતરે જતા હતા અને છેક નાની વયે પણ પિતાના કામકાજમાં પોતાનો યથાશક્ય સાથ આપવામાં આનંદ અનુભવતા હતા. એ વયે એમને આસપાસના ખેતરોનું અને ગામડાઓનું અચ્છું જ્ઞાન મળ્યું હતું; અને ખરા ખેડૂત કહેવરાવવાની યોગ્યતા મળી ચૂકી હતી.

વલ્લભભાઈએ પિતાની જાતિ દેખરેખ નીચે જ થોડુંઘણું પ્રારંભિક શિક્ષણ મેળવ્યું હતું. ખેતરે પોતાની સાથે સવારે લઈ જતી વેળાએ તેમજ સાંજે ઘેર પાછા વળતી વેળાએ રસ્તામાં પિતા બાળવલ્લભને પાડા બોલાવતા અને પલાખાં ગોખાવતા હતા.

નિર્ભીકતા તો નાનપણથી જ 'અમારા સરદાર'માં ભારોભાર ભરી છે. મુશ્કેલીઓ એમને કોઈપણ અવસ્થામાં ય નમાવી શકી નથી કે ભય ડરાવી શક્યો નથી.

બાલ્યાવસ્થામાં એમને એકવાર બામલી–કાખબલાઈ થઈ હતી.

પીડાનો પાર ન હતો. માતપિતાના માયાળુ ઉપચારો નિષ્ફળ નીવડયા એટલે ઓળખીતા પાળખીતાઓ અને આડોશી પાડોશીઓએ બામલી પર ટાઢો-ધગધગતો લોખંડના સળિયા વતી ડામ દેવાને સૂચવ્યું. આ કામ માટે ગામનો એક હજામ પાવરધો ગણાતો હતો. વૃદ્ધ માત-પિતા બાળવલ્લભને એની પાસે લઈ ગયા. હજામે લોખંડનો એક સળિયો ધગધગતા અંગારમાં તપાવ્યો અને એ લાલચોળ થયો એટલે દર્દી-બાળની બામલી પર ડામ દેવાને ઊંચક્યો.

આ દૃશ્ય જોઇને માત-પિતા અને આસપાસ એકઠી મળેલી માનવમેદની ધ્રુજી ગઇ. દર્દીની કુમળી વય અને નિર્દોષ મુખ જોતાં જ એ હજામના હાથ ધ્રૂજી ઉઠયા. એકાએક એ નાહિંમત બની ગયો, અને ટાઢોડામ દેવાનો એણે સ્પષ્ટ શબ્દોમાં ઇન્કાર સંભળાવી દીધો.

"આમ જોયા શું કરે છે?" બાળ વલ્લભભાઇ અધીર બની બોલી ઉઠયા. "લાવ, તારાથી ન મૂકાય તો હું મૂકું. જોતો નથી સોઢું જલદીથી ઠંડુ થઈ રહ્યું છે?"

આટલું બોલતાં બોલતાં જ એમણે હજામના હાથમાંથી એ ધગધગતો લાલચોળ સળિયો પોતાના હાથમાં લઇ લીધો અને આંખના પલકારા માત્રમાં જ દર્દ કરી રહેલી બામલી પર ચપોચપ બે ત્રણ ચપકાઓ પોતાની જાતે જ મૂકી દીધા.

"અત્યાર સુધી આવો બહાદુર છોકરો તો મારા જોવામાં કદી યે આવ્યો નથી!" નાહિંમત થઇને વિમાસણમાં પડેલા પેલા હજામનાં મોઢામાંથી બાળવલ્લભ માટે પ્રશંસાના ઉદ્‌ગારો એકાએક બહાર સરી પડયા.

આ પ્રસંગ જાણ્યા પછી કોણ કહી શકે એમ છે કે નિર્ભીક પિતા અને દૃઢ ચિત્તે માતાનો આગ્રહ, દૃઢતા અને સહનશક્તિનો અમૂલો વારસો વલ્લભભાઇને નથી મળ્યો?

આમ રમતાં, ખેલતાં અને આથડતા વલ્લભભાઇએ ગુજરાતી સાત ચોપડી સુધીનો અભ્યાસ પોતાના ઘર આંગણે–કરમસદમાં જ કરી નાખ્યો. પણ હવે શું કરવું એની ચિંતા એમને કોરી ખાવા લાગી. આવી ગડમથલમાં થોડાક દિવસો પસાર થઈ ગયા, ત્યાં તો ગામમાં ગામઠી અંગ્રેજી શાળા નીકળી. એમાં એ દાખલ થયા અને ત્યાં જ ત્રણ ચોપડી ભણ્યા.

કરમસદ જેવડા નાના ગામડા ગામમાં મળી શકતી બધી યે કેળવણી લઇ લીધી. આગળ અભ્યાસ કરવાના બારણા બંધ દેખાયા. શાળાના માસ્તરે તો એમને સિનિયર માસ્તર બનવાની ભલામણ કરી પણ એ એમના ગળે મુદ્દલ ઉતરી જ નહિ.

એ સમયે કરમસદની સાવ નજીકમાં જ આવેલું ગાયકવાડનું પેટલાદ ગામ અંગ્રેજી અભ્યાસ માટે, સગવડ માટે પંકાતું હતું; અને એથી જ પેટલાદની આજુબાજુના ગામોના માબાપો પોતાના છોકરાંઓને અંગ્રેજી ભણાવવા પેટલાદ જ મોકલતા હતા.

વડોદરા રાજ્યના કેળવતી ખાતાની સારી શિક્ષણ સંસ્થા હોવા છતાંય પેટલાદમાં છોકરાંઓને રહેવાની કોઇ સગવડ નહોતી. આ કારણથી જ સાધન સંપન્ન માબાપો પોતાના છોકરાંઓને વડોદરા, નડિયાદ કે અમદાવાદ મોકલતા હતા. પણ વલ્લભભાઈને એટલે દૂર મોટા શહેરમાં મોકલવા જેવી ઝવેરભાઈ પટેલની ગુંજાશ નહોતી; અને એથી જ તેમણે વિદ્યાર્થી વલ્લભભાઈને પેટલાદ જ ભણવા મોકલવાનો આખરે નિશ્ચય કર્યો.

પેટલાદ આવીને વલ્લભભાઈએ સાત આઠ છોકરાંઓની વચ્ચે એક મકાન ભાડે રાખ્યું અને રહેવા માંડયું. દર અઠવાડિયે કરમસદ જઈ એ સાત દહાડાનું સીધું ઉપાડી લાવી જાતે જ રાંધી ખાવા લાગ્યા અને સાથોસાથ ખંત અને ઉત્સાહથી અંગ્રેજીનો આગળનો અભ્યાસ કરવા લાગ્યા.

પેટલાદમાં ચોથી અને પાંચમી અંગ્રેજી ચોપડી ભણી રહ્યા એટલે વધુ અભ્યાસ માટે તેઓ નડિયાદ આવ્યા અને હાઈસ્કુલમાં દાખલ થયા.

વિદ્યાર્થી વલ્લભભાઈ અન્ય વિદ્યાર્થીઓની જેમ સુસ્ત કે જલ્દી દબાઈ જાય એવા નહોતા. જ્યાં જ્યાં એ ગયા છે, ત્યાં ત્યાં એ પોતાના જીવતા જાગતા જીવન અને નટખટ સ્વભાવને પણ સાથે જ લેતા ગયા હતા.

જ્યારે વલ્લભભાઈ નડિયાદમાં ભણતા હતા ત્યારની એક વાત છે, જેમ આજે ઘણીયે શાળાઓમાં થાય છે, તેમ નડિયાદની હાઈ-સ્કુલના એક શિક્ષક પાઠય પુસ્તકો તેમજ શાળામાં વાપરવાના સાહિત્યનો વેપાર કરતા હતા. એથી એને કંઈક આવક થતી હતી. અને એથી જ એ પોતાની પાસેથી જ ખરીદવાને વિદ્યાર્થીઓ પર દબાણ પણ કરતો હતો.

વિદ્યાર્થી વલ્લભભાઈને શિક્ષકની એ રીતભાત પસંદ ન પડી અને એથી એમણે આંદોલન ઉઠાવ્યું કે કોઈપણ વિદ્યાર્થીએ એ શિક્ષ-કની પાસેથી શાળામાં વાપરવાનું સાહિત્ય કે પાઠય પુસ્તકો ખરીદવા નહિ.

છોકરાંઓમાં ભારે ઉત્તેજના પ્રસરી ગઈ અને એ શિક્ષકની જોહાકી સામે જંગ જામ્યો. એ જંગે એવું તો જબ્બર રૂપ લીધું કે એ અંગે હડતાળ પડી અને છ દિવસ શાળા સદંતર બંધ જ રહી.

અંતે શિક્ષકને નમવું પડયું અને ત્યારે જ શાળા પછી યથાક્રમ ચાલવી શરૂ થઈ.

❦

# ૫

સાહસ અને શૌર્યની કવિતા સમું સરદારનું જીવન છે. અને એ ભાવિમાં એક ભવ્ય પુરુષ થવાને સર્જાયા હોવાના ભણકારા તો એમના બાલ્યકાળ અને વિદ્યાર્થી અવસ્થાથી જ વાગી રહ્યા હતા.

છેક છોટી ઉમ્મરથી જ એમણે સાર્વજનિક હિતની ખાતર અપ્રિયતા વહોરતાં કદીયે પાછી પાની ભરી નથી. સ્વમાન સાચવવા માટે શાળા–જીવનમાંય એમને આદરવાં પડેલાં અનેક યુદ્ધોમાં નડર નેતાગીરી, વિચક્ષણ કાર્યદક્ષતા અને સર્વોત્તમ શિસ્તબધ્ધતાના ઉત્તમ ઉદાહરણોનાં દર્શન થયા વગર રહેતાં નથી.

વિદ્યાર્થી તરીકેનું એમનું જીવન મુખ્યત્વે નડિયાદમાં વ્યતીત થયું છે. એ સમયે નડિયાદની હાઈસ્કુલોમાં બહુ જ માયાળુ અને મળતાવડા સ્વભાવના ભરૂચા નામના એક પારસી ગૃહસ્થ હેડમાસ્તર હતા; અને વલ્લભભાઇના વર્ગશિક્ષક એક શ્રી. અમરવાળા નામના ગૃહસ્થ હતા.

એક દિવસ શ્રી અમરવાળા વર્ગમાં સમયસર આવી શક્યા નહિ; એટલે સર્વ વિદ્યાર્થીઓ તાનમાં આવી ગયા અને ગાવા લાગ્યા. આ ગાવાનો અવાજ ઑફીસ સુધી પહોંચવામાં વાર પણ ન લાગી.

ઊંચા સ્વરે ગવાતા ગાયનોનો અવાજ સાંભળી શ્રી. અમરવાળા ઉતાવળા ઉતાવળા પોતાના વર્ગમાં આવ્યા અને ધમાચકડી મચાવવા માટે વિદ્યાર્થીઓને ધમકાવવા લાગ્યા. વર્ગશિક્ષક વિદ્યાર્થીઓને ઠપકો આપવાની મર્યાદા ભંગ કરવાની હદ ઓળંગી જતા જોઇ વિદ્યાર્થી વલ્લભભાઈ ઉભા થયા અને શિક્ષક સામે આવી વિદ્યાર્થીઓની વકીલાત કરવા લાગ્યા.

"એમાં અમારો શો દોષ છે? શિક્ષકો શાળામાં આવી ઑફી-

સમાં બેસી રહે અને વર્ગનો સમય થઇ જવા છતાંય વર્ગમાં ન આવે અને ત્યાં બેઠા ગપાટા મારે અને મઝા કરે તો અમે વિદ્યાર્થીઓ તે સમય દરમ્યાન અહીંયાં ગાયન ગાઇએ અને આનંદ મેળવીએ તેમાં અમે શો ગુન્હો કર્યો છે?"

શ્રી. અગરવાળા આ દલીલ સાંભળીને શાંત થવાને બદલે વધુ ગુસ્સે થયા અને સ્પષ્ટ વક્તવ્ય માટે વલ્લભભાઇને વર્ગ બહાર ચાલ્યા જવાની શિક્ષા ફરમાવી. પોતાના દેષ તરફ દુર્લક્ષ સેવતા શિક્ષકના હુકમ આગળ નમી પડવાને બદલે વલ્લભભાઇ એકદમ વર્ગ બહાર નીકળી ગયા. વર્ગના બધાય વિદ્યાર્થીઓએ પણ વલ્લભભાઇનું અનુકરણ કર્યું.

અને પછી તો મામલો બીચકયો. વાત મમત પર ચઢી અને વર્ગશિક્ષક અગરવાળાની આબરૂનો પ્રશ્ન ઉપસ્થિત થયો. વિદ્યાર્થીઓને વલ્લભભાઇને મૂકીને સમજાવવાના પ્રયત્નો શરૂ થયા, પણ કાંઈ પરિણામ આવ્યું નહિ.

વલ્લભભાઈને ગાવાબજાવવાનો શોખ નહોતો, પણ વર્ગના વિદ્યાર્થીઓનો પક્ષ લઈને શિક્ષકને એના દોષ દેખાડી નીડરતાથી એમણે જવાબ આપીને વણમાગ્યું જોખમ વહોરી લીધું. હતું આની બધાય વિદ્યાર્થીઓ પર ઉત્તમ છાપ પડી અને એથી એ બધાએ એમની પડખે ઉભા રહેવાનો નિર્ણય કર્યો; અને બીજે દિવસે આખીયે હાઈસ્કુલના વિદ્યાર્થીઓ હડતાળ પર ઉતરી પડયા.

આખરે હાઇસ્કુલના હેડમાસ્તર શ્રી. ભરૂચા વચ્ચે પડયા અને મીઠા વર્તાવથી એ આખું યે પ્રકરણ પતાવી દીધું. કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરને હાઈસ્કુલના મામલાની ખબર પડી. હાઈસ્કુલના હેડમાસ્તરને એ મળ્યા અને નબળી શિસ્ત માટે ઠપકો આપ્યો. હેડમાસ્તરે આ વાત વલ્લભભાઇને જણાવી, ત્યારે જરાકે ડધાયા વિના એમણે જણાવી દીધું કેઃ—'સાહેબ, મને તે વખતે બોલાવતો હતો ને? હું તેમને શિસ્ત શી રીતે જળવાય તેનો પાઠ બરોબર શિખવાડત."

નડિયાદના કરતાં વડોદરામાં અંગ્રેજી વધારે સારું શીખવાડાય છે એમ સાંભળવાથી વલ્લભભાઈ બીજે વર્ષે વડોદરા હાઇસ્કુલમાં દાખલ થયા હતા.

સરદારને સંસ્કૃતમાં બહુ રસ પડતો ન હતો અને ભણવામાં પણ એ બહુ કઠિન લાગતું હોવાથી મેટ્રિકમાં આવતાં સંસ્કૃત છોડી એમણે ગુજરાતી લીધું હતું. એ વેળા ગુજરાતી શીખવનારા શ્રેયઃસાધક અધિકારી વર્ગવાળા પ્રસિદ્ધ 'છોટાલાલ માસ્તર' હતા. ગુજરાતી શીખવતા, પણ સંસ્કૃત જેવી શિષ્ટ ભાષા છોડી ગુજરાતી શીખવા આવનાર વિદ્યાર્થી પ્રત્યે એમને અણગમો રહેતો.

જે દિવસે વલ્લભભાઇ એમના વર્ગમાં જોડાયા, તે દિવસે જ છોટાલાલ માસ્તરનું 'એમના પ્રત્યે ધ્યાન ખેંચાયું. વલ્લભભાઈને પોતાની પાસે બોલાવ્યા.

"આવો મહાપુરુષ! ક્યાંથી આવ્યા.?" છોટાલાલ માસ્તરે વલ્લભભાઈ સાથે વ્યંગમાં વાત કરતાં પૂછ્યું.

"કરમસદથી." વલ્લભભાઇએ શાંતિપૂર્વક પ્રત્યુત્તર આપ્યો.

"સંસ્કૃત છોડીને ગુજરાતી લો છો, પણ સંસ્કૃત વિના ગુજરાતી આવડે જ નહિ એ ખબર છે?" કહી છોટાલાલ માસ્તરે સંસ્કૃત અભ્યાસના ઘણા લાભો ગણાવ્યા.

"પણ સાહેબ! અમે બધા સંસ્કૃતમાં જ રહેત તો પછી આપ શીખવત કોને?" વલ્લભભાઇએ ધીમે રહીને જવાબ આપ્યો.

શિક્ષકે મગજની સમતુલા ગુમાવી. વિદ્યાર્થીની નિખાલસતામાં એમને ઉદ્ધતાઈ દેખાણી. અને પછી તો વલ્લભભાઈને પાછલા બાંક ઉપર ઊભા રહેવાની સજા ફરમવાઈ. આ સજા તો સુખે ભોગવી પણ એ ઉપરાંતની થયેલી સજા ભોગવવાનો તો એમણે સ્પષ્ટ શબ્દોમાં ઇન્કાર સંભળાવી દીધો.

"મહાપુરુષ! જાઓ, એક એકાથી દશ એકા સુધીના પાડા લખી લાવજો." શિક્ષકે હુકમ ફરમાવ્યો.

એક દિવસ થયો, બે દિવસ થયા, પણ રોજ શિક્ષા વધારતા જાય. 'જાઓ, કાલે બે વાર લખી લાવજો; કાલે ચાર વાર;' 'કાલે આઠવાર,' એમ બસેંહ પાડા લખવાનો હુકમ થયો ત્યાં સુધી 'મહાપુરુષ'ની ઉપર અસર ન થઈ. માસ્તર સાહેબ શિક્ષા વધારતા ગયા અને વલ્લભભાઈ એ મૂંગે મોંઢે સાંભળતા ગયા.

"કેમ, લખી લાવવા છે કે નહિ? કે બીજી શિક્ષાનો વિચાર કરૂં?" એક દિવસ માસ્તરે એ નવા નિશાળીઆની નફ્ફટાઈ કાઢી નાખવાનો નિર્ણય કરી કહ્યું.

"સાહેબ, ૨૦૦ પાડા તો હું લાવ્યો હતો પણ તેમાંથી બે મારકણા નીકળ્યા અને તે દરવાજા આગળથી નાશી ગયા એટલે કાંઇ ન રહ્યું."

માસ્તર સાહેબ આ જવાબથી લાલ પીળા થઇ ગયા એટલે વધુ ધમકી આપી. બીજે દિવસે પાછું પૂછ્યું. એટલે સહેજ પણ સંકોચ પામ્યા સિવાય વલ્લભભાઇએ માસ્તર સાહેબ પાસે જઈને કહ્યું:" 'હા, લખી લાવ્યો છું.' એમ કહીને એક કાગળ બતાવ્યો, તેમાં લખ્યું હતું: "બસેંહ પાડા." આ વખતે છોટાલાલ માસ્તર કંઇ પણ ન બોલ્યા; પણ 'આ સુધરી શકે નહીં એવો છોકરો છે' એવી ટીકા કરતી એક ચિઠ્ઠી સાથે વલ્લભભાઇને હેડમાસ્તર શ્રી. નરવણે પાસે મોકલ્યા. તેમણે શાંતિથી વલ્લભભાઈને આ બાબતમાં પોતાને કંઇ કહેવાનું હોય તે કહેવાને જણાવ્યું.

"આવી તે સજા હોતી હશે સાહેબ?" વલ્લભભાઇએ હેડમાસ્તર સમક્ષ નિવેદન કર્યું: "કાંઈ અમારા અભ્યાસમાંથી લખાવતા હોય તો મને ફાયદો પણ થાય, આ પહેલી ચોપડીના એકાના પાડાથી

કોઈને ફાયદો ન થાય, ઉલટું એ પાડા લખતો જોઇને મને કોઈ મૂરખ કહે!"

શ્રી. નરવણે સાહેબ સર્વ વાત પામી ગયા. એમણે તો કંઈ પણ કલાકારવ્યા વગર જ વલ્લભભાઇને છોડી મૂક્યા.

સરળ હૃદયી વ્યક્તિની વાણી સર્વદા સાચી જ પડે છે; અને શ્રી. છોટાભાઈ માસ્તરે વિદ્યાર્થી વલ્લભભાઈ માટે કરેલો 'મહાપુરુષ'નો શબ્દપ્રયોગ કેવો સાચો પડયો છે એ કોઈ છાની છૂપી વાત રહી નથી.

# ૬

સુરસ સામાન્ય સમજણ, નૈસર્ગિક સ્પષ્ટતા, ઝડપી નિર્ણયને સંભવિત બનાવતી પૃથક્કરણની માનસિક શક્તિ અને હકીકતો પર મદાર બાંધતી વ્યવહારપ્રકૃતિથી જ અમારા સરદારે વકીલાતની સંસિદ્ધિનું ઊંચામાં ઊંચું શિખર સર કર્યું હતું.

અને ૧૮૯૭ની સાલમાં મૅટ્રિકમાં વલ્લભભાઇ પાસ થયા. કૉલેજમાં જઇને વધુ કેળવણી લેવા જેટલી ઘરની આર્થિક સ્થિતિ સારી ન હતી. એટલે એ 'ડિસ્ટ્રિક્ટ પ્લીડર' બનવાના આખરી નિર્ણય પર આવ્યા. ૧૮૯૮માં વકીલાતનો અભ્યાસ કરવા માંડયો અને ૧૯૦૧ની સાલમાં પરીક્ષા પાસ કરીને 'ડિસ્ટ્રિક્ટ પ્લીડર' બની એમણે વકીલાત કરવી શરૂ કરી.

વકીલાતમાં—ફોજદારી વકીલાતમાં કાયદાના અભ્યાસના કરતાં ઊંડું વ્યવહારજ્ઞાન, માનવ સ્વભાવની પરીક્ષા, ઊલટ તપાસની અને પુરાવાને છણવાની અજબ શક્તિની અનિવાર્ય રીતે આવશ્યકતા રહે છે. જ્યારે દીવાની વકીલાતમાં કાયદાની ગલીકૂંચીઓમાં ઊતરવાનું હોય છે. વલ્લભભાઇએ ફોજદારી વકીલાતને જ પસંદગી આપી અને જોતજોતામાં એક બાહોશ વકીલ તરીકેની સારી નામના મેળવી લીધી.

ફોજદારી વકીલાતમાં વલ્લભભાઇ એકકા અંકાઈ ગયા. સામાન્ય રીતે પ્રખ્યાતી પામેલા ફોજદારી વકીલોએ સરકારી અમલદારો અને પોલીસ ખાતા સાથે સારો સંબંધ રાખ્યો હોવાની અને જરૂર પડે તેમની ખુશામત પણ કરતા હોવાની વાત એક હકીકત રૂપે સર્વજન વિદિત છે. પણ 'અમારા સરદાર' એ કક્ષાના માનવીઓથી

ઉચ્ચ હતા. એમને એ રીતરસમ પ્રત્યે અપાર અણગમો હતો. અમલદારોને અયોગ્ય ઇજ્જત આપીને રીઝવવાની એમને આદત ન હતી.

અને એ વખતના કાળા ગોરા સરકારી ઓફિસરોની અકડાઈ તો અપાર હતી. ગોરા સાહેબોના ઘમંડ તો ઘણા હતા. તેમની તુમાખી સર્વ કોઇને તંગ કરતી હતી. વકીલાત કરતા વલ્લભભાઈ ને પણ આવા એક હલ્મન્ડ નામના ગોરા મેજિસ્ટ્રેટના તુંડમિજાજ સામે મોરચા માંડવા પડયા હતા. મોટા મોટા વકીલોનું અપમાન કરવાની એને આદત પડી હતી, એટલે એની કોર્ટમાં કેસ ચલાવવા જતાં સૌ કોઇ ડરતા હતા.

ખૂન, ખોટા દસ્તાવેજ, ધાડ વગેરેના કેસો તો વલ્લભભાઇને જ મળતા હતા. આવો એક કેસ એ તુમાખી સ્વભાવના મેજિસ્ટ્રેટની કોર્ટમાં ચલાવવાને વલ્લભભાઇને ઉભા રહેવાનું થયું. સાક્ષીઓને શરમાવવા અને દબાવવા ખાતર એ મેજિસ્ટ્રેટ દરેક સાક્ષીની સામે મોટો અરીસો મુકાવતો હતો. અને એ પડેલી આદત પ્રમાણે વલ્લભભાઇએ હાથ ધરેલા કેસના આરોપી પટેલની સામે એણે અરીસો મૂકાવ્યો. વલ્લભભાઇનો રોષ મેજિસ્ટ્રેટની ન્યાય ચલાવવાની રીત સામે ભભૂકી ઉઠયો.

"સાહેબ, આ અરીસો સામે રાખીને આરોપીની જુબાની લેવાય છે એ વાતની નોંધ કરો." વલ્લભભાઇ કેસ ચલાવવાનો આરંભ કરતાં પહેલાં જ ઉચ્ચ સ્વરે ઉચ્ચર્યા.

પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત–પહેલા જ કોળિયે માખ આવવા જેવી મેજિસ્ટ્રેટ માટે વાત બની. વલ્લભભાઇનાં વચન સાંભળી મેજિસ્ટ્રેટ એકાએક ડઘાઈ ગયો. અત્યાર સુધીની એક મેજિસ્ટ્રેટ તરીકેની કારકિર્દીમાં પોતાને પડકારનાર કોઇ માઈનો પૂત વકીલ એને મળ્યો નહોતો, એટલે જ વલ્લભાઈનાં વચનો એને બાણ જેમ લાગ્યાં અને એનો ખિજવાટ ખૂબ જ વધી ગયો. ગરમાગરમ ચર્ચા થઇ. બીજી કોર્ટમાં કેસ ચલાવવાની અરજી આપવાનું વલ્લભભાઇએ આખરે

કહ્યું. આથી તો મેજિસ્ટ્રેટ હસમન્ડની હિંમત સાવ તૂટી ગઈ. આખરે એણે વલ્લભભાઇને સાક્ષીઓ લાવવાનું કહ્યું.

"અહીંયાં—આ કોર્ટમાં હું એક પણ સાક્ષી રજુ કરવા માગતો નથી; પણ આ બંધ પાકીટમાં મેં સાક્ષીઓનાં નામ લખ્યાં છે તે સાક્ષીઓ હું સેશન્સ કોર્ટમાં રજુ કરીશ." એક ઉત્તમ કોર્ટના વકીલને છાજે એવી અદાથી વલ્લભભાઇએ અદાલતને ઉત્તર આપ્યો અને સાથોસાથ એ પાકીટ સેશન્સ કોર્ટમાં જ ફોડવાની પણ સૂચના આપી.

વલ્લભભાઇની માગણીથી મેજિસ્ટ્રેટની મૂંઝવણ ઓર વધી પડી. એના ગભરાટનો પાર રહ્યો નહિ. કુતૂહલવશ બની મેજિસ્ટ્રેટે એ પાકીટ ફોડયું અને એમાંથી નીકળેલી ચિઠ્ઠી વાંચતાં એની આંખ ફાટી ગઇ. એમાં એ મેજિસ્ટ્રેટને તેમજ જે સ્ત્રીનું ખૂન થયું હતું તે જ સ્ત્રીને સાક્ષી તરીકે ટાંકેલાં હતાં. અને બીજી ચીજો તો મેજિ-સ્ટ્રેટને વિમાસણમાં અને ગભરાટમાં નાખી દે એવી હતી.

આખરે મેજિસ્ટ્રેટ પાણી જેવો પાતળો થઇ ગયો, પોલીસના ઘણા સાક્ષીઓનો ઇતબાર કરવાની સાફ ના પાડી. તેના ઉપર સખ્ત ટીકા કરી, પણ પ્રથમ દર્શની પુરાવે કેસ સેશન્સ કમિટ કરવો જોઇએ એટલે કર્યો. વલ્લભભાઇને પણ એટલું જ જોઇતું હતું.

સેશન્સ કોર્ટમાં તો એ કેસ પહેલે જ દિવસે ઊડી ગયો; અને વલ્લભભાઈએ અપૂર્વ વિજય મેળવ્યો.

અને ત્યારપછી તો વકીલ વલ્લભભાઈની આખાયે ખેડા જિલ્લામાં હાક વાગવા માંડી. ત્રાસ આપનારા પોલીસ અમલદારો અને મન-ગમતું કરતા મેજિસ્ટ્રેટો એમના નામ માત્રથી કંપવા લાગ્યા. એમ-નાથી ડરીને તો બોરસદના રેસિડન્ટ મેજિસ્ટ્રેટની કોર્ટ આણંદ લઈ જવામાં આવેલી. વલ્લભભાઇ આણંદ પહોંચ્યા. એટલે પાછી પેલી કોર્ટ બોરસદ આવી. વકીલોનું અવારનવાર અપમાન કરનારા અને તેમને ધમકાવનારા મેજિસ્ટ્રેટોને વલ્લભભાઇએ વશ કરી લીધા.

ગુલાબ રાજા નામનો એક પાટણવાડિયો ગાયકવાડી હદમાં લૂંટો કરે છે અને એને અંગ્રેજી હદની પોલીસ મદદ કરે છે એવો કલેકટરને વિશ્વસનિય રિપોર્ટ મળ્યો. જાત તપાસ કરવા કલેકટર વુડે ગુલાબ રાજાના સિંગલાવ ગામમાં પડાવ નાખ્યો. વુડે ગુલાબ રાજા ક્યાં છે એવી પૂછપરછ કરવા માંડી.

"સાહેબ, તમે જેની તપાસ કરો છો, એ હું પોતે જ ગુલાબ રાજા છું." કલેકટર વુડની પાસે જ કરચી ફેંટો અને ભેટ બાંધીને ઉભેલા એક પાટણવાડિયે કહ્યું.

"તારા હાથ છૂટા તે હોય? તને તો બેડીઓ પહેરાવવી જોઇએ." કલેકટર વુડે કહ્યું.

"પકડાઉં તો તારી સત્તા ચાલે તે કરજે, આજે તો હું રાજા છું." ગુલાબ રાજાએ જડબાતોડ જવાબ આપ્યો; અને એ ત્યાંથી ચાલ્યો ગયો.

અને પછી તો કલેકટરના કહેવાથી એના ઉપર કેસ ઉભો કરવામાં આવ્યો. ચોરા ઉપર મામલતદારની શિખવણીથી એક વાણિયાએ ગુલાબ રાજાને ગાળો દીધી. ગુલાબ રાજા ગુસ્સે થઈ ગયો અને ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે એ વાણિયાના કપાળમાં કાંકરી મારી. આ બાબતનો કેસ ચાલ્યો. ગુલાબ રાજાએ વલ્લભભાઈને વકીલ તરીકે રોકયા. કેસમાં કંઇ થઈ શકે તેમ નહોતું, પણ કલેકટર વુડે મોટા જજને મળીને એને નવ મહિનાની સજા કરાવી. ગુલાબરાજાને કલેકટર અને જજ વચ્ચે થયેલી આ ગોઠવણનો ગંધ આવેલી એટલે તે કોર્ટમાં હાજર જ થયો નહિ; અને તે દહાડાથી બહારવટું શરૂ કર્યું.

એ પછી તો કલેકટર વુડને દરરોજ બાતમી જવા લાગી કે ગુલાબ રાજા વકીલ વલ્લભભાઈના ઘેર રોજ રાત્રે આવે છે. વુડે વલ્લભભાઈ ને બોલાવ્યા અને મોટી જગ્યા આપવાની અનેક લાલચો આપી ગુલાબ રાજાને પકડાવવા કહ્યું.

"કાયદો તો હું થોડો ઘણો જાણું છું; મારે ઘેર તે આવતો હોય તો મારે પોતે જ તે જાહેર કરવું જોઈએ, ન કરું તો ગુન્હો ગણાય એ હું જાણું છું." વલ્લભભાઈએ વુડને ઉત્તર આપ્યો અને સાથોસાથ એવી સલાહ પણ આપી કે "તમારી બંદુકો નકામી છે— એ ધારિયાં કરાવીને રાખો."

કહેવાની જરૂર નથી કે કલેક્ટર વુડે વલ્લભભાઈની સલાહ માનીને તાબડતોબ એ ધારિયાં કરાવી લીધાં હતાં.

* * *

બહારવટિયો ગુલાબ રાજા આખરે પકડાયો. પોલીસે એને બોરસદની જેલમાં પૂર્યો, પણ ગુલાબ એમ ગાંજ્યો જાય એવો નહોતો. મોકો મળતાં એ જેલ તોડીને નાશી ગયો.

અને પછી તો પોલીસ ખાતાને ખબર મળવા લાગી કે બોર-સદમાં વલ્લભભાઈ પટેલ બહુ હોંશિયાર વકીલ છે, તેથી કોઈ કોઈ દિવસ ચૂપકીદીથી તે વલ્લભભાઈ પાસે પોતાના બચાવની સલાહ લેવા જાય છે.

આ માહિતી જિલ્લાના પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ મી. બાલેને મળી. મી. બાલે બોરસદ ગયા. શ્રી. વલ્લભભાઈને બોલાવ્યા અને પૂછ્યું:—

"ગુલાબ રાજા તમારી પાસે આવે છે?"

"હા, કોઈ કોઈ વખત પોતાના બચાવ માટે મારી સલાહ લેવા આવે છે. "વલ્લભભાઈએ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને નીડરતાથી જવાબ આપ્યો.

"તે સરકારી ગુન્હેગાર છે. તમારી પાસે આવે ત્યારે તમે અમને ખબર ન આપો? અને તેને પકડવામાં મદદ ન કરો?" પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે પોતાની માગણી રજૂ કરી.

"તેને પકડાવાનું કામ મારું નહિ. મારા પર વિશ્વાસ મૂકી

આવેલા માણસને પકડાવાનું કામ મારાથી ન થાય. તે તો ભંગીઆનું કામ. હું ભંગીઆનું કામ નહિ કરું." વલ્લભભાઈએ બેપરવાઈથી જવાબ આપ્યો.

"પણ વલ્લભભાઇ, તમે તેને પકડાવી આપો તો તમારા લાભની વાત છે." પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે જોયું કે આ માણસ તેની અમલદારીથી નહિ દબાય, એટલે તેણે લાલચનો પાસો નાખ્યો; અને એ લાલચને વધુ મોહક બનાવતાં કહેવા માંડયું કે "તમે પોલીસ ઇન્સ્પેકટર તરીકે નીમાવ એવી તજવીજ હું કરીશ, અને જરૂર તમે પોલીસ ઈન્સ્પેકટર તરીકે નીમાશો. તમે તે કામને માટે લાયક છો."

આ સાંભળતાં જ વલ્લભભાઇનો મિજાજ ગયો, અને કરડી નજર નાખીને તડૂકયાઃ—

"ધિક્કાર છે તમારા પોલીસ ખાતાને, કાળાં હૃદય અને કાળા આત્મા."

પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ તો સાવ ડઘાઈ ગયો અને શરમિંદો થઇને ચાલ્યો ગયો.

એ પછી તો ગુલાબ રાજા રંગે ચઢયો. એણે બાવન લૂંટો કરી અને પચીસ ત્રીસ ખૂનો પણ કર્યાં.

અને એને સતાવનાર પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ તો લાંબી રજા લઇને ચાલ્યો ગયો !

* * *

"અમારા સરદાર" કર્ત્તવ્યનિષ્ઠા અને ધીરજના ધોરી માર્ગ પર ધપનારા છે.

વલ્લભભાઇ ગોધરામાં વકીલાત કરતા હતા, ત્યારે એક વેળા ત્યાં ખૂબ પ્લેગ ચાલ્યો. અદાલતના નાજરનો દીકરો પ્લેગમાં ઝટકાઇ પડયો. વલ્લભભાઈ એની સારવારમાં રહ્યા પણ એ સાજો

થયો નહી. એ અવસાન પામ્યો. એને સ્મશાને મૂકી આવીને વલ્લભભાઈ પોતે પ્લેગમાં સપડાયા. મોટી ગાંઠ નીકળી, પણ એથી એ જરાકે ગભરાયા નહીં. બીમાર હાલતમાં જ એ દેશમાં જવાને પોતાની પત્નીની સાથે ગાડીમાં બેઠા. આણંદ આવ્યા; અને પત્નીને કહ્યું : "તમે કરમસદ જાઓ, હું નડિયાદ જાઉં છું અને ત્યાં સાજો થઇ જઇશ."

પતિને આવી સ્થિતિમાં છોડીને કરમસદ જવાની હિંમત ચાલી નહીં. સાથે આવવાનો આગ્રહ કર્યો, પણ એથી જરાકે ડગ્યા વગર વલ્લભભાઇએ તો એમને કરમસદ જવાનું જ કહ્યું. પત્ની કરમસદ ગયાં અને વલ્લભભાઇ નડિયાદ ગયા. અને ત્યાં જલ્દીથી સાજા પણ થઇ ગયા,

કરમસદ ગયા પછી ઝવેરબા જીવલેણ દર્દથી બીમાર પડી ગયાં. 'ઓપરેશન' કરાવવાને વલ્લભભાઈ એમને મુંબઇ લઇ ગયા. મુંબઈમાં કામા હોસ્પીટલમાં એમને દાખલ કરાવ્યાં, એમની દેખભાળ માટે પૂરતો બંદોબસ્ત કરી વલ્લભભાઇ પાછા ગોધરે આવ્યા.

ઓપરેશન ઉત્તમ રીતે થયું. વલ્લભભાઇ એમના આરોગ્યના ખબર રોજ મેળવ્યા કરતા હતા, પણ બેચાર દિવસમાં ઝવેરબાની તબિયત વધુ બગડી ગઈ; અને એક કોર્ટમાં વલ્લભભાઇ કેસ ચલાવતા હતા, ત્યારે તેમના મરણનો તેમને તાર મળ્યો. તાર વાંચીને તેમણે મેજ પર મૂકી દીધો; અને વલ્લભભાઇએ કામ આગળ ચલાવ્યું. મુકદ્દમાનું બધું યે કામકાજ પતી ગયું એટલે એ બહાર આવ્યા અને ત્યારે જ એ તારની વાત એમણે બહાર પાડી હતી.

૭

અદમ્ય ઇચ્છાશક્તિ ને અખંડ આત્મ-વિશ્વાસ, અથાક ઉદ્યમ અને અતૂટ એકાગ્રતા તો 'અમારા સરદાર'ના અણુએ અણુએ ઓતપ્રોત થયેલ છે.

વલ્લભભાઈ તો એક અવિરત યત્નશીલ વિરલ વ્યક્તિ છે; અને એમની અપરિમિત કર્ત્તવ્યાભિમુખતાની અનંત ક્ષમતાએ જ એમને એક અભિજાત આગેવાન બનાવેલ છે.

અખૂટ નિશ્ચય બળ અને પ્રતાપી ચેતનથી ચમકતા આ પુરુષ-વાઘને જ્યારે જ્યારે કોઈ પણ નાનું કે મોટું કાર્ય હાથ ધરીને કરવાની લગની લાગી છે, ત્યારે ત્યારે એ રાત કે દહાડો કંઈ પણ જોયા કર્યા સિવાય અથાગ પરિશ્રમ ઉઠાવીને જ એમાં રચ્યા પચ્યા રહ્યા છે અને એને સાંગોપાંગ સમાપ્ત કર્યા પછી જ હાશ કરીને હેઠા બેઠા છે.

છેક નાની ઉમ્મરથી જ વલ્લભભાઈ વિલાયત જવાના સોનેરી સ્વપ્ના સેવતા હતા. જે લોકો સાત હજાર માઈલ દૂરથી રાજ્ય કરવા આવે છે, તેમનો દેશ કેવો હશે તે જોવા તથા જાણવાને એમના અંતરના ઊંડાણમાં ઉગ્ર આકાંક્ષા ઉદ્ભવી હતી. પણ કુટુંબની સાધારણ આર્થિક સ્થિતિએ એમની એ આકાંક્ષાને ઊગતાં જ ડાબી દીધી હતી.

પરંતુ એ આકાંક્ષા પાછી ૧૮૯૭ ની સાલમાં નવઅંકુરિત થઈ. એ વર્ષમાં મેટ્રિકની પરીક્ષા પાસ કર્યા પછી પાછી વિલાયત જવાની એમને તીવ્ર તાલાવેલી લાગી હતી. દશ પંદર હજાર રૂપિયા મળે તો જ વિલાયત જવાય એમ હતું; અને એટલા રૂપિયા કોઈ એમને આપે તેમ નહોતું. એમની એ અપાર મૂંઝવણે એમને અન્ય

મનરક બનાવી મૂકયા હતા, ત્યાં એમની મદદે એમનો એક મિત્ર એકાએક આવી ચઢયો.

એમના એ મિત્રે જગત જોયું કે જાણ્યું ન હતું. એમને પણ દુનિયાદારીનો મુદ્દલે અનુભવ ન મળે. એમણે તો પોતાની સમજણ મુજબની શુદ્ધ ભાવે સલાહ આપી કે 'આપણા દેશના યુવાનોને વિલાયત જઈને વધુ અભ્યાસ કરવા માટે ઈડર રાજ્યના મહારાજા વ્યાજે રકમ આપે છે; એટલે ત્યાં જઈએ તો જ મૂંઝવણ મટવાનો સંભવ છે. મિત્રની નિખાલસ સલાહ માન્ય રાખવામાં આવી અને બન્ને જણા બીજે દિવસ ઇડર ગયા. આશાભર્યા ઈડર આવ્યા પણ એમનો ત્યાં ભાવ પૂછે એમ કોઈ નહોતું. ગામ ફરતી પ્રદક્ષિણા કરીને આખરે બન્ને મિત્રો 'ઇડરિયો ગઢ' જીત્યા વિના નરી નિરાશા લઈને પાછા ફર્યા.

વિલાયત જવું હોય તો આડાં અવળાં ફાંફાં માર્યા વગર પહેલાં જાતમહેનતથી જોઈતા પૈસા કમાઈ લેવાની જરૂરિયાત એમને જલદીથી જણાઈ આવી અને એ માટે અધિક ઉત્સાહભેર એમણે સને ૧૮૯૮ની સાલમાં વકીલાતનો અભ્યાસ કરવો આદરી દીધો હતો અને ૧૯૦૧ ની સાલમાં વકીલાતની પરીક્ષા પસાર કરીને 'ડિસ્ટ્રીકટ પ્લીડર' બન્યા, અને ગોધરા, આણંદ, બોરસદ વગેરે સ્થળોએ પ્રેકટીસ કરવી શરૂ કરી. ઉદ્યમીને જ અર્થ અને ઈશ્વરના અનુગ્રહ મળે છે એ માન્યતા 'અમારા સરદાર'ની બાબતમાં સાચી ઠરી. જબ્બર જહેમતથી જોતજોતામાં જ 'અમારા સરદાર' કાયદાના ક્ષેત્રમાં પ્રબળ પ્રાવિણ્ય અને પરમસિદ્ધિ પામ્યા.

વકીલાતનો ધંધો ધીકતો ચાલ્યો અને વિલાયતના વિશેષ અભ્યાસના ખર્ચ જેટલી રકમની કમાણી કરી લીધી એટલે વલ્લભભાઈએ વિલાયત જવાનો નિર્ણય કર્યો, અને એ માટે વ્યવસ્થા કરવા એક કંપની સાથે પત્રવ્યવહાર કરવો શરૂ કરી દીધો. અને થોડાં જ વખતમાં વિલાયત જવાની એમની બધીયે ગોઠવણ પૂરી થઈ ગઈ.

એ ૧૯૦૫ ની સાલ હતી. વલ્લભભાઇ વિલાયત જવાની વ્યવસ્થા કરી રહ્યા છે એની જાણ એમના મોટા ભાઈ શ્રીવિઠ્ઠલભાઇ સાહેબને અણધાર્યા સંજોગો વચ્ચે થઈ. જે કંપની મારફત વિલાયત જવાની ગોઠવણ કરવા પત્રવ્યવહાર કર્યો હતો અને એના જે જવાબો આવ્યા હતા એ સર્વ વિઠ્ઠલભાઈના હાથમાં આવ્યા.

ઈંગ્લંડના પ્રવાસ માટે આવશ્યક 'પાસપોર્ટ' પણ તૈયાર થયો. 'પાસપોર્ટ' વી. જે. પટેલના નામનો હતો; અને અંગ્રેજીમાં તો બન્ને ભાઇ 'વી. જે. પટેલ'જ કહેવાતા હતા. એ 'પાસપોર્ટ' જોઇને મોટાભાઇ લલચાઈ ગયા અને એનો ઉપયોગ પોતે કરવા ધાર્યો.

"હું તમારાથી મોટો, મને પહેલાં વિલાયત જવા દો અને મારા આવ્યા પછી તમને જવાની તક મળશે, પણ તમારા આવ્યા પછી મારાથી નહિ જવાય. "વિઠ્ઠલભાઈએ વિલાયત જવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરતાં વલ્લભભાઇને કહ્યું; અને વલ્લભભાઇએ જરા પણ આનાકાની વગર મોટાભાઇની વાત માન્ય રાખી. પાસપોર્ટ અને અન્ય આવશ્યક કાગળપત્રો એમણે વિઠ્ઠલભાઇને સુપ્રત કરી દીધા. પંદર દિવસ પછી તો વિઠ્ઠલભાઇ કરમસદથી રવાના થયા. વિઠ્ઠલભાઇએ વિલાયત જવાનો પોતાનો વિચાર માત–પિતાને જણાવ્યો નહિ કારણ કે તેમને ખાત્રી હતી કે પુત્રપ્રેમથી તેઓ તેમને રજા આપશે નહિ 'કામસર હું મુંબઈ જાઉં છું' એમ કહીને તે માત-પિતાથી છૂટા પડયા. સ્ટીમરમાં બેસીને રવાના થયા પછી જ પોતે વિલાયત જાય છે એના ખબર તેમણે તારથી આપ્યા હતા.

રામ અને લક્ષ્મણના પુરાણપ્રસિદ્ધ બન્ધુપ્રેમની ભવ્ય ભાવનાને વાલ્મીકિએ રામાયણના અમર કાવ્યગ્રંથમાં વિશિષ્ઠ વિશદતાથી વર્ણવેલ છે; પણ એ અદ્વિતીય બન્ધુપ્રેમની પ્રતીતિ તો આપણને વિઠ્ઠલ વલ્લભની અજોડ બંધુબેલડીમાં થાય છે. મોટાભાઈ વિલાયત ભણવા ચાલ્યા ગયા અને વલ્લભભાઈને માથે સારાયે કુટુંબનો બોજો આવી પડયો. આ ઉપરાંત મોટાભાઇના વિલાયતમાં

રહીને ભણવાનો ખર્ચ પણ એમને જ આપવાનો હતો; પણ એમણે ઊંહકારો કર્યો વિના જ એ સર્વ ખર્ચ ઉપાડવા માંડ્યો.

આખરે સને ૧૯૦૮માં વિઠ્ઠલભાઈએ બેરિસ્ટરની પરીક્ષા પહેલા નંબરે પાસ કરી અને હિન્દ આવ્યા પછી મુંબઈની હાઈકોર્ટમાં વકીલાત શરૂ કરી.

અને વિલાયત જવાનું પોતાનું સ્વપ્નું ખરૂં પડવાની વેળા વલ્લભભાઈ માટે આવી પહોંચી. તેત્રીસ વર્ષની વયે વલ્લભભાઈ વિધુર બન્યા હતા, એટલે પોતાના એક માત્ર પુત્ર અને પુત્રીને બીજાના હાથ નીચે મૂકીને તેમને વિલાયત જવાનુ હતું. એ તેમના માટે વસમી વિદાય હતી. દુઃખદ પ્રસંગ હતો. પણ કઠિન હૈયું કરીને એ ૧૯૦૯ના જુન માસમાં આખરે બેરિસ્ટર થવાને વિલાયત જવાને રવાના થયા.

જીવનનો અનુભવ લઈ ને વિલાયત ગયેલા વલ્લભભાઈમાં વિદ્યાર્થી અવસ્થાનાં તરતોફાન ન હતાં. પાશ્ચાત્ય પવનમાં એ એક પરિશ્રમી વિદ્યાર્થી થઇ રહ્યા.

બેરિસ્ટરીના અભ્યાસ માટે વલ્લભભાઈ મિડલ ટેમ્પલમાં દાખલ થયા. હિન્દમાં કાયદાના કરેલા અભ્યાસ અને એક ધારાશાસ્ત્રી તરીકે સ્થાપિત થયેલા તેમના નામે તેમના અભ્યાસક્રમમાં એક વર્ષનો ઘટાડો કરાવ્યો. હિન્દમાં મેળવેલા કાયદાના વ્યવહારૂ જ્ઞાને તેમના અભ્યાસને અધિક સરળ બનાવ્યો.

દઢતા, લગની અને સ્ફુર્તિએ વલ્લભભાઈને વિદેશમાં પણ વિશેષ ખ્યાતી મેળવી આપી. વિલાયતમાં એમને અધ્યયન સિવાય અન્ય કોઈ વાતમાં જરા જેટલોય રસ નહોતો. પોતે જ્યાં રહેતા હતા ત્યાંથી મિડલ ટેમ્પલ અગિયાર માઈલ દૂર થતુ હતું, છતાંયે એ સવાર સાંજ પગે ચાલીને આવતા જતા હતા.

વલ્લભભાઇ દરરોજ વહેલા ઉઠીને અગિયાર માઇલ ચાલીને

મિડલ ટેમ્પલ જતાં અને છેક સાંજ સુધી બેસીને ટેમ્પલની લાઈબ્રેરીમાં વાંચતા હતા. બપોરે દૂધ અને રોટી મંગાવીને ત્યાં જ બેઠા બેઠા ખાઈ લેતા હતા. સાંજે સાંજે લાયબ્રેરી બંધ થાય, બધા ય ચાલ્યા જાય ત્યારે ય વલ્લભભાઇ એકાગ્ર ચિત્તે વાંચતા હોય. પટાવાળો આવીને કહે કે–'સાહેબ ! હવે બધા ગયા, ઊઠો ' ત્યારે જ એ ઉઠીને ઊભા થતા અને પાછા અગિયાર માઈલ ચાલીને પોતાના રહેવાના સ્થળે જતા હતા.

આ પ્રમાણે દરરોજ સત્તર સત્તર કલાકનો સતત અભ્યાસ કરીને એમણે પરીક્ષા આપી, અને બેરિસ્ટરની પરીક્ષામાં પહેલા વર્ગમાં પહેલા આવી પચાસ પાઉન્ડની છાત્રવૃત્તિ–સ્કોલરશીપ અને અને ચાર સત્ર–ટર્મની માફી મેળવી.

પરીક્ષામાં લખેલા ઉત્તરો વાંચી વલ્લભભાઈની પ્રતિભા અને અને અસાધારણ યોગ્યતાથી પરીક્ષકોને પરમ આશ્ચર્ય થયું. એક પરીક્ષકે તો સન્તુષ્ટ થઈ મુંબઈના વડા ન્યાયમૂર્તિ સર બેસીલ સ્કોટ પર એક સિફારિશી પત્ર પણ લખી આપ્યો. એ પત્રમાં એણે વલ્લભભાઇને ન્યાય–વિભાગમાં ઊંચી જગ્યા આપવાની ભલામણ કરી હતી.

વિલાયતના વસવાટ દરમ્યાન વલ્લભભાઈએ ત્યાંના વૈદ્યો અને સર્જનોને પોતાના મજબૂત માનસિક બળથી મક્કમતાથી આશ્ચર્ય મુગ્ધ કર્યાં હતા. વલ્લભભાઈને પગે વાળા નીકળ્યા હતા. વિલાયતી સર્જનોને આ રોગની કંઈ માહિતી જ નહીં, એટલે તો એમને બે ત્રણ વખત ઓપરેશન કરાવવું પડ્યું હતું. ઓપરેશન કરતી વેળાએ પીડાશામક–દવા–એનેસ્થેટિક્સ વાપરવાથી ડાકટરે સૂચના કરી, પણ વલ્લભભાઈએ એ અવગણી. 'મને તેટલું દુઃખ થાય તે સહન કરીશ પણ ક્લોરોફોર્મ ન વાપરો ' એમ એમણે ડાકટરને આગ્રહ કર્યો ડાકટરના આશ્ચર્યનો પાર ન રહ્યો. 'આવો દર્દી મને પહેલી જ વાર મળ્યો છે. ' એમ જણાવ્યું પણ ક્લોરોફોર્મ આપ્યા વિના ઓપરેશન કરવાનો તો ઇન્કાર કર્યો.

વલ્લભભાઈને વિલાયતના પ્રલોભનો આકર્ષિત કરી શકયા નહીં. નાટક–સીનેમા કે સૈર–સપાટામાં એ શામીલ ન થયા. વિલાયતમાં પોતાની કોલેજ સિવાય બીજું કશું જોવાની એમણે દરકાર કરી નહોતી. પીકાડલી કે મોલમાં એક ક્ષણુ પણુ ગુમાવ્યા વિના 'કોલ' થયાં એને બીજે જ દિવસે હિન્દ જવા ઉપડતી સ્ટીમર એમણે પકડી.

અને ૧૯૧૩ના ફેબ્રુઆરી મહિનાની ૧૩મી તારીખે વલ્લભભાઈ મુંબઈના બારામાં ઊતર્યા. અને બીજે જ દિવસે સવારે અમદાવાદ આવ્યા.

વિલાયતના અભ્યાસની ઝળકતી ફત્તેહના ખબર વલ્લભભાઈના એક પરીક્ષકે મુંબઇના વડા ન્યાયમૂર્તિ સર બેસીલ સ્કોટને અગાઉથી જ આપ્યા હતા. એટલે વલ્લભભાઇ દેશમાં પાછા ફર્યાના ખબર મળતાં જ એમણે પોતાને મુંબઈમાં મળવા આવવાનો કાગળ લખ્યો. વલ્લભભાઈ સર બેસીલ સ્કોટને મળવા મુંબઈ આવ્યા. સર બેસીલ સ્કોટે એમનો સુંદર સત્કાર કર્યો અને પોતાના તરફથી બધો જ સહકાર આપવાની આતુરતા દાખવી, એટલું જ નહિ પણ સરકારી કાયદાશાળામાં નોકરી કરવી હોય તો તે પણુ અપાવવા માટે સર બેસીલ સ્કોટે વલ્લભભાઈને વચન આપ્યું.

પણુ વલ્લભભાઇને પોતાના દેશબાંધવોની અને ખાસ કરીને ખેડૂત વર્ગની દીન દશાનો અનુભવ હતો. કારમી મહેનત કરીને ધાન્ય નિપજાવનારા ખેડૂતોના દુઃખોથી એમનું અંતર કમકમી રહેલું હતું. એ વર્ગની અને સારાયે દેશની સેવામાં સારી યે જિંદગી વીતાવવાનો એમના અંતરના ઊંડાણુમાં દૃઢ સંકલ્પ હતો; પોતાના દેશબાંધવોના દુઃખ દૂર કરવાની એમની પાસે એક ખાસ યોજના પણુ હતી.

અને એથી જ સર બેસીલ સ્કોટ જેવા વિદેશી હિતૈષીનો એમની ભલી લાગણી માટે ઉપકાર માની વલ્લભભાઈએ મુંબઇથી પાછા ફરી અમદાવાદને પોતાની ભાવી જાહેર પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવ્યું.

# ૮

કેવળ યોગ્ય ઇન્ધનના અભાવે પ્રચંડતાથી પ્રજળી રહેલો અગ્નિ ઠરી જાય છે અને ધીમે ધીમે એના ઉપર રાખોડીના થરનાં થર વળી રહે છે; પણ એ કણુ માત્ર બાકી રહેલો હોવા છતાંય– ભસ્મથી ભારોભાર આચ્છાદિત થઈ ગયેલો હોવા છતાંય ભભૂકતો અગ્નિ જ છે.

વિલાયતમાં બેરિસ્ટરની પરીક્ષા વિશિષ્ટ પ્રકારે ઉત્તીર્ણ કરીને દેશમાં આવ્યા પછી અમદાવાદને પોતાની ભાવિ પ્રવૃત્તિઓનું કેન્દ્ર બનાવી ઠરી ઠામ થઈને રહ્યાં ત્યારનું 'અમારા સરદાર'નું આરંભિક જીવન ઉપરોક્ત ઠરીને રાખોડી વળી રહેલાં ભસ્માચ્છાદિત અગ્નિ-કણુ સમુ હતું.

નિસર્ગના ઉચ્છંગમાં આળોટતી એક સંસ્કૃત અને સ્વતંત્ર પ્રજાને પ્રલોભનો અને કારમી કુટ–નીતિથી પરાધીન બનાવી એની પોતાની પરમ પ્રિચ્છનિય પરંપરાગત, જીવનને સાનુકૂળ રહેણીકરણી, અને માન્યતા, અને માન્યતાઓને મૂળમાંથી જ ઉચ્છેદ કરતા તેમજ પોતે હલકા અને નાલાયક છે એવી મનોવૃત્તિ પેદા કરતી કેળવણીના કાળકુટ ઝેર જબ્બરદસ્તીથી પાવાના સામ્રાજ્યવાદીઓની નાશકારક નીતિના કડવા પરિણામો તો હવે જગજાહેર છે. નાશકારક નીતિના કડવા પરિણામો તો હવે જગજાહેર છે.

અને હિન્દ તો આજે દોઢસો દોઢસો વર્ષોથી બ્રિટિશ સામ્રાજ્યે સર્જેલી ગુલામીના જંજીરોથી જકડાયેલો છે; અને મેકોલેએ નિયત કરેલી એ નપાવટ કેળવણીના માઠાં ફળ ચાખી રહ્યું છે.

'અમારા સરદાર' પણ એ શિક્ષણનું જ સર્જન હતા. એમને પણ એવું જ શિક્ષણ આપવામાં આવ્યું હતું કે આ દેશના માણસો હલકા અને નાલાયક છે અને આપણા ઉપર રાજ્ય કરનાર પરદેશી માણસો જ સારા અને આપણો ઉદ્ધાર કરવાને સમર્થ છે; આ દેશના તમામ માણસો ગુલામગીરીને જ લાયક છે અને એથી જ પરદેશીઓનું અનુકરણ કરવું એ જ અત્યંત આવશ્યક અને ઇચ્છનિય છે.

અને એથી જ એ એક વખત બ્રિટિશ સામ્રાજ્યના એક સ્તંભ રૂપ હતા. અંગ્રેજોની આદતો અને રીતભાતના એથી જ એ કારમા ભોગ બન્યા હતા, એટલું જ નહિ પરંતુ બ્રિટિશ આચારો તથા દુરાચારોમાં સપડાયેલા વર્ગોમાંના લાખો જનોમાં એ બ્રિટિશ સંસ્કૃતિના સ્વનિયુક્ત પ્રચારક હતા.

અંગ્રેજી કેળવણી અને કાયદાના ધંધા સાથે એમનામાં પરદેશી સંસ્કારો પ્રવેશવા શરૂ થયા હતા અને એમના ઈંગ્લાંડના વસવાટ દરમિયાન સંપૂર્ણ રીતે પ્રવેશી ચૂકયા હતા.

'અમારા સરદાર' એ વખતે અંતઃકરણ પૂર્વક માનતા હતા કે આપણા બાળકોને ઈંગ્લાંડમાં કેળવણી અપાવી તૈયાર કરવાં જોઈએ અને એથી જ એમના દીકરા ડાહ્યાભાઇને તેમજ દીકરી મણીબહેનને શરૂઆતથી જ અંગ્રેજી શાળામાં મૂકયા હતા અને ગુજરાતી ભાષાનું બિલકુલ જ્ઞાન અપાવ્યું નહોતું.

બેરિસ્ટર થઇને અમદાવાદ આવ્યા પછી વલ્લભભાઈનું જીવન કંઈક મોજીલું બન્યું હતું. સંપૂર્ણ સાહેબશાહી એમની રહેણી કરણી હતી.

અંગ્રેજી ઢબનો પોશાક એ પહેરતા હતા. સહેજ વાંકી વેલવેટની

ફેલ્ટ હેટ અને સુંદર કોટ–પાટલુનમાં એ સજ્જ થયેલા રહેતા હતા. ધુમ્રપાન પણ કરતા હતા. સર્વોપરિતા અને વિશ્વાસની ભાત પાડતો ત્યારે એમનો દેખાવ હતો.

ગુજરાતનું પાટનગર અમદાવાદ અંગ્રેજ અધિકાર નીચે આવતાં જ અંગ્રેજી આચારવિચાર અને રહેણીકરણીને અપનાવેલાં વકીલો અને બેરિસ્ટરોનું એક મુખ્ય મથક બની ચૂક્યું હતું. અદાલતોમાં અસીલોના કેસો ચલાવતા કાયદા–કાનુનોની આંટીઘૂંટીઓ ઉકેલીને થાકી ગયેલા મગજને પાછા બરતરફ કરવાને આમોદપ્રમોદ કરવા માટે અદ્યતન વ્યવસ્થાવાળી 'ગુજરાત કલબ' એમનું પરમધામ હતું

આ 'ગુજરાત કલબ'ની સ્થાપના થઈ એ પહેલાં અમદાવાદના નવા દરવાજે આવેલાં એક એકદંડિયાં માળામાં એક ગપ્પાકલબ ચાલતી હતી. એ કલબમાં એ વખતના જુવાનીઆઓ સ્વર્ગસ્થ બલ્લુભાઈ ઠાકોર, શ્રી જીવણલાલ દિવાન વગેરેનું જૂથ હરરોજ જામતું હતું. એ ગપ્પાકલબમાં ગયા વગર એમનામાં કોઈને ખાવાનું ય પચતું નહોતું. ગપ્પાકલબમાં જવાનું તો એમને એક જાતનું વ્યસન જ પડી ગયું હતું.

ગુજરાત કલબની સ્થાપના થયાં પછી તો એ ગપ્પાકલબ અદૃષ્ય થઇ ગઇ અને એના જૂના સભ્યો નવી સ્થપાયેલી કલબના સભ્યો થઈ ગયા હતા.

'અમારા સરદાર' પણ ગુજરાત કલબમાં સભાસદ તરીકે જોડાયા હતા અને રમાતી પાનાની બ્રીજ વગેરે રમતોમાં આનંદભેર ભાગ લેતા હતા. આનંદ પ્રમોદના મિજાજમાં હોય ત્યારે તે એ કલબમાં મધરાત પછી પણ ટહેલતા જણાતા હતા.

બેરિસ્ટર થઈને આવતાં જ વલ્લભભાઈનો વકીલાતનો ધંધો ધમધોકાર ચાલવા માંડયો હતો. કમાણીની ટંકશાળ પડતી હતી.

અદાલતોમાં પણ એમની ઇજ્જત અપાર વધી રહી હતી

તાણી અને ચમકદાર આંખે એ ઘમંડી અંગ્રેજો પ્રત્યે જોતા હતા અને અણનમ વર્તનથી એમના પાણી ઉતરાવતા હતા.

એ વખતે ફોકસ નામના એક મેજિસ્ટ્રેટની વકીલમંડળ પર વિશેષ ધાક હતી. એ પોતાની મનમાની રીતે અદાલતના કેસો ચલાવતો હતો. રાત્રે નવનવ વાગ્યે અદાલત ઉઘાડીને મધરાત સુધી કેસ ચલાવવાની એને બુરી આદત પડી હતી.

એની એ બુરી આદતને અમદાવાદના વકીલ બેરિસ્ટરો મૂંગે મોઢે નભાવી લેતા હતા. વલ્લભભાઈને એ મેજિસ્ટ્રેટની રીતભાત મુદ્દલે પસંદ ન પડી. મોકો મળતાં એની એ ખો 'અમારા સરદારે' જ ભૂલાવી દીધી અને વકીલમંડળના મૂંગા આશીર્વાદ મેળવ્યા હતા.

પરંતુ આ બધાય ઐહિક આમોદ પ્રમોદનો અનુભવ લેતાં લેતાંય એમનું અંતઃકરણ કંઈક અવનવા વિચાર વિપ્લવના વીચિઓથી ઉછળી રહ્યું હતું.

પ્રકરણના પ્રારંભમાં જ જણાવ્યા મુજબ 'અમારા સરદાર' ભસ્માચ્છાદિત અગ્નિ સમા જ હતા. અને સાધનાની હવા સમર્પી શકાય, સહેજ પણ ફૂંક મારી શકાય તો પુનઃ એ કણમાત્ર બાકી રહેલો—ભસ્મથી આચ્છાદિત—રાખોડી વળેલો અગ્નિ પૂર્વ માફક ભડભડ કરતો પ્રચંડ જ્વાળાથી પ્રજળી શકે છે, તેમ 'અમારા સરદાર'નું જીવન એવી કોઈ ફૂંક મારનાર સાધકની જ રાહ જોઈ રહ્યું હતું.

એ સાધકના આગમનના ભણકારા હિન્દના વાતાવરણમાં ત્યારે સંભળાઇ રહ્યા હતા.

૯

કુળની પગથાર પર ઇશુની એ ૧૯૧૪ની સાલનો સંધ્યા-સમય હતો.

યુરોપમાં મહા વિગ્રહની આગ સળગ્યાને થોડાં જ માસ વહી ગયા હતા. જર્મનો ફ્રાન્સના દ્વાર પર આવી ઉભા રહ્યા હતા. બ્રિટિશ સામ્રાજ્યને એની વિપત્તિ વેળાએ મદદ કરવા હિન્દી લશ્કર રવાના થયું; અને એક પણ દિવસના આરામ વિના કુચ કરીને લડાઇને મોખરે જઇ પહોંચ્યું. યુદ્ધનો પહેલો શિયાળો પૂરો થાય તે અગાઉ જે આફત આવી પડી હોત તેમાંથી હિન્દી લશ્કરે મિત્ર-રાજ્યોને ઉગારી લીધા.

હિન્દની રાષ્ટ્રીય આકાંક્ષાઓ ઊંચામાં ઊંચી કક્ષાએ જઈ પહોંચી હતી, પણ દેશની આગેવાની પ્રજાના હાથમાંથી નોકરશાહીના હાથમાં જઇ રહી હતી. સર ફીરોઝશા મહેતા અને સર સુરેન્દ્રનાથ બેનરજી જેવા વયોવૃદ્ધ રાજપુરુષો તરફ દેશના નવલોહિયાઓની શ્રદ્ધા ઓસરી ગઈ હતી. પરમ શ્રધ્ધેય ગોખલેજી પુનામાં માંદગીના બિછા-નામાં પડયા હતા. માંડલે જેલમાંથી છ વર્ષનો કારાવાસ ભોગવી લોકમાન્ય તિલક હજી થોડા જ સમયથી મુક્ત થયા હતા. શ્રી. અરવિંદ ઘોષ પોંડીચરીમાં એકાંતવાસમાં હતા. આમ સારો યે દેશ રાજકારણમાં ગાઢ શાંતિ અનુભવી રહ્યો હતો.

પણ ઇસુની એ ૧૯૧૪ની સાલ હિન્દના રાજકારણના ઇતિ-હાસમાં સુવર્ણાક્ષરે અંકિત થવાને સર્જાઇ હતી. હિન્દના નવવિધાન સર્જનના મંગળ મુહૂર્તની એ શુભ સાલ હતી.

યુગ યુગના અંધકાર ભેદી, સદીઓની સુષુપ્તિ ખંખેરી અને વર્ષોના આલસ્ય ઉચ્છેદી પદદલિત ને પ્રતાડિત; અપમાનિત ને મૂચ્છિંત જનશક્તિને જાગ્રત કરીને સારા યે દેશનો કાયાપલટો કરનારી એક ભવ્ય વિભૂતિનો એ પુનિત વર્ષના એ શુભદિને હિન્દની ક્ષિતિજ પર ઉદય થયો હતો.

એ ઐતિહાસિક દિને દૂર દૂરના—દરિયાપારના દેશમાં સત્યાગ્રહ અને આત્મબળના અપ્રતીમ શસ્ત્રની અમોઘ શક્તિથી મહાન બ્રિટિશ સલ્તનતને મૂંઝવનાર મોહનદાસ કરમચંદ ગાંધી અમારા પરમ પૂજ્ય મહાત્મા ગાંધીએ ભારતની ભૂમિ પર પોતાના પાવન પગલા મૂકયાં હતા.

દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓનાં સત્યાગ્રહની જબ્બર ઝુંબેશે હતાશ હિન્દમાં ચેતનના નવ અંકુરો પ્રગટાવ્યા હતા; અને એથી જ રાજકારણ અને ધર્મના સમીકરણની સૌમ્ય અને સરળ છતાં પ્રેરકમૂર્તિને નિહાળીને હિન્દીઓના દિલમાં રાજકારણમાં મહાન ઉથલપાથલ થવાના કોડ જાગ્રત થયા.

મુંબઈની મહાન નગરીની પચરંગી પ્રજાએ પોતાની મોટપ પ્રમાણે મહાત્માજીના અપાર આદરમાન કર્યાં. માનપત્રો અર્પણ કરવાના મેળાવડાઓ થયા અને ઠેરઠેર સત્કાર સમારંભો યોજાયા. એકદમ અદ્યતન—છેલ્લામાં છેલ્લી ઢબના યુરોપિય પોશાકમાં સજ્જ થયેલાં સંખ્યાબંધ હિન્દુ, મુસ્લીમ, પારસી અને ખ્રિસ્તી ગૃહસ્થોની હાજરીથી ઝળહળતા સમારંભોમાં દેશી કાપડમાંથી બનાવેલું ઘૂંટણ સુધી લટકતું લાંબું અંગરખું, માથા પર કાઠિયાવાડી આંટીઆળી પાઘડી, ખંભે લાંબો ખેસ અને પગમાં દેશી ચંપલ પહેરી ગાંધીજી જતાં આશ્ચર્યની અજબ લહરી ફરકી જવા લાગી અને એ સાદા દેખાવ, સરળ સ્વભાવ અને ગામડિયા જેવા પોશાકની મીઠી મશ્કરીઓ પણ છૂપી છૂપી થવા લાગી.

આખને આજી નામે એવા પિટીટ શેટો અને મંગળદાસ હાઉસના મહાલયમાં યોજાયેલાં સત્કાર સમારંભોમાં અંગ્રેજીના ઉપયોગની સામેનો નમ્ર વિરોધ નોંધાવી ગાંધીજીએ રાષ્ટ્રીય કાર્યોમાં દેશના જનસંઘને સાનુકૂળ માતૃભાષા અથવા તો હિન્દુસ્તાની ભાષાનો જ ઉપયોગ કરવાનો સૌને આગ્રહ કર્યો અને ઘડીભરમાં જ એ શાંત મુખમુદ્રા પાછળ દેશના અન્યાયથી સળગી રહેલી દાવાનળની ભડભડતી આગ ગાંધીજીના દિલમાં છૂપાયેલી છે એનું સર્વને એકાએક ભાન થઈ આવ્યું.

કોઈપણ પ્રકારની ધાંધલ નહિ, જરાકે ઘોંઘાટ નહિ, શક્તિસંપન્ન હોવાનો રતિભાર દાવો નહિ કે રાજકારણનો ઉભરો ઠાલવવાનો ઠામૂકો ઠઠારો નહિ હોવા છતાં ય દેશને કાજે કોઈપણ પ્રકારનો ભોગ આપવામાં પાછી પાની નહિ કરે એવો એ અડગ આદમી છે એવા પ્રતીતિ એમને સાંભળનાર કે મળવા આવનારને થયા વગર રહી નહિ.

ગાંધીજીના આગમન સાથે જ દેશભરમાં નવજીવનનાં પૂર રેલાયાં. હવે માતૃભાષામાં રાજકારણના પાઠ શીખવવાને, દેશના દુઃખદર્દીની દાદ મેળવવાને, સરકાર સામે સંગ્રામોની સરદારી લેવાને અને દેશના રાજકીય જીવનમાં હિન્દીઓને ઉચ્ચ સ્થાને સ્થાપિત કરવાને ગાંધીજી આવી પહોંચ્યાથી સૌ કોઈ રાજીરેલ થયા હતા.

હિન્દમાં હવે ઠરીઠામ થઈને રહેવાનું હતું એટલે ગાંધીજીએ એ માટે ગુજરાતના પાટનગર અમદાવાદને પોતાની પસંદગી અર્પી; અને સરખેજ રોડ પર કોચરબ પાસેના એક બંગલામાં રહેવાનું નિયત કર્યું.

અમદાવાદના પોતાના એ નિવાસને ગાંધીજીએ 'સત્યાગ્રહાશ્રમ'નું નામ આપ્યું અને એમાં આવીને પોતાની સાથે રહેવા ઇચ્છનારાઓ—આશ્રમવાસી બનનારાઓ અહિંસા, અસ્તેય, અપરિ-

ગ્રહ, સત્ય અને બ્રહ્મચર્યના પંચ મહાવ્રતો તેમજ સ્વદેશી, અસ્વાદ અને અસ્પૃશ્યતા નિવારણના વ્રતો લે એવો આગ્રહ વ્યક્ત કર્યો.

એ આગ્રહને અનુકૂળ બની આશ્રમવાસી બનેલાં કેટલાંક સાથીઓ સાથે ગાંધીજીએ સત્યાગ્રહાશ્રમમાં સાદાઈથી રહેવા લાગ્યા. સૌ સામાન્ય રીતે જાતમહેનત કરતા હતા. આશ્રમની નજીકમાં જ આવેલા એક ઝુંપડામાં નાનીશી હાથશાળ રાખવામાં આવી હતી. ગાંધીજી હાથશાળ ચલાવતા હતા અથવા તો આજારીઓની સેવા-સુશ્રુષા કરતા હતા.

ગાંધીજી અને એમનો આશ્રમ ગુજરાતભરમાં એક કૌતુક સમાન થઇ પડયા હતા. ગાંધીજીની રહેણીકરણી સર્વને વિચિત્ર લાગી. આશ્રમ જોવાનું અને એ સંબંધી જાણવાની જીજ્ઞાસા સૌમાં જાગ્રત થઈ.

ગાંધીજીની કીર્તિનો સુવાસ તો પ્રથમથી જ દેશભરમાં પ્રસરી હતી; એટલે એમના પરિચયમાં આવવાને એક અમદાવાદના જ નહિ પણ હિન્દભરના જાણીતા ગૃહસ્થો પ્રયત્ન કરતા. વિલાયત જઈને બેરિસ્ટર થયેલા, દક્ષિણ આફ્રિકા જેવા યુરોપિય સંસ્કૃતિના વાતાવરણમાં રહેતા, પોતાના દેશબંધુઓના સ્વમાન સાચવવા સર્વસ્વ અર્પણ કરી, ત્યાંની સબળ સરકાર સાથે સત્યાગ્રહના સંગ્રામ ખેલી જનરલ સ્મટ્સ જેવા મહાન મુત્સદીને મહાત કરનાર માનવી જરૂર જોરદાર, રૂઆબદાર, લોકોને આંજી નાંખે એવા દોરદમામવાળો હોય જ એવા ખ્યાલો બાંધીને એમને મળવા આવતા માનવીઓ જ્યારે એક ગામડિયા જેવા દેખાવવાળો, મૂઠી હાડકાના હાડવાળો, સાવ નરમમુખાકૃતિવાળો, ચમકારા વિનાની વાણીવાળો વાણિયો જોતો ત્યારે એમના આશ્ચર્યનો પાર રહેતો નહોતો.

સત્યાગ્રહાશ્રમમાં રાજકીય ગરમી તો મુદ્દલ જણાતી નહોતી.

આશ્રમનું આખું યે વાતાવરણ શાંત અને સૌમ્ય જણાતું હતું.

અમદાવાદની આગળ પડતી વ્યક્તિઓ–બેરિસ્ટરો અને વકીલોના સંપર્કમાં આવવાને અને આશ્રમના આદર્શો અને સિદ્ધાંતો સમજાવવાને ગાંધીજીએ 'ગુજરાત કલબ'ની મુલાકાત લેવા માંડી; પણ કલબના જુવાન સભ્યોને એમની વાતચીત કે ચર્ચામાં જરાકે રસ પડયો નહિ.

'અમારા સરદાર'–વલ્લભભાઈ પણ એ જુવાન વકીલ–બેરિસ્ટરો પૈકીના એક હતા. એમણે તો ઊંચી નજર કરીને એ આશ્રમના આદર્શોના ઉપદેશક સામે જોવાનો પણ અખાડા કર્યો હતા. એ તો પોતાના મિત્રો સાથે બ્રિજની રમત રમવામાં જ રચ્યાપચ્યા રહેતા હતા.

'ગુજરાત કલબ'માં એક વખત ગાંધીજી આવ્યા ત્યારે 'અમારા સરદાર' પોતાના એક મિત્ર સાથે બ્રિજ ખેલી રહ્યાં હતા અને અત્યારની વડી ધારાસભાના પ્રમુખ શ્રી. માવલંકર દાદા અને શ્રી. ઠાકોર રમત જોતા એમની પાસે બેઠા હતા. ગાંધીજીએ તો કલબમાં આવી મોટી ઉંમરના સભ્યો સાથે પોતાના આદર્શો અને યોજનાઓની વાતચિત કરવા માંડી. માવલંકર દાદાને એ વાતચીતમાં રસ પડયો એટલે ત્યાં જવાને ઉભા થયા. વલ્લભભાઈએ એમને એકાએક એવા તો તતડાવ્યા કે એમનો વાતો સાંભળવાનો ઉત્સાહ ઓસરી ગયો.

આ સમયે વલ્લભભાઇ ગાંધીજીના આદર્શો અને યોજનાઓ પરત્વે સંશય ધરાવતા હતા અને એથી ટીકા પણ કરતા હતા.

ગાંધીજીએ આવીને આશ્રમના સિદ્ધાંતોની રસિક ચર્ચા કરવા માંડી પણ વલ્લભભાઇ તો બ્રિજ રમતા હતા ત્યાંથી મુદ્દલ ખસ્યા નહિ; અને મિત્રોને કહેવા લાગ્યા–

"શા સારૂ ગાંધી આ લોકોની આગળ બ્રહ્મચર્યની વાતો કરતા હશે? ભેંસની આગળ ભાગવત જેવું છે."

આરંભકાળમાં જેનો ઉપહાસ કરીને આનંદ ઉડાડવામાં આવતો હતો એ જ પોતાને પરમ પુરુષ પેખાશે અને એમના જ આદરેલા સર્વ કાર્યો સાંગોપાંગ પાર ઉતારવાની જવાબદારી પોતાના શિર પર રહેશે એવી કલ્પના પણ ત્યારે 'અમારા સરદાર'માં હોવી અસંભવિત હતી. પણ ભાવિની ગતિ અગમ્ય છે એ વલ્લભભાઈના ત્યાર પછીના જીવને પૂરવાર કર્યું છે.

ગુલામીની તૂટતી બેડીઓના કર્ણપ્રિય મધુરા રણુકારથી મળતી મૂક્તિના જયનાદથી ગાજતું આપણા 'ગુર્જર વલ્લભ'નું જીવન છે.

દેશબન્ધુઓનું તેજ વધે અને એ સંપૂર્ણ સ્વતંત્ર બને એ એક જ વિચાર અમારા સરદારના અંતઃકરણમાં અહોરાત ઘોળાયા કરે છે. નિરુત્સાહ અને કચડાયેલાં પોતાના દેશબન્ધુઓની દયનિય દીનતા, પારાવાર પામરતા અને કારમી કંગાલિયત જોઈને એમનું લોહી ઉકળી ઉઠે છે; અને સારાયે દેશને ગુલામીની જંજીરોથી જકડી રાખતી અને દમનનો કારમો કોયડો વીંઝતી પરદેશી સત્તા સામે એ અંગાર વરસાવે છે, એટલું જ નહિ પણ એને ઉઘાડે છોગ ચોપડવાની એક પણ તક એ ગુમાવતા નથી.

અમારા સરદારના જાહેર જીવનનો આરંભ અમદાવાદમાં થાય છે, અને ત્યાં જ એમની એ પ્રકૃતિનું ઉગ્ર સ્વરૂપે પ્રથમ દર્શન થાય છે.

દરિયાપુર વોર્ડ તરફથી પ્રતિનિધિ તરીકે સર્વાનુમતે નિર્વાચિત થઈ વલ્લભભાઈ અમદાવાદ મ્યુનિસિપાલીટીના સભ્ય બન્યા અને મ્યુનિસિપાલીટીની સેનિટરી કમિટીના ચેરમેન તરીકે ચૂંટાયા. આ જાહેર જીવન દરમિયાન શહેરના સ્વાસ્થ્ય માટે એમણે કરેલા અવિરત યત્નો અમદાવાદના શહેરીઓ—ખાસ કરીને મધ્યમ અને ગરીબ વર્ગ વર્ષો વીતવા છતાંય વીસરી શકે એમ નથી. મ્યુનિસિપાલીટીના કર્ણધાર તરીકે નાનામાં નાની વિગત અને વહીવટી આંટીઘૂંટીમાં ઉતરીને એમણે કરેલી અનુપમ સેવાથી અમદાવાદ આજે અનોખું ગૌરવ અનુભવે છે.

એ વખતે અમદાવાદનો સુબો—કમિશનર એફ. જી. પ્રેટ નામનો એક એક જાણીતો અને અનુભવી પણ બહુ જ ગરમ અને ઉદ્ધત મગજનો માણસ હતો. એ આપખુદીથી—પોતાની મરજી મુજબ કામ કરવાને ટેવાયેલો હતો અને જો કોઇ ભૂલે ચૂકે એના કામમાં જરા પણ ચંચૂપાત કરવાની ધૃષ્ટતા દાખવતું તો એના બાર જ વાગી જતા હતા. એની અકડાઈ અધિક ને અધિક વધતી જ રહી હતી કારણ કે એને પકડનાર કોઇ જવાંમર્દ અત્યાર સુધી બહાર પડયો નહતો,

શહેરના સુસ્વાસ્થ્ય માટે પૂરતા પ્રમાણમાં સ્વચ્છ પાણી પૂરું પાડવાની અને ગટર બાંધવાની ખાસ જરૂર હતી. અમદાવાદ મ્યુનિ. સિપાલીટીએ એ માટે એક વિસ્તૃત સુંદર યોજના ઘડી કાઢી. આ કામ માટે એક બાહોશ એન્જીનીયર નીમવાનું પણ ઠરાવ્યું.

એન્જીનીયરની આ જગા માટે ત્રણ ઉમેદવારો બહાર આવ્યા. એ ઉમેદવારો પૈકી બે હિન્દીઓ હતા અને એક અંગ્રેજ હતો. કલેકટર, કમિશનર વગૈરે મોટા અમલદારોએ અંગ્રેજ ઉમેદવારનો પક્ષ કર્યો અને પરિણામે લાગવગ અને ખટપટથી એક વધુ મતે એ અંગ્રેજ ઉમેદવાર મી. મેકાસે મ્યુનિસિપલ એન્જીનીયર તરીકે નીમાયો.

મેકાસે લાયકાત વગરનો તદ્દન બોઘો હતો. કામની તો મુદ્દલ આવડત ન હતી; અને એથી તો શહેરની પાણીની તંગી જરાકે કમી ન થઇ; ને સર્વત્ર કાળો કકળાટ થઇ રહ્યો.

આ બાબત શહેરીઓનો અભિપ્રાય વ્યકત કરવા અને શહેરને પાણી પૂરું પાડવા કંઈક યોજના મ્યુનિસિપાલીટીએ અને સરકારે હાથ ધરવી જોઈએ એવી આગ્રહભરી વિનંતી બન્નેને કરવા ગુજરાત સભા તરફથી શહેરીઓની એક જાહેર સભા બોલાવવામાં આવી; અને સભાએ પસાર કરેલા ઠરાવની નકલ કમીશ્નરને પણ મોકલવી એવું ઠરાવમાં લખવામાં આવ્યું.

પોતાની ભલામણ અને ખટપટથી નીમાયેલ એન્જીનીયરની નાલાયકી પર ટકોર કરતો એ ઠરાવ હતો, એ કમિશનર પ્રેટને સમજતા વાર ન લાગી. એના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે તાબડતોબ ગુજરાત સભાના સેક્રેટરીઓ શ્રી શિવાભાઈ પટેલ, શ્રી બચુભાઈ અને શ્રી. ગણેશ વાસુદેવ માવલકર (અત્યારની વડી ધારાસભાના પ્રમુખ)ને પોતાને મળવા બોલાવ્યા.

"ગૃહસ્થો, તમે ધારાશાસ્ત્રીઓ છો! મ્યુનિસિપાલીટી સંબંધમાં કમિશ્નરને શું લાગે વળગે તે આમાંથી બતાવશો?" લાલ પીળો ચહેરો કરીને પ્રેટે ગુજરાત સભાના સેક્રેટીઓનો સત્કાર કર્યો.

"કમિશનર સાહેબનું કાયદામાં નામ નથી પણ મ્યુનિસિપાલીટીના સરકાર નિયુક્ત ભાગ ઉપર જે એમનું વજન છે તે લક્ષમાં લેતાં પાણીની બાબતોનો ઉકેલ કમિશનર સાહેબ સહેલાઈથી કરી શકે એમ અમને લાગે છે." શ્રી. શિવાભાઇએ માર્મિક જવાબ આપતા કહ્યું અને વધુમાં એમ પણ જણાવ્યું કે:–"આપ મ્યુનિસિપલ એન્જીનીયરને જેમ કહી શકો તેમ બીજો કોઇ કહી શકે તેમ નથી."

શ્રી. શિવાભાઈ એક બાહોશ અને બુદ્ધિશાળી ધારાશાસ્ત્રી હતા. એમના એ માર્મિક કથનનો અર્થ એ જ હતો કે આ માણસને નીમવામાં રસ લીધો હતો તો હવે એ પાણીની ગોઠવણ કરે એ જવાબદારી પણ તમારી જ છે. આ સીધો અર્થ સમજવામાં આવતાં જ પ્રેટનો ઉકળાટ વધી ગયો.

"હું તો કાયદા બહારની વાતો તમારી સાથે નથી કરવા માગતો." ઉશ્કેરાયેલા અવાજે પ્રેટે બોલવા માંડ્યું. "તમે મારી પાસે આવો તે કરતાં મ્યુનિસિપાલીટીના સભ્યો પાસે જાઓ. તમને પાણી ન મળે ત્યાં સુધી તેમને જંપવા ન દો. મ્યુનિસિપલ ઓફીસે જઇ ઢોલ વગાડો અને છેવટે કાંઇ ન થાય તો શહેરીઆગેવાનોના ઘર બાળી નાંખો."

'શહેરીબાવાઓના ઘરો બાળી નાંખવાની સલાહ આપવા જેટલી હદે જવા માટે કમિશ્નર પ્રેટના મગજમાં ભરાયેલું એક ભૂત કારણ રૂપ હતું. કમિશનરના મગજમાં એવ ભરાયેલું કે મ્યુનિસિપલ એન્જીનીયરની નિમણુંક વલ્લભભાઈ અને બીજા આગેવાન સભાસદોની મરજી વિરૂદ્ધ અને તેમનો વિરોધ હોવા છતાં થયેલી હોવાથી વલ્લભભાઈ સેનિટરી કમિટીના ચેરમેન તરીકે મ્યુનિસિપલ એન્જીનીયરને જે સહકાર અને સહાય આપવી જોઇએ તે આપતા નથી; અને મ્યુનિસિપલ એન્જીનીયર ઉપર બીન આવડતનો સિક્કો મારી તેને કાઢી મુકવાની પેરવી કરે છે.

કમિશનરની વાતચીતથી ઉભવેલા ઉશ્કેરણી ભર્યા વાતાવરણમાંથી ખસી જવાને ગુજરાત સભાના એ ત્રણે સેક્રેટરીઓએ આખરે કમિશનરની વિદાય લીધી. અને સાંજે ગુજરાત સભાની કારોબારીને કમિશનરની સાથે થયેલી વાતચીતનો હેવાલ રજુ કર્યો. ત્યારે સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, દિવાન બહાદુર હરિલાલ દેશાઈ અને શ્રી. વલ્લભભાઇ પટેલ વગેરે ગુજરાત સભાની કારોબારી સમિતિના સભ્યો હતા.

સભાના સેક્રેટરી તરીકે શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર બીજે દિવસે મ્યુનિસિપાલીટીના પ્રમુખ પાસે શહેરીઓની સભાનો ઠરાવ લઇને ગયા; ત્યારે પ્રમુખ સર રમણભાઇના જમણી બાજુએ સેનિટરી કમિટીના ચેરમેન શ્રી. વલ્લભભાઇ પટેલ અને ડાબી બાજુએ મેનેજીંગ કમિટિના ચેરમેન દિવાન બહાદુર હરિલાલ દેશાઈ બેઠા હતા.

"મી. માવલંકર, આ ઠરાવની જાણ કરવા માટે તમે ગઈ કાલે કમિશનરને મળ્યા હતા ને?" શહેરીઓનો ઠરાવ પ્રમુખ સાહેબ વાંચી રહ્યા પછી સેનિટરી કમિટિના ચેરમેન તરીકે શ્રી. વલ્લભભાઇ પટેલે શ્રી. માવલંકરને પ્રશ્નો પૂછવાનું શરૂ કર્યું;

"હા, સાહેબ."

"અને તે વખતે અમારાં ઘરો બાળવાની કમિશનરે તમને સલાહ આપી ખરું ને?"

શ્રી. વલ્લભભાઇનો સીધો સવાલ સાંભળીને શ્રી. માવલંકર મુંઝાયા. વાત તો સાચી હતી. પણ એ સવાલનો ટુંકો જવાબ આપવો એમને ન રૂચ્યો; અને એથી એમણે અથથી ઇતિ સુધીની સર્વ હકીકત સમજાવી.

પણ શહેરીઓના ઠરાવે આજે ગુજરાત સભાના સેક્રેટરીઓની મુલાકાતે કમિશનર પ્રાટને વિચાર કરતો કરી મૂકયો. એણે તાત્કાલિક સરકારના વડા એન્જીનીયરને બોલાવી લીધો અને પાણીની અછત વધુ કયાં છે અને તે શી રીતે દૂર કરી શકાય એનો વિચાર કરવા ગામમાં ફરવાનું ગોઠવ્યું:

શહેરનો ઊંચામાં ઊંચો ભાગ ઢાળની પોળ છે, અને જો ત્યાં પાણી મળે તો શહેરના બધાય ભાગોને પાણી મળી શકે તેમ હતું. એટલે સરકારી વડા એન્જીનીયરે મ્યુનિસિપલ એન્જીનીયર મી. મેકાસેને સાથે લઈને ઢાળની પોળથી ફરવા નીકળવાનું નક્કી થયું; ને તેમાં સેનિટરી કમિટીના ચેરમેન તરીકે સાથે રહેવાને અને ચર્ચા કરવાને શ્રી. વલ્લભભાઈ પટેલને પણ આમંત્રણ મળ્યું.

સવારે નક્કી કરેલા સમયે ઢાળની પોળના નાકે કમિશનર પ્રાટ, સરકારનો વડો એન્જીનીયર, મ્યુનિસિપલ એન્જીનીયર મેકાસે અને શ્રી. વલ્લભભાઈ પટેલ ભેગા મળ્યા. એ વખતે પાણીની અસહ્ય તંગી અને પાણીનો પ્રશ્ન સળગતો હતો; એટલે ત્રણ અંગ્રેજ અમલદારો અને વલ્લભભાઈ પટેલ પોળના નાકે ભેગા થયા છે એવી જાણ થતાં જ આજુબાજુનાં લોકોનું ત્યાં ટોળું જામ્યું.

અને એ પછી તો એ ચારે જણાએ ચર્ચા કરવી શરૂ કરી. વલ્લભભાઈએ પોતાનું મંતવ્ય જણાવવા માંડયું:—

"મારી દ્રષ્ટિએ ઉત્તમ ઉપાય તો..."

"ઉત્તમ ઉપાય તો તમારી કમિટીએ મ્યુનિસિપલ એન્જીનીયર સાથે સહકાર કરી તેને કામમાં સરળતા અને મદદ કરવી જોઇએ." વલ્લભભાઈને આગળ બોલતા અટકાવીને કમિશનર પ્રાટ કટાક્ષને ટકોરમાં બોલી ઊઠ્યો.

"સહકાર અને મદદની શી વાતો કરો છો?" કમિશનરનું કહ્યું સાંભળતાં જ વલ્લભભાઈ સિંહની માફક ગાજી ઉઠયા. "ક્યાં સહકાર ને મદદ નથી કર્યાં? આવા નાલાયક માણસને મ્યુનિસિપાલીટી પર ઠોકી બેસાડી અને ઉલટી અમોને સહકારની સલાહ આપો છો? અને અમારા ઘરો બાળવાની શું કામ સલાહ આપો છો? તમારી પડખે ઉભો છે અને તમે મ્યુનિસિપાલીટી પર ઠોકી બેસાડયો છે તેવા આ નાલાયક મેકાસેનો શાહીબાગનો બંગલો બાળોને! બધી મુશ્કેલીઓ ત્યાં ભરાઈ રહેલી છે."

કમિશનર પ્રેટ એકાએક અકળાઇ ગયા.

"મી. પટેલ, શાંત ચિત્તે વિચાર કરવાની સ્થિતિમાં તમે હમણાં નથી. આપણે ફરી કોઈ વાર મળશું." કમિશનર પ્રાટે વાત વધી જવાના ભયે ટૂંકુ પતાવ્યું; અને ફરવાનું ત્યાં જ પૂરૂં થયું.

અમદાવાદને માથે એક બીન આવડતવાળો નાલાયક અંગ્રેજ એન્જીનીયર ઠોકી બેસાડયો છે અને પૈસાની પુષ્કળ બરબાદી કર્યા છતાંય શહેરને એક છાંટો પણ પાણી વધારી આપ્યું નહોતું એ એક નકકર હકીકત હતી; એટલે વલ્લભભાઇની ટીકા સંબંધમાં અંગ્રેજ અમલદારો ઊંહ કર્યા વિના ચૂપ જ રહ્યો.

અને એ અંગ્રેજ મ્યુનિસિપલ એન્જીનીયર મેકાસે આઠ જ દિવસમાં રાજીનામું આપીને ચાલ્યો ગયો. તે ફરી કોઈને મોં બતાવવા પણ રહ્યો નહિ.

આ ઘટના પછી મ્યુનિસિપલ એન્જીનીયર તરીકે હિન્દીઓની

નિમણૂંક થવા માંડી અને પાણીના પ્રશ્નનો ઉકેલ પણ ઠીક ઠીક થયો છે.

અને એ પછી તો 'અમારા સરદાર'ના ચિન્તવન અને વ્યવહારિક સ્પષ્ટ વિચારસરણી આગળ અચ્છા અચ્છા અંગ્રેજ અમલદારો અદબ વાળીને ઉભા રહેવા લાગ્યા છે.

રાજસત્તાના જુલ્મ સામે થવાની પ્રજામાં શક્તિ નથી હોતી, ત્યારે રાજસત્તા નિરંકુશ બને છે, અધિક ને અધિક અત્યાચાર આદરવાની એને આદત પડી જાય છે અને પ્રજા દિવસે દિવસે પછડાતી જાય છે.

અને રાજસત્તાની નિશા તો વળી કંઈ આપમેળે કદીયે ઓસરતી જણાઈ છે?

એ માટે તો આપખુદ અમલનો ભોગ બનેલી આમ જનતાને એકત્ર કરવાની અનિવાર્ય આવશ્યકતા છે; અને એ માટે પ્રયત્ન કરવાની પ્રેરણા જીવનની સંકડામણમાંથી જ સાંપડી જાય છે.

દક્ષિણ આફ્રિકાથી હિન્દમાં આવતાં જ ગાંધીજીને એ પ્રેરણા પ્રાપ્ત થઈ ગઈ. દેશની દુર્દશા, દરિદ્રતા અને પરાધીનતાનું દર્દ એમના માટે અસહ્ય થઈ પડયાં હતાં.

હિન્દના રાજકારણમાં એકાએક ઝંપલાવવાને બદલે ગાંધીજીએ હિન્દના જુદા જુદા પ્રાંતોમાં મુસાફરી કરીને દેશની સામાજિક, આર્થિક અને રાજકીય પરિસ્થિતિની અંગત માહિતી મેળવવા માંડી. એમની એ માહિતી એમની આંખ ઉઘાડે એવી હતી.

મુસાફરી દરમિયાન એમને અમલદારો ત્રીજા વર્ગના મુસાફરોને મનુષ્ય ગણવાને બદલે જાનવર જેવા ગણતા જણાયા. અમલદારોના અવિવેક, અન્યાય, બીભત્સતા મૂંગે મોઢે સહન કરતી જનતાને પણ એમણે જોઈ.

વિરમગામની જકાતની તપાસને અંગે મુસાફરોને થતી હાડમારીની ફરિયાદો એમણે અનેક મોઢે સાંભળી. મુંબઈ સરકાર સાથે

એમણે આ બાબતમાં પત્રવ્યવહાર ચલાવ્યો અને જનતાને એકત્ર થઇ એ અન્યાય દૂર કરાવવા સત્યાગ્રહનો માર્ગ પણ સૂચવ્યો.

મુંબઇ આવી ગાંધીજી ગવર્નર લોર્ડ વિલિંગ્ડનને તથા મુંબઇ સરકારના સેક્રેટરીને મળ્યા. ગવર્નરે દિલસોજી બતાવી અને આ બાબત હિન્દી સરકારની છે એમ જણાવી પોતાની જવાબદારી ખંખેરી નાખી.

અને મુંબઇ સરકારના સેક્રેટરીએ તો ગાંધીજીનું પાણી માપવા બગસરામાં ભાષણ કરી જાહેર જનતાને સત્યાગ્રહ કરવાની એમણે આપેલી સૂચનાનો ઉલ્લેખ કર્યો.

"તમે આને ધમકી નથી માનતા? અને આમ શક્તિમાન સરકાર ધમકીને ગાંઠે?"

"પણ આ ધમકી નથી." ગાંધીજીએ સેક્રેટરીને બેધડક જવાબ આપ્યો. "આ લોક કેળવણી છે. લોકોને પોતાના દુઃખ દૂર કરવાના બધા વાસ્તવિક ઉપાયો બતાવવાનો મારા જેવાનો ધર્મ છે. જે પ્રજા સ્વતંત્રતા ઇચ્છે, તેની પાસે પોતાની રક્ષાના અંતિમ ઇલાજ હોવા જોઇએ. સામાન્ય રીતે આવા ઇલાજો હિંસક હોય છે. સત્યાગ્રહ એ શુદ્ધ અહિંસક શસ્ત્ર છે. તેનો ઉપયોગ અને તેની મર્યાદા બતાવવાનો મારો ધર્મ માનું છું. અંગ્રેજ સરકાર શક્તિમાન છે એ વિષે મને શંકા નથી. પણ સત્યાગ્રહ સર્વોપરી શસ્ત્ર છે એ વિષે પણ મને શંકા નથી."

"આપણે જોઇશું" સેક્રેટરીએ માથું ધુણાવી ઉત્તર આપ્યો.

મુંબઇ સરકાર સાથેની વાટાઘાટ નિષ્ફળ નીવડી, પણ ગાંધીજી નાસીપાસ ન થયા. ગાંધીજી તો બમણા ઉત્સાહથી એ હડહડતા અન્યાયને નિવારવાને કટિબદ્ધ થયા. હિન્દી સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો, પણ પહોંચ સિવાય કશો જવાબ ન મળ્યો.

આ વાતનેય બે વર્ષ વીતી ગયા. આખરે હિન્દના હાકેમ

વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડને મળવાનો એમને પ્રસંગ સાંપડયો; અને પોતાના નિરુત્તર રહેલા પત્રવ્યવહારની વાત જણાવી. વાઇસરૉયને વિરમગામ વિષે કંઇ જ ખબર નહોતી. ગાંધીજીની વાતચીતથી તો એ આશ્ચર્ય પામ્યા અને ટેલિફોન કરીને એમણે વિરમગામના કાગ-ળિયાં તાબડતોબ મંગાવ્યા; અને પત્રવ્યવહારમાં જણાવેલી હકીકત સામે અમલદારોને કંઈ કહેવાનું નહિ હોય તો જકાત રદ કરવાનું વચન પણ આપ્યું.

આ વાતને ય લાંબો ગાળો થવા છતાંય કંઇ પરિણામ આવ્યું નહિ. ગાંધીજીને ગુજરાત રાજકીય પરિષદ ગોધરાના અધિવેશનમાં જવાનું નક્કી થયું. ગાંધીજીએ સરકારને સ્પષ્ટ શબ્દોમાં મહેતલ આપી દીધી કે જો સરકાર આ બાબતનો સંતોષકારક ફડચો નહિ લાવે તો પરિષદ દરમિયાન એ બાબતમાં ભારે ચળવળ ચલાવવાની ફરજ પડશે.

ગુજરાત રાજકીય પરિષદનું ગોધરા અધિવેશન જનતાના ઉત્સાહ વચ્ચે ભરાયું. પરિષદની વિષય વિચારિણી સમિતિએ વિરમ-ગામની લાઇનદોરી–જકાત તપાસ દૂર કરવા માટે વિજ્ઞપ્તિ કરતો આકરો ઠરાવ પસાર કર્યો. બીજે દિવસે પરિષદના ખુલ્લા અધિવેશનમાં એ ઠરાવ રજુ થયો ન થયો ત્યાં તો ગાંધીજીના હાથમાં તાકીદના સમાચાર આવી પડયા. ગાંધીજીએ વ્યાસપીઠ પર ઉભા થઇને જણાવ્યું કે વિરમગામની લાઇનદોરી ઉઠાવી લેવાનો સરકારે જ નિરધાર કર્યો છે અને તેની ખબર મને આ ઘડીએ જ મળી છે.

સરકારના આ નિરધારની ગુજરાતને જાણ થઈ અને એ ગાંધીજીના અપાર ઉપકાર નીચે દબાઇ ગયું.

અને ઉદ્દામવાદીઓને ખાત્રી થઈ ગઈ કે ગાંધીજીનો પુણ્યપ્રકોપ કોઇ યોગ્ય પળે જરૂર પ્રગટી ઉઠયા વગર રહેશે નહિ; એટલું જ નહિ પરંતુ જે ઘડીએ ગાંધીજીને અડગ સત્યાગ્રહી સાથીઓનું જૂથ

મળી રહેશે તે જ ઘડીએ તેઓ સત્યાગ્રહના પ્રેમ–સત્યના પંથે જરૂર કૂચ કરશે.

× × ×

ગિરમીટની ગોઝારી પ્રથાનાં ભોગ બનેલાં હિન્દીઓને ગાંધીજી હિન્દમાં આવીને વસવા છતાંયે ભૂલ્યા નહોતા.

ગિરમીટની પ્રથા એ એક એવી પદ્ધતિ હતી કે જે હેઠળ હજારો હિન્દીઓને ફોસલાવીને પરદેશમાં ઘસડી જવામાં આવતા હતા અને ત્યાં તેમને ગુલામ જેવી દશામાં જીવવું પડતું હતું.

આવા નાતાલના ગિરમીટિયા ઉપરથી ત્રણ પાઉન્ડનો વાર્ષિક કર સને ૧૯૧૪ માં નાબૂદ થયો હતો, પણ એ પ્રથા હજુ બંધ નહોતી થઈ. ૧૯૧૬ માં પંડિત માલવિયાજીએ આ પ્રશ્ન ધારાસભામાં ઉઠાવ્યો હતો અને લોર્ડ હાર્ડિંગે તેમનો ઠરાવ સ્વીકારી લઈને જાહેર કર્યું હતું કે એ પ્રથા સમય આવતા નાબૂદ કરવાનું વચન શહેનશાહ પાસેથી મને મળ્યું છે.

પણ એ પ્રથા તાત્કાલિક જ બંધ થવી જોઈએ એટલો લોકમત જાગૃત થયો હતો. ૧૯૧૭ ના ફેબ્રુઆરીમાં પંડિત માલવિયાજીએ ગિરમીટ પ્રથા સદંતર નાબૂદ કરવાનો કાયદો રજુ કરવાની વડી ધારાસભામાં રજા માગી, ત્યારે વાઇસરોયે તે નામંજૂર કરી.

મુંબઈ ઈમ્પીરીયલ સીટીઝનશીપ એસોસીએશનના આશરા હેઠળ એક સભા ભરાઈ. સભામાં મી. જહાંગીર પિટીટ સર લલ્લુભાઇ શામળદાસ, ડૉ. સર સ્ટેનલી રીડ, શ્રી. નટરાજન વગેરે હાજર હતા. ગાંધીજીએ આ સભા સમક્ષ ભાષણ કર્યું. દક્ષિણ આફ્રિકામાં હિન્દી લોકોની આફતનું આબેહૂબ વર્ણન કર્યું અને આ જંગલી પ્રથાનો વિનાશ કરવાના કાર્યમાં સાથ આપવાની હાકલ કરી.

આ વિષે ગાંધીજીએ કેવળ ઠરાવ પસાર કરીને જ બેસી રહેવામાં સંતોષ માનવાની ના પાડી. તેમણે ઠરાવમાં એક કલમ

દાખલ કરીને તા. ૩૧ મી જુલાઈ ૧૯૧૭ ની મુદત પહેલાં ઓર્ડીં-નાન્સ દ્વારા એ ગુલામી પ્રથા નાબૂદ કરવાનો સરકારને આગ્રહ કર્યો. આ ઠરાવની નવીનતા અને તેના અલ્ટીમેટમના જેવા સ્વરૂપની જોઈતી અસર થઇ. ૩૧મી જુલાઈ પહેલાં ગિરમીટની પ્રથા બંધ થવાનો ઠરાવ સરકારે બહાર પાડ્યો.

ગાંધીજીની શાંતિપૂર્ણ છતાં ધીર, ગંભીર રીતે જનતા પર જાદુઇ અસર કરી. ગાંધીજીના જિગરમાં દેશાભિમાનનો અગ્નિ પ્રજ-વળતો હતો એની પ્રતીતિ થયા વગર રહી નહિ.

× × ×

ચંપારણ્ય એ બિહાર પ્રાંતનો એક તાલુકો છે. ગળીનું વાવેતર ત્યાં મોટા પ્રમાણમાં થાય છે. પોતાના જમીનદારને માટે પોતાની જમીનના સાતમા ભાગમાં એટલે $\frac{3}{20}$ ભાગમાં ગળીનું વાવેતર કરવાને ખેડૂત કાયદેસર બંધાયેલો હતો. આ પ્રથાને 'તીન કઠીઆ' ના નામે ઓળખવામાં આવતી હતી.

આ પ્રથાને દૂર કરાવવા ગાંધીજી ચંપારણ્ય ગયા. લોકવ્યથાના ગાંધીજીને દર્શન થયા. સરકાર અને નીલવરોને ગાંધીજીની તપાસ અને પ્રવૃત્તિઓનો ભય પેઠો; અને કમિશનરે ગાંધીજીને ચંપારણ્યમાં આવવા સામે પ્રતિબંધ મૂકયો. ગાંધીજીએ હુકમનો અનાદર કર્યો. મેજિસ્ટ્રેટે કેસ ચલાવ્યો. સજા ફરમાવવાનો દિવસ નક્કી થયો. કોર્ટમાં જવાને જેવા ગાંધીજી તૈયાર થતા હતા ત્યાં મેજિસ્ટ્રેટનો હુકમ આવ્યો કે ગવર્નરના હુકમથી કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો છે. કલેક્ટરે પણ તપાસ કરવી હોય તો કરવાની છૂટ આપી, એટલું જ નહિ પણ એ અંગેના કાગળિયાં કે બીજું કંઈ જોવું હોય તો માગી લેવા જણાવ્યું.

અને પછી તો તપાસ સમિતિ નિમાઇ. ગાંધીજીએ એમાં ગ્રામ-ખેડુતોના પક્ષે લીધો. તપાસનો રિપોર્ટ વાંચી સરકારે આખરે એ સો વર્ષથી ચાલતો આવતો 'તીન કાઠિયા'નો કાયદો રદ કર્યો. નીલવર રાજ્યનો અંત આવ્યો અને દબાયેલા રહેતા રૈયત વર્ગને પોતાની શક્તિનું ભાન થયું.

આ છેલ્લાં વિજયે ગાંધીજીના નામને ઘેરઘેર જાણીતું કર્યું અને એ દિવસથી જ ગાંધીજી હિન્દની કોટિ કોટિ જનતાના હૃદયદેવ બની રહ્યાં છે.

## ૧૨

પરિવર્તનનાં પ્રચંડ પડછંદાથી હિન્દનું આકાશ ગુંજી રહ્યું હતું. ગાંધીજીને રાજકારણમાં સાંપડી રહેલા વિવિધ વિજયોના વીજળી ચમકારા જનતાને જમાનાથી આવરી રહેલાં અન્યાયના અંધારા ઉલેચી રહ્યાં હતા.

દેશભરમાં નવશક્તિ પ્રગટી રહી હતી. દેશનું રાજકારણ નવ-ભાવનાથી સભર બન્યું હતું. સાચા સંગીન કાર્યને માટે માર્ગ મોકળો થયો હતો.

અમદાવાદમાં વકીલાતના ધમધોકાર ધંધામાં રચ્યા પચ્યા રહેલા બેરિસ્ટર વલ્લભભાઈને ગાંધીજીના વ્યક્તિત્વનો પ્રતાપ સ્પર્શવા લાગ્યો હતો અને એ સ્પર્શના જાદુ પણ એ અનુભવવા લાગ્યા. મનુષ્યમાં એમને ઈશ્વર વસતો જણાવા લાગ્યો અને માનવબંધુઓની સેવા કરવાની ધગશ એમના દિલમાં ધખધખી રહી.

'અમારા સરદાર'ના મોટા ભાઈ વિઠ્ઠલભાઈએ મુંબઈમાં વકીલાત કરવા માંડી હતી. મુંબઈમાં ઠરીઠામ થઈને રહેવાને હજુ એક વર્ષ પણ માંડ પૂરું થયું હશે ત્યાં તેમના પત્ની દિવાળી બહેનનું અવસાન થયું. આ શોકના આઘાતથી વિઠ્ઠલભાઈ ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યા. સ્વાસ્થ્ય સુધારવાને નડિયાદ ગયા. નડિયાદ અને આણંદમાં રહ્યા તે દરમિયાન તેમને ખેડૂત વર્ગની દીન દશાનો અનુભવ થયો. કારમી મહેનત કરીને ધાન્ય નિપજાવનારા ખેડૂતોના દુઃખો જોઈ તેમનું હૃદય કમકમી ઉઠ્યું. એ વર્ગની અને સારાયે દેશની સેવા કરવામાં સારી જીંદગી વિતાવવાનો તેમણે સંકલ્પ કર્યો. દેશની ખાતર ત્યારથી જ તેમણે ફકીરી લીધી.

વિઠ્ઠલભાઇની લોકસેવામાં વલ્લભભાઈએ પોતાનો સર્વ સાથ આપ્યો, મોટાભાઈની દેશસેવા અવિરત ચાલે એ માટે નાનાભાઇએ સારાયે કુટુંબની સેવા ઉપાડી લીધી.

દેશસેવામાં પડેલા મોટાભાઈની રહેણી કરણી તો અદ્યતન હતી; અને એ ' સાહેબ 'ના ઉપનામથી જ સર્વત્ર ઓળખાતા હતા. સાહેબને દેશસેવા કરવા જતાં ધીકતો ધંધો છોડી દેવો પડ્યો હતો એટલે આવક બંધ થઈ ગઈ હતી. પૈસાની જરૂર પડે ત્યારે મોટાભાઇ નાનાભાઇને ત્યાં અમદાવાદ આવતા. મોટાભાઈના આગમનનું કારણ નાનાભાઈથી અજાણ રહેતું નહિ. મોટાભાઇ આગળ પાછળ હોય ત્યારે વલ્લભભાઈ ગૂપચૂપ નોટોથી એમના ગજવા ભરી દેતા. મોટાભાઈને મોઢેથી નાણાંનો મદદ માગવાનો મોકો વલ્લભભાઈએ કદી યે આપ્યો નહિ. મોટાભાઈના પુણ્યકામમાં પોતાનો હિસ્સો છે એમ ' અમારા સરદાર ' માનતા હતા.

પરંતુ ગાંધીજીના જીવન સંપર્કે ' અમારા સરદાર 'ના જીવનને જુદો જ પલટો આપ્યો. જીવન વ્યક્તિને બદલે સમષ્ટિના કલ્યાણ અર્થે વિતાવવાના દ્રઢ નિર્ણય પર વલ્લભભાઈ આવી ગયા.

ગાંધીજીના સંપર્કમાં આવ્યા પહેલાં ગાંધીજી તો આશ્રમમાં ઘઉંમાંથી કાંકરા વીણાવે છે અને દળાવે છે એટલું જ તેઓ ગાંધીજીની પ્રવૃત્તિ વિષે જાણતા હતા. પણ ગુજરાત સભાનું પ્રમુખપદ લેવાનું જ્યારે ગાંધીજીને કહેવામાં આવ્યું ત્યારે તેમણે જે શરતોએ એ પ્રમુખપદ લીધું એથી વલ્લભભાઇને ખાત્રી થઇ ગઈ કે હવે જ કાંઈ સાચું કામ થવાનું છે.

અને હિન્દ સ્વરાજ્ય માટે કોંગ્રેસ અને મુસ્લીમ લીગે કરેલી માગણીનો ગાંધીજીએ દશ લીંટીમાં જ ઘડેલા મુસદ્દાએ વલ્લભભાઇને આશ્ચર્યચકિત કરી નાખ્યા. એ દશ લીંટીના મુસદ્દામાં સેંકડો પાનાનાં લખાતા મેમોરિયલના કરતાં વધારે જોર એમને જણાયું.

જાગ્રત પ્રજાને સ્વાતંત્ર્યના પંથે દોરી જનાર નેતાના કરતા સૂતેલી પ્રજામાં અસ્મિતા પૂરનાર અને એમના ખોળિયામાં સળવળાટ પૂરનાર પુરૂષ હિન્દને સાંપડી ચૂક્યો છે એની એમને પ્રતીતિ થતાં વાર લાગી નહિ.

ગાંધીજીના ગુજરાતના કામનો બોજો વલ્લભભાઇએ ઉપાડી લીધો. ગાંધીજીના પ્રમુખપદે ભરાયેલાં ગુજરાત રાજકીય પરિષદના ગોધરા અધિવેશને આંકેલા રચનાત્મક કાર્યને અમલમાં મૂકવાને નીમાયેલી સમિતિના વલ્લભભાઈ મંત્રી થયા.

પંચમહાલમાં વેઠનું દુઃખ ગુજરાતના બીજા જીલ્લાઓના કરતા વિશેષ હતું, એટલે ગુજરાત રાજકીય પરિષદે વેઠની પ્રથા નાબુદ કરાવવાને કમર કસી હતી. વેઠની એ પ્રથા બંધ કરાવવાને માટે ચોક્કસ રૂપરેખા દોરી આપીને ગાંધીજી ચંપારણ્ય ચાલ્યા ગયા હતા.

ગુજરાતના કમિશનર પ્રાટને ગાંધીજીએ કાગળ લખીને પૂછાવ્યું હતું કે વેઠને ટેકો આપનારા કોઇ સરકારી ઠરાવો કે નિયમો છે ખરા, કે સરકારની એ બાબતમાં નીતિ જાહેર કરનારા ઠરાવ છે ખરા–તે જણાવશો. પણ પ્રાટે આનો પ્રત્યુત્તર જ આપ્યો નહિ.

તુમાખી બતાવવામાં જ ટેવાયેલી સરકારને વલ્લભભાઈએ એક અઠવાડિયાની મહેતલ–સાત દહાડાની નોટિસ આપી કે સરકાર તરફથી કશો જવાબ નહિ આવશે તો હાઇકોર્ટના અમુક ચુકાદા પ્રમાણે વેઠને ગેરકાયદેસર ઠરાવવામાં આવી છે અને તે મુજબ કોઈ પણ જાતની વેઠ ન કરવાની લોકોને સલાહ આપનારા જાહેરનામા આખા ગુજરાતમાં વહેંચવામાં આવશે.

સરકારને આ નોટિસથી નમતું જોખવું પડ્યું. નોટિસ પૂરી થવા પહેલાં એક જ દિવસ અગાઉ કમિશનર પ્રાટે વલ્લભભાઈને મળવા બોલાવ્યા અને યોગ્ય ખુલાસો કર્યો.

અને પંચમહાલના કલેકટર કલેટનની સહીથી એક સરકયુલર જાહેર જનતાની જાણુ માટે બહાર પડયો કે કોઈ પણુ માણુસ બજારના દરથી ઓછા દામ લઈને અધિકારી વર્ગની સેવા કરવા બંધાયેલો નથી અને કોઇપણુ અધિકારી વર્ગ જો લોકોની ઉપર દબાણુ અથવા જુલમ કરશે તો તે સજાને પાત્ર થશે.

આમ રાજકારણુના પ્રથમ જ મંડાણુમાં વલ્લભભાઈને વિજય માળા વરી; અને ગુજરાતના હાડપિંજરોને અજબ કૌવત મળ્યું.

ખેડા જિલ્લા માટે ૧૯૧૭ની સાલ ખૂબ જ ખતરનાક હતી. અતિ વૃષ્ટિએ ચારૂત્તર પ્રદેશના એ જિલ્લાના ખંતીલા અને ખડતલ ખેડૂતોની ખાનાખરાબી કરવામાં જરાકે બાકી રાખી નહોતી.

પચીસ–ત્રીસ ઇંચ વરસાદથી આખુંય વર્ષ અપૂર્વ આબાદી ભોગવતા એ જિલ્લામાં એ સાલમાં સીત્તેર ઇંચ પાણી પડયું. પરિણામે ચોમાસુ પાક કેવળ નિષ્ફળ નીવડયો. આગોતર વાવેતરવાળાને ડુંડામાં અનાજના કણુ ભરાયા, પણ વરસાદના એક મારાથી ડુંડા અને રાડાં કોહી ગયા. એ પછીયે વરસાદ તો વરસવો તો ચાલુ જ રહ્યો. ખેડૂતોએ ફરી વાવેતર કર્યાં, પણ ઇશ્વરે એમને યારી આપી નહિ. વરસાદ તો લગભગ દશેરા સુધી ધોધમાર પડયા જ કર્યો, એટલે બીજી વખતની મહેનત પણ નકામી ગઇ.

ખેડૂતોના કમભાગ્યની કહાણી આટલેથી જ ન અટકી. વરસાદના નુકશાન છતાંય પણ જે કંઇ થોડો ઘણો છૂટો છવાયો પાક ઊભો હતો તેમાં અનેક પ્રકારના રોગ પડયાં અને ખેતરોમાં ભૂરા ઉંદરોના ઉપદ્રવે તો પાકનો સમૂળગો અંત જ આણ્યો.

ખેડા જિલ્લામાં દુકાળ જેવી સ્થિતિ ઉભી થઇ હતી અને વાવેતર નિષ્ફળ ગયું હતું એટલે જમીન મહેસુલ મોકૂફ રખાવવાનો ખેડૂતોનો હક્ક હતો. જમીન મહેસુલના રાહત આપવાના સરકારી ધારાધોરણો અને નિયમ–ઉપનિયમો તપાસાયા. અને ‘ચાર આનીથી કમી થાય તો તે સાલ જમીન મહેસુલ મુલતવી રહે’ એવું જણાઇ આવ્યું. એકંદર પાક ચાર આનીથી ઓછો હોવાથી મહેસુલ લેવાનું તે સાલ મોકૂફ રાખવાને સરકારને અરજી કરવાનું નક્કી થયું. આખરે અરજી

ઘડાઈને તૈયાર થઈ એટલે એ પર ૨૨૦૦૦ સહીઓ લેવાઈ અને તા-૨૦મી નવેમ્બર ૧૯૧૭ના રોજ એ મુંબઈ સરકાર, કારોબારી સભાના સભ્યો, મહાત્મા ગાંધી વગેરેને એ મોકલી આપવામાં આવી. "આ બાબતમાં કલેક્ટરને સઘળી સત્તા છે અને તે વિષે તેઓ પૂરતું ધ્યાન આપી રહ્યાં છે.' એવો મુંબઈ સરકારે પ્રત્યુત્તર આપ્યો.

ગુજરાતનું જમીન મહેસુલ ઘણું ભારે પડતું છે તેથી ખેડૂત વર્ગ ગરીબ થતો જાય છે, તેમ વસતી ઘટતી જાય છે માટે મહેસુલ કમી કરી કાયમનું કરવા હિંદી વઝીર તેમજ વાઇસરોયને એક વિનંતી પત્ર તૈયાર કરી તે ઉપર જિલ્લાના ખેડૂતોની સહીઓ મેળવી તે રવાના કરવી અને જિલ્લાના પ્રતિષ્ઠિત ગૃહસ્થોના પ્રતિનિધિ મંડળને કલેક્ટર પાસે મોકલવવું એમ દેસાઇ શ્રી. ગોપાળદાસ વિહારીદાસના પ્રમુખપદે નડિયાદના સંતરામના મંદિરમાં મળેલી જાહેર સભાએ ઠરાવ્યું. કલેક્ટરે ચોમાસુ પાકની નિષ્ફળતા તથા શિયાળુ પાકની આશા સંબંધે પૂછપરછ કરીને જણાવ્યું કે "જમીન મહેસુલના કાયદા મુજબ પાકની નિષ્ફળતાને લીધે એક વર્ષ મહેસુલ લેવાનું મુલતવી રાખ્યું હોય અને તે પછીનું વર્ષ ખરાબ નીવડે તો આગલા વર્ષનું મહેસુલ માફ થઇ શકે. હાલના સંજોગોમાં પાકની આનાવારી ચોક્કસ તૈયાર થયા બાદ ખેડૂતોને બની શકશે તેટલી રાહત આપવામાં આવશે."

મહેસૂલી અમલદારો પાકના આનાવારી આંકડા નક્કી કરવા લાગ્યા. મામલતદારોએ તલાટીઓને બોલાવીને ઘણા ગામના ચાર આનાની અંદરના આંકડા વધારાવી ચાર ઉપર કરાવ્યા. આ વાત આખરે ઉઘાડી પડી ગઇ. કેટલાક મુખીઓએ આ બાબતમાં ટક્કર લીધેલી પણ તેમનું કંઇ વળ્યું નહિ. જિલ્લા કલેક્ટરે તાલુકાના આનાવારી આંકડા મંગાવી જમીન મહેસુલ વસુલ કરવાના તાકીદના હુકમો કાઢયા; અને સખ્તાઇના ઉપાયો લેવા માંડયા. ખેડા જીલ્લાના દેઅપ ગામના તલાટીએ તો જુલમ ગુજાર્યો. અખબારોના પાને અત્યાચાર

અંકિત થયો:—"ગામમાં તો કાળો કેર વર્તી રહ્યો છે. બે દિવસથી લોકોને ત્યાં રાંધ્યા ધાન રહ્યાં છે. તલાટી મા બહેન સિવાય બોલતો નથી. આ વર્ગની રૂબરૂમાં નઠારી ગાળોનો વરસાદ વરસી રહ્યો છે. 'ઘર વેચો, જમીન વેચો, ઢોર વેચો, છેવટે બૈરી વેચો, પણ સરકારના પૈસા ભરો!'...આવાં આવાં સંકટો અને આવી ચીંથરેહાલ હાલતમાં પણ અમલદારોએ 'અવરડે ફંડ' અને 'વોર લોનમાં' પૈસા કઢાવી ગામ લોકોને રાજભક્તિમાં પાછા પડવા દીધા નથી."

આ ખબરોએ જનતામાં ભારે ખળભળાટ મચાવી દીધો. કૈઅપના જુલમની ખબર સાંભળી હિન્દ સેવક સમાજવાળા શ્રી. ઠક્કર બાપા જાતતપાસ કરવા તાબડતોબ કૈઅપ ગયા. તપાસ કરી તેમણે જાહેર જનતાને જાણ કરવા એ વર્તમાનપત્રોમાં પ્રગટ કરી અને જનતા ચોંકી ઉઠી:—

"તલાટીના ત્રાસે એક ખેડૂતને સણંદીઆ જમીન વેચવી પડી છે, બીજા ખેડુતને ૭૫ ટકા વ્યાજે નાણું કરજે કાઢવા પડ્યાં છે. છ ઢેડ ખેડૂતોને કલાક બે કલાક અંગુઠા પકડાવ્યા છે અને છેવટે સરકાર ધારો ભરવાની ચોક્કસ ખાતરી આપી ત્યારે જ તલાટીએ છોડયો છે અને તેમને ૩૭॥ ટકા વ્યાજે નાણું કરજે કાઢવા પડયાં છે. તલાટીએ ગેરકાયદે અટકાયતમાં રાખી કેટલાંકની પાસેથી જમીન મહેસુલ ભરવાના વચન લીધાં છે. ૧૯૧૨ની સાલમાં સરકારે આપેલી તગાવીની આખી રકમ આ સાલ ઉઘરાવવામાં આવે છે. અનારા અથવા બારસીદાના એક મુસલમાન ખેડુતને જમીન મહેસુલ ભરવાની ખાતર પોતાની દશ વર્ષની કન્યાનું લગ્ન કરી જમાઈ પાસેથી પંદર રૂપીઆ લેવા પડયાં છે. તેની નાતના માણસોને પૂછવાથી ખાતરી થઈ કે જો તેણે કન્યાના બદલામાં લીધેલા રૂપીઆ જમીન મહેસુલ ભરવા સિવાય બીજા કોઈ કારણસર લીધા હોત તો તેને નાત બહાર મૂકવામાં આવત, કેમકે તેમની નાતમાં દીકરીના પૈસા લેવાની સખ્ત મનાઈ છે. આ મુસલમાન

ખેડૂતને આવું અધમ કામ કેવળ ચોથાઇ દંડમાંથી બચવાની ખાતર કરવું પડ્યું છે."

આ બાબતના ના. ગોકુળદાસ પારેખે ધારાસભામાં ચર્ચી. તુમાખી સ્વભાવથી પ્રખ્યાતથી થયેલા અંગ્રેજ કમિશનર પ્રાટે 'ખેડા જિલ્લાના લોકો પોતાના દુઃખો ગાવામાં પાછી પાની કરતા નથી. તેઓ તરફથી રેવન્યુ ખાતાની અપીલો મારા ઉપર સતત ચાલી જ આવે છે. ના. ગોકુળદાસ પારેખ જે હકીકત કહે છે તેવા પ્રકારની ફરિયાદ હજી સુધી મેં સાંભળી જ નથી,' એવો ઉડાઉ જવાબ આપ્યો.

કમિશનરના આ ઉડાઉ જવાબથી જિલ્લાના અમલદારો અતિ ઉત્સાહમાં આવી ગયા અને પોતાના અમલની સત્તા બમણા જોરથી ચલાવવા લાગ્યા. તલાટી, પટેલ, ગામ કામદારો અને મતાદાર પટેલોને સરકારી ધારો વસુલ કરવાના તાકીદના હુકમો આપવા લાગ્યા કે સરકારી વસુલ કરવાનો આંકડો હવે નક્કી થયો છે. તેમાં ફેરફાર થશે નહિ એવી લોકોને ગામમાં અને ભુવાડામાં સાદ પડાવી સમજુત કરવી કે હવે જો ધારો નહિ ભરવામાં આવે તો સખ્તાઈના ઇલાજો લેવામાં આવશે. મતાદારી કાયદા મુજબ મુલ્કી પોલીસ પટેલ તથા મતાદાર પટેલો સરકારી ધારો મુદતસર ન ભરે અને દાંડાઈ કરે તો નોકરી કરવા માટે નાલાયક ઠરાવી શકાય છે આ હુકમ પહોંચ્યેથી સાત દિવસમાં બાકી ભરી ન દે તો કાયદા મુજબ નોકરી માટે નાલાયક ઠરાવવા રિપોર્ટ વગર વિલંબ કરી મોકલવો. જે લોકો સરકાર ધારો નહિ ભરવાની શિખામણ આપનાર હોય એમના નામની નોંધ રાખી, તેમની બાકી હોય તો તે ચોથાઇ દંડ સાથે વસુલ કરવાની તાકીદે પત્રક ભરી મોકલવું. જે આગેવાન પાક થયાં છતાં ભરતા ન હોય તેમના માટે જંગમ મિલકત જપ્ત કરવા. હુકમ મંગાવવામાં દેર કરવી નહિ. જો ડરી જઈ અગર આળસથી નોકરીમાં ગફલત કરશે તે શિક્ષાને કામ થશે."

મુલ્કી પટેલ ગામની થાંભલી રોપનારનો વંશજ હોય છે અને મતાદાર તેવા જ પ્રતિષ્ઠિત કુટુંબનો કર્તાહર્તા હોય છે. આ ઉપરાંત તેઓ અંગ્રેજ સરકારનું રાજ્ય ટકાવી રાખવામાં મુખ્ય ભાગ ભજવે છે. આ ઉપયોગી માણસો માટે અમલદારોએ વાપરેલી ભાષા વાંચી ગાંધીજીના રોષનો પાર ન રહ્યો. તેમણે કમિશનરને કાગળ લખી પોતાનો એ રોષ વ્યક્ત કર્યો કે "આબરૂદાર અને પ્રતિષ્ઠિત પ્રજાને માટે 'દાંડીઆ' શબ્દ વાપરવામાં આવ્યો છે. આ શબ્દનો અર્થ 'લુચ્ચો—બદમાશ' થાય છે. આ ભાષા અણછાજતી અને અનહદ લાગણી દુઃખાવનારી છે." એ કહેવાની જરૂર નથી કે કમિશનરે આ બાબતનો સંતોષકારક ખુલાસો કર્યો નહિ.

સરકારી નોકરો સખ્તાઇનાં પગલાં લેવા માંડયા; અને ગરીબ નિરાધાર ખેડૂતો ખૂબ અકળાયા. ના. ગોકુલદાસ પરીખ અને ના. વિઠ્ઠલભાઇ પટેલની આગેવાની નીચે એક પ્રતિનિધિ મંડળ મુંબઈ ગયું અને રેવન્યુ મેમ્બર કામીઈકલને મળ્યા. મુલાકાતનું કાંઇ ફળ ન આવ્યું. ઘણી ઘણી દલીલો થઇ પણ કામીઇકલે કમિશનર પ્રાટના તુમારો પર લક્ષ રાખ્યું. જમીન મહેસુલ જેવી અઢળક આવકવાળી બાબતમાં કોઇ આડે આવે એ અમલદારોથી સહન કેમ થાય.

સહેજ સહેજ વાતમાં અમલદારો લોકમતને માન આપે તો રાજ્યની લગામ ઢીલી પડી જાય એવી મનોવૃત્તિવાળા અમલદારોના ખાસ કરીને કમિશનરના ક્રોધના—દર્શન આપતી સરકારી યાદી બહાર પડી અને લોકપ્રવૃત્તિના આગેવાનોના પ્રયાસને તોછડી ભાષામાં ઉતારી પાડવાનો યત્ન થયો. 'ગુજરાત સભાના કાર્યક્ષેત્રનું મથક અમદાવાદ છે અને તેના ઘણાખરા સભાસદો ખેડા જિલ્લામાં નહિ પણ અમદાવાદમાં રહે છે. સભાએ આથી ખેડૂતોને કલેકટરના હુકમનો અનાદર કરવાની અથવા આદર કરવાનું મુલતવી રાખવાની જાણી જોઇને સલાહ આપી છે. સરકાર આ પગલાને અવિચારી

અને તોફાની લેખ્યા વિના રહે નહિ. આ ધનવાન અને આબાદ જિલ્લામાં જમીન મહેસુલ ઉઘરાવવાના કામમાં ઉશ્કેરણી ઊભી કરવામાં આવેલી અને જિલ્લા બહારના માણસોથી ચાલતી રાજદ્વારી ચળવળની ડખલ સરકાર ચાલવા દેશે નહિ."

પ્રજાના ન્યાય માગવાના પ્રયત્નને બહારના માણસોની ખોટી શિખવણીથી ઊભી કરેલી તોફાની હિલચાલ ગણી કાઢવાથી ગુજરાતભરમાં સરકાર સામે ક્રોધ વ્યાપી ગયો.

ગુજરાત સભાના વ્યવસ્થાપક મંડળે ઠરાવ કરી રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, રા. સા. હરિલાલ દેસાઈભાઈ દેસાઈ, શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ તથા મંત્રીઓને સરકારી યાદીનો જવાબ ઘડવાનું કામ સોંપ્યું. " ગરીબ અને સંકટમાં સપડાયેલા ખેડૂત વર્ગને માટે જાહેર સંસ્થાઓ તરફથી કરવામાં આવેલા નિઃસ્વાર્થ પ્રયત્નો સામે અયોગ્ય હુમલો કરવામાં આવ્યો છે. ત્રીસ વર્ષથી ગુજરાતના રાજકીય, આર્થિક, ઔદ્યોગિક અને સામાજિક ઉત્કર્ષમાં પ્રગતિ કરનારી 'ગુજરાત સભા'નું પોતાનું મુખ્ય મથક અમદાવાદમાં છે તેથી ખેડા જિલ્લાની પરિસ્થિતિ જાણવા શક્તિમાન નથી એ દલીલ ભૂલભરેલી છે. આ સભાના સભાસદો ખેડા જિલ્લાના વતની છે એટલું જ નહિ પણ તેમની માલ મિલ્કત અને તેમના સગાંવહાલાં પણ ખેડા જિલ્લામાં છે. 'ગુજરાત સભા' જેવી એક માનવંતી સંસ્થા પ્રજાને યથેષ્ટ સલાહ આપવાનો પ્રયત્ન કરે તેમાં સરકારના ઊંચા દરજ્જાના હોદ્દેદારો જરા પણ તપાસ અથવા યોગ્યાયોગ્યની લેશ માત્ર ખામી કર્યા વિના તેને તોફાની હેતુઓવાળા ઠરાવે તથા તેવા હેતુઓ સામે વિના સંકોચે આઘાતક હુમલાઓ કરવામાં આવે, તે જોઈ આ સભાની દિલગીરીની હદ રહેતી નથી."

સરકારી યાદીના ખંડનમાં પછી તો એક પછી એક બહાર પાડેલા પ્રત્યુત્તરોથી લોકોની આંખ ઉઘડી ગઈ અને સરકારની રાજનીતિ ઉઘાડી પડી ગઈ.

પણ સરકારી અમલદારો ઉતાવળા અને અધીરા બન્યા હતા. સૌએ પોતપોતાના તાલુકાની મહેસુલ જેમ બને તેમ તાકીદે ઉઘરાવવા ચાંપતા ઇલાજ લેવા માંડયા હતા. ખેડુતો ચારે તરફ ભુમાટો કરી રહ્યા હતા એટલે 'ગુજરાત સભા'એ ખેડા જિલ્લાની પ્રજાને સલાહ આપી કે "મુંબઈ સરકાર તરફથી હજી સુધી જવાબ મળ્યો નથી, તેથી જ્યાં સુધી મુંબઇ સરકારનો છેવટનો ઠરાવ માલુમ નહી પડયો ત્યાં સુધી જેઓને પાક મુદ્દલ ન થયો હોય તેમણે હાલ વાટ જોવી અને વીઘોટી ભરવાનું મુલતવી રાખવું."

અને આ બાબતમાં કમિશનર પ્રાટે સભાના મંત્રીઓ ઉપરાંત રા. બ. રમણભાઈ મહિપતરામ નિલકંઠ, રા. સા. હરિલાલ દેસાઇભાઈ દેસાઈ, શ્રી. મૂળચંદ આશારામ શાહ, શ્રી વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ તથા શ્રી. શંકરલાલ દ્વારકાદાસ પરીખ વગેરેનું પ્રતિનિધિ મંડળ મોકલવાનું ઠરાવ્યું, અને એક પત્ર લખી મેળાપનો સમય પૂછાવ્યો પણ કમિશનરે 'મંત્રીઓ સાથે જ વાત કરવા માગે છે' એમ જણાવ્યું.

કમિશનર પ્રાટની ઉદ્ધતાઇ અને તુમાખી જોઈ 'ગુજરાત સભા' એ ગુજરાતના એ સુબાને પડતો મૂકી મુંબઈ સરકાર સાથે બારોબાર વ્યવહાર ચલાવ્યો. રાજદ્વારી વિષયોમાં રસ લેનાર સંસ્થાઓ અને આગેવાનો પ્રજાને જાગૃત કરવાનો પ્રયાસ કરે તે સત્તાના મદમાં મસ્ત જીવન ગુજારતા અધિકારીઓ જીરવી ન શકયા.

મામલો કટોકટીએ ચઢયો.

ચંપારણ્યમાં ગાંધીજી ગૂંથાઈ ગયા હતા. ત્યાંનો મામલો દિનપ્રતિદિન ગંભીર થતો હતો, છતાંય ગુજરાતમાં આવી જવાનો તેમણે નિર્ણય કર્યો. છેવટે ગાંધીજી ગુજરાતની ગરીબ પ્રજાની વહારે આવી ચઢયા.

## ૧૪

અમદાવાદના એ ઐતિહાસિક 'ભદ્ર'ના કિલ્લામાંના એકાંત અને શાંત રસ્તા પર આઠે દિવસે છવાઇ રહેતી નીરવતા એકાએક અનેક માનવીઓની ઉપરાઉપરી અવરજવરના લીધે અદશ્ય થઈ ગઈ હતી.

એ એકાંત અને શાંત રસ્તા પર આવેલાં 'કમ્ફર્ટ હાઉસ'ના વિશાળ દિવાનખાનાની વચ્ચેના ટેબલ ફરતી ખુરશીઓ ગોઠવાઈ હતી, અને તેમાં કોટ–પાટલુનમાં સજ્જ થયેલા સદ્‌ગૃહસ્થો બેઠા હતા.

એકઠા મળેલાં એ સદ્‌ગૃહસ્થોની વચ્ચે જાડું, ખડબચડું ખાદીનું પહેરણુ અને સફેદ ટોપી પહેરીને એક દુબળા ચહેરા અને આછી કાળી મૂછોવાળી વિશિષ્ટ વ્યક્તિ બેઠી હતી. એના આગળ તરી આવતા વિશાળ કાન અને તેજસ્વી ચમકતી આંખો સર્વનું ધ્યાન ખેંચી રહ્યા હતા. એ વ્યક્તિ સર્વને સંબોધીને કોઈ મહત્ત્વના વિષય પર વિચારપૂર્વક વિવેચના કરી રહી હતી. એના ઉચ્ચારણનો એકેએક શબ્દ સાંભળનારાના હૈયાં સોંસરો ઉતરી રહ્યો હતો.

એ માનવટોળા વચ્ચે બેંગલોર કેપ. ચાઈના સિલ્કનો હાફકોટ અને કોલર ટાઈ પહેરીને એક અતડો દેખાતો આદમી અજબ શાંતિ અને અપૂર્વ એકાગ્રતાથી ચાલી રહેલી ચર્ચા સાંભળતો બેઠો હતો. એ ચર્ચાએ એના અંતરમાં તુમૂલ યુદ્ધ જગાવ્યું હતું. એની મોટી લાલ આંખો કોઇ નવા તેજથી ચમકી રહી હતી. અંદરખાનેથી એ આખો ય માણસ ફરી રહ્યો હતોઃ એના જીવનનું મહાન પરિવર્તન

થઇ રહ્યું હતું. આમ છતાંય એના ચહેરાની એકેય રેખામાં એ ફેરફાર —એ પ્રચંડ પરિવર્તનનું જરા જેટલું ય પ્રતિબિંબ પડેલું જણાતું નહોતું.

" મારી સાથે આવવાને કોણ તૈયાર છે ? "

ચાલતી ચર્ચાનો અંત આવ્યો અને એ એકઠાં મળેલાં માનવીઓની વચ્ચે જાડું ખડમચડું ખાદીનું પહેરણ અને સફેદ ટોપી પહેરીને બેઠેલી દુબળી કાયાવાળી વ્યક્તિનો આખરી શબ્દોચ્ચાર સંભળાયો.

સભામાં વિદ્યુત સમ સનસનાટી પ્રસરી ગઇ. ઘડીભર નરી નીરવતા છવાઇ ગઈ. અત્યાર સુધી એ દુબળી કાયાવાળી વ્યક્તિના વ્યક્તવ્યમાં અપૂર્વ રસ ધરાવતાં માનવીઓ જોતજોતામાં મૂક બની ગયા.

" હું તૈયાર છું ! ! ! "

સભામાંથી સણુણુણુ કરતો શબ્દોચ્ચાર સંભળાયો અને એ શબ્દોચ્ચાર આવ્યાની દિશામાં સર્વ ઊંચી આંખ કરીને એ શબ્દોચ્ચાર કરનારને નજરે નિહાળીને ઊંચા નીચા થઈ ગયા; અને એમને એ જાણતા વાર ન લાગી કે સાહેબનો પોશાક પહેરીને 'ઈંગ્લિશ જેન્ટલ મેન' બનવાના ફાંફા મારતો અને અજબ એકાગ્રતાથી સારી યે ચર્ચા સાંભળી રહેલો એ અતડો દેખાતો આદમી એકાએક બોલી ઉઠયો હતો. એની નીડરતા અને તીવ્રતાએ આશ્ચર્યની અપૂર્વ લાગણી પ્રગટાવી દીધી. એમણે આદમીનો અપ્રતિમ આદર કર્યો અને એમના અંતરમાં અતિ આનંદ અને ઉત્સાહના ઓઘ ઉમટી પડયા.

'ફ્રમ્કર્ટ હાઉસ'માં બનેલી એ ઘટના હિન્દના ખેડૂત વિગ્રહના ઇતિહાસમાં પ્રથમ પાને અંકિત થવાને સર્જાઇ હતી. એ પ્રસંગે ખેડા જિલ્લાના નિષ્ફળ ગયેલાં પાક અંગેનું મહેસુલ માફ કરાવવા અનેક અરજીઓ અને વિનવણીઓ કરવા છતાંય કલેકટર, કમીશ્નર

કે ગવર્નરે જરા જેટલીયે દાદ ન આપવાથી ઉપસ્થિત થયેલી કટોકટીની પરિસ્થિતિ પરત્વે પગલાં ભરવાનો આખરી નિર્ણય કરવા બૅરિસ્ટર વલ્લભભાઇના ભદ્રમાં આવેલા બંગલામાં મળેલી 'ગુજરાત સભા'ની ઐતિહાસિક બેઠકનો હતો આ પ્રસંગે બેઠકમાં સક્રિય ભાગ લેવાને ખેડા જિલ્લાના અગેવાનો ઉપરાંત ના. ગોકુળદાસ પારેખ, ના. વિઠ્ઠલભાઈ પટેલ વગેરે ખાસ અમદાવાદ આવ્યા હતા. 'ગુજરાત સભા'ના મંત્રીઓ, સભાસદો ઉપરાંત અમદાવાદના અગ્રગણ્ય અગેવાનોએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

અને એ સભામાં વચ્ચોવચ્ચ બેઠેલી દુબળી કાયાવાળો વ્યક્તિ અન્ય કોઈ જ નહિ પણ ખેડા જિલ્લાના આગેવાનો અને 'ગુજરાત સભા'ને પોતાની સલાહ આપવા માટે ખાસ આવેલા મહાત્મા ગાંધીજી હતા. પાક નિષ્ફળ ગયાની અને સરકારે અખત્યાર કરેલા સખ્ત વલણની વાતો સાંભળ્યા પછી જરૂર પડ્યે ના-કરની ચળવળ ચલાવી શકે એવા કાર્યકરોને પોતાની સાથે આવવાનું તેમણે જ આમંત્રણ આપ્યું હતું.

વૃદ્ધ નેતાઓને તો આમાંનું કશું નહોતું જોઇતું; પણ યુવાન કાર્યકરો તો આ વિચાર સાંભળી થનગની ઊઠયા અને એ ધગશવાળા કાર્યકરો પૈકીના એક–એ 'ઇંગ્લિશ જેન્ટલમૅન' બનવાના ફાંફાં મારતા આદમીએ ગાંધીજીને સાથ આપવા માટે પોતાનું નામ સૌથી પહેલાં લખાવી દીધું. એ આદમી અન્ય કોઈ જ નહિ પણ 'અમારા સરદાર'–બૅરિસ્ટર વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ જ હતા.

આ પ્રમાણે એકાએક નામ લખાવવું એ કોઇના માટે પણ સહેલું ન હતું. એ એક કપરી કસોટી હતી. ગાંધીજી સાથે કામ કરવું જેવું તેવું ન હતું. ગાંધીજી જબરા કામ કરાવનાર હતા. એમની શિસ્ત લોખંડી હતી. અમુક નિયત થયેલા સમયમાં જ સોંપાયેલું કામ પૂરું થવાનો એ અત્યંત દૃઢ આગ્રહ રાખતા હતા; ના-કરની

ચળવળના અંગે નજીકના અને દૂરના ગામેગામ સખ્ત ટાઢ, તડકો અને વરસતો વરસાદ વેઠીને રોજે રોજ દિ' ઉગ્યે ટાંટિયાતોડ કરવી, ગામડાંઓના ધૂળિયા રસ્તાઓ પર દસ દસ કે એથીયે અધિક માઈલ હંમેશા ચાલવું વગેરે ગાંધીજી જેવા અનુભવી અને અડગ સત્યાગ્રહી ને સત્યાર્થીના માટે તો જાણે કોઈ નવી વાત જેવું નહોતું; પરંતુ શહેરી જીવનમાં અનેક પ્રકારના ઐયશ-આરામ અને અપાર ઉપભોગોને ટેવાયેલાં ધીકતી કમાણીવાળા અને વિદેશમાં વિચરી આવેલા એક યુવાન વકીલ માટે તો ખરેખર એ એક કપરી કસોટી જ કહેવાય.

પણ વલ્લભભાઈ તો જન્મથી ખેડૂત, ધંધાથી વકીલ અને જીવનમાં દેશના એક અનેરા, અમૂલા ને અણમૂલ જીવતા જાગતા સાચા સેવક હતા.

અને વકીલો તો જીવનની કૃતકૃત્યતા અનેરી વાણીના વિલાસમાં અનુભવે છે. પરન્તુ વલ્લભભાઈ તો એક વિખ્યાત વકીલ હોવા છતાં ય જીવનની ધન્યતા વાણીમાં નહિ પણ કૃતિમાં, કર્મ માર્ગે વિચરીને હિન્દની મુક્તિ માટે બનતી આહૂતિઓ આપવાની તક શોધી રહ્યા હતા.

એ તક એમને ગાંધીજીના સતત સમાગમ અને ગાઢ સંપર્કે સાંપડાવી દીધી.

દક્ષિણ આફ્રિકાથી હિન્દ આવ્યા પછી પોતાની સર્વ પ્રવૃત્તિઓનું મુખ્ય કેન્દ્ર અમદાવાદને બનાવી રહેલા ગાંધીજીના વ્યક્તિત્વનો પ્રભાવ અને પ્રતાપ વલ્લભભાઈને સ્પર્શ કરી ચૂક્યાં. ગાંધીજીના આશ્રમમાં એ જવા આવવા લાગ્યા અને એમની પ્રત્યેક સભામાં અચૂક હાજરી આપવા લાગ્યા. એમનામાં થઇ રહેલા આ એકાએક ફેરફારોથી એમના અંગત ઓળખીતા-પાળખીતા અને દોસ્ત-બિરાદરોમાં ફાળ પડવા લાગી અને એમને સીધા જ પૂછવા લાગ્યાઃ—

"તમે અન્ય પરિષદો કે સભાઓમાં તો હાજર રહેતા નથી અને આ ગાંધીજીના પ્રત્યેક પ્રવચનમાં કેમ હાજરી ભરવા માંડી છે?"

"કારણ કે આજ દિવસ સુધી રાજકારણ માત્ર વાતો અને ઠરાવોમાં જ સમાઈ જતું હતું. ગાંધીજીએ જ રાજકારણને પહેલ-વહેલું જીવન અને કાર્યમાં ઉતાર્યું છે."

વલ્લભભાઈના ઉપરોક્ત પ્રત્યુત્તર પછી ભાગ્યે જ કોઇ પુનઃ પ્રશ્ન કરવાની હિંમત કરતું હતું.

ગાંધીજીના માનવસેવા અને અહિંસાના ઉપદેશની 'અમારા સરદાર' પર અજબ અસર થઈ અને એના જાદૂ એ અનુભવવા લાગ્યા. મનુષ્યમાં એમને ઇશ્વર વસતો હોવાની જાણ થતાં વાર લાગી નહિ. અને પછી તો એમને માનવબંધુઓની સેવા કરવાની તીવ્ર તાલાવેલી લાગી. જોતજોતામાં એમનું અજબ જીવન પરિવર્તન થઈ ગયું. એમના સ્નેહીઓ અને સંબંધીઓ સાનંદાશ્ચર્યથી એમના સામું જોઈ રહ્યા. ચોવીશે કલાક અંગ્રેજ લોકો અને એમની રહેણી-કરણીના મોંફાટ વખાણ કરતા થાકતા નહોતા એ વિખ્યાત વકીલ વલ્લભભાઇનું વિચાર-પરિવર્તન સર્વની ચર્ચાનું એક મહત્ત્વનું અંગ બની ગયું. કેટલાંક તો એમને મોઢે ચઢીને કહેવા લાગ્યાઃ—

'તમે કેમ નામ લખાવ્યું? અત્યાર સુધી તો તમને ગાંધીજીની વાતમાં કે તેમના રાજકારણમાં કંઈ દમ લાગતો નહોતો, તો વળી તમને આ એકાએક શું સૂઝયું?"

આવા પ્રશ્નોથી જરાકે સંકોચાયા વિના વલ્લભભાઈ એ મિત્રોને પોતાનામાં થઇ રહેલા પરિવર્તનનું કારણ જાણવા ઇચ્છતા જિજ્ઞાસુ-ઓને જવાબ આપતાઃ—

"અત્યાર સુધીમાં આપણું રાજકારણ મને વેસ્યાના વેપાર જેવું લાગતું હતું; અને તેથી તેમાં હું જોડાતો નહોતો. પણ ગાંધીજીની

વાતમાં અને સત્યાગ્રહની યોજનામાં મને મર્દાનગી લાગે છે અને જો આપણે તેમને મદદ ન કરીએ તો એમના એકલાથી કાંઈ થઈ શકે નહિ."

'અમારા સરદાર'ની બુદ્ધિ છેક બાલ્યકાળથી જ બિલકુલ અનાવૃત છે. એમાં કોઈ પ્રકારની શંકા કે સંશયને કદાપિ સ્થાન રહ્યું નથી. એ જે કંઈ વિચારે છે, એ બિલકુલ સ્પષ્ટ, દિવસના પ્રકાશની જેમ સોચે છે; એટલે જ્યારે લોકોના દિમાગ આકાશ પર વાદળા ઘેરાઈ રહે છે ત્યારે ય પણ એ પોતાનો માર્ગ સ્પષ્ટતાપૂર્વક દેખી શકે છે. કોઈ પણ સ્થિતિમાં એ આશ્ચર્યચકિત, કે દિગ્મૂઢ થતા નથી કારણ કે એ જાણે છે કે એમનું અંતઃકરણ સત્યના માર્ગ પર બરોબર ઈંગિત કરી રહ્યું છે.

એમના આ સરળ અને પારદર્શક જીવન વ્યવહારે જ કોઈપણ પ્રકારની ગણતરી કર્યા વિના એમને એ જનમના જોગી–ગાંધીજીના સાથમાં ઝંપલાવવાને પ્રેર્યા. એમણે વકીલાતના વાઘા ફગાવી દીધા અને આગળ પાછળનો જરાકે વિચાર કર્યા વિના એ ગાંધીજીની પાછળ પાછળ બસ ચાલી જ નીકળ્યા.

વલ્લભભાઈએ ગાંધીજીને જોયા, તપાસ્યા અને સ્વીકાર્યા તે દિવસથી આજ સુધી એ એક નિષ્ઠાથી, અનન્ય ભક્તિથી ગાંધીજીના માર્ગને વળગી રહ્યા છે અને ગાંધીવાદની દીક્ષાને દીપાવી રહ્યા છે.

સાબરમતીના સંતનો સાથ શોધી લેવાના કારણોનું વિગતવાર બ્યાન તો વલ્લભભાઈએ પોતે જ એક વખત આપ્યું અને એમના વિચાર–વિપ્લવથી વિસ્મિત થયેલાંઓના વિસ્મયના વાદળાઓ વિખેરી નાખ્યાઃ વલ્લભભાઈ પોતે જ વદે છે કેઃ–

"તે વખતે આપણા રાજકીય જીવનમાં અતિશય મલીનતા હતી. આપણી પ્રજા તરફથી કામ કરનારાઓમાંના ઘણામાં અતિશય

પાખંડ હતું. જે ક્લબમાં બેસી હું પાનાં રમતો તેમાં મારો એક મિત્ર હતો. તે કહેતો 'પ્રજાની સેવા કરવી હોય તો અમદાવાદ છોડો.' એ અરસામાં મહાત્મા ગાંધી આવ્યા, ત્યારે રાજકીય જીવનમાં સત્ય દાખલ થયું. સત્યાગ્રહની લડતમાં એમણે માગણી કરી કે એક માણસ એવો જોઇએ કે 'આજે જ તમામ ધંધો છોડી નડિયાદમાં રહી લડત્રાનું બધું કામ માથે લે.' મેં તે માથે લીધું. ત્યારપછી તેમના સહવાસથી મને ખાતરી થઈ કે આજ સુધી હિન્દ અવળે માર્ગે ચાલેલું અને તેમના બતાવેલા માર્ગે હિન્દ ચાલે તો જ તેનો ઉદ્ધાર થાય.

આ જગત ઉપર અતિશય અત્યાચાર થાય છે, ત્યારે હિન્દુ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ઈશ્વરનો અવતાર થાય છે. જ્યારે રાવણ અને તેના રાક્ષસબંધુઓએ અત્યાચાર કર્યો ત્યારે રામાવતાર થયો; દુર્યોધનના અત્યાચાર દાબવા કૃષ્ણાવતાર થયો; પછી ૨૫૦૦ વર્ષે બુદ્ધ ભગવાન થયા અને પછી ૨૫૦૦ વર્ષે મહાત્માજી થયા છે."

જીવનના ઉદાત્ત તત્ત્વો જ્યાંથી મળે ત્યાંથી સ્વીકારવાનો વલ્લભભાઈના વંશજોએ કદીયે સંકોચ અનુભવ્યો નથી. એમના બહાદુર પિતા ઝવેરભાઈએ શ્રી. સહજાનંદ સ્વામીની સુધારક પ્રવૃત્તિને ઉત્સાહભેર અપનાવી હતી; અને વલ્લભભાઈએ ગાંધીવાદને અપનાવી પોતાનો અકુંઠિત વિકાસ સાધ્યો છે એ એમના જીવન અભ્યાસીને જણાયા વગર રહેતું નથી.

## ૧૫

ગાંધીજીના ગુજરાતના કામનો બોજ 'અમારા સરદારે' ઉમળકા ભેર ઉપાડી લીધો. નડિયાદના હિન્દુ અનાથાશ્રમમાં છાવણી નાખવામાં આવી. કાર્યકરોની દસબાર ટોળીઓ કરી નાંખી અને દરેક ટોળી એ દરરોજ ચારથી પાંચ ગામડાંઓની મુલાકાત લેવાનું નક્કી કર્યું.

આ કાર્યકરોને ગામડાંઓની તપાસે જતાં ગાડાં કે બીજા કોઇ વાહનોનો ઉપયોગ કરવાની આજ્ઞા ફરમાવવામાં આવી હતી. દરરોજ દસથી પંદર માઈલ ચાલવાનું હતું અને જો ગામડાંઓમાં તાજડતોબ ખોરાક મેળવવાની વ્યવસ્થા ન થઇ શકે તો મગફળી અને ખજૂર કે એવું કંઈ ખાઈને ચલાવી લેવાની પહેલાંથી જ ચેતવણી આપી દેવામાં આવી હતી.

અને ગાંધીજી પોતે પણ વલ્લભભાઈને સાથે રાખીને ખેડા જિલ્લાના ગામડે ગામડે ઘૂમવા લાગ્યા. ચોરે જઈને બેઠક કરે. ગામ લોક એકઠા થાય. ગાંધીજી ભાષણ કરે અને વલ્લભભાઇ એક-ચિત્તે સાંભળ્યા કરે.

અઠવાડિયામાં તો લગભગ બધા તાલુકાના મુખ્ય મુખ્ય ગામોના આનાવારીપત્રકો ગાંધીજી પાસે રજુ થઇ ગયા. પોતે કરેલી તપાસ અને સ્વયંસેવકોએ રજુ કરેલ હેવાલ ઉપરથી ખાત્રી થઇ કે પાક ચાર આનીથી કમી છે એટલે ગાંધીજીએ કલેકટરને કાગળ લખીને જણાવ્યું કે "મેં જાતે કરેલી તપાસ અને મારી સાથે કામ કરનાર

ભાઇઓએ મેળવેલી હકીકત ઉપરથી મારી તો ખાત્રી થઈ છે. છતાં તમને તેથી સંતોષ થતો ન હોય તો સરકારી અને પ્રજાકીય ગૃહસ્થોના પંચ મારફત તપાસ કરાવવાનો સમય હજી પણ વીતી ગયો નથી... હું આશા રાખું છું કે જે ગામોમાં પાક ચાર આની અથવા તેથી ઓછો ઉતર્યો છે તે તે ગામોમાં મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખવાના હુકમો કાઢશો."

પરંતુ આસપાસની તેમજ ગાંધીજીના પત્રની અમલદારોના મન ઉપર સહેજ પણ અસર થઈ નહિ. એમણે તો "અત્યાર સુધીમાં થયેલો પાક જમીન મહેસુલ ભરવા પૂરતો સંતોષકારક છે." એવા છાપેલી પત્રિકા ઉપર ખેડૂતોની સહી કરાવવા માંડી. આ ખબર મળતાં ગાંધીજીએ કલેક્ટરને પત્ર લખ્યો કે" આવા ફોર્મ ઉપર લોકોની સહીઓ લેવી એ લોકોને અવળે માર્ગે દોરવા જેવું છે. ખેડૂતોને તે ઉપર સહીઓ કરવાનું કહેવાય જ નહિ. હું સવિનય સૂચવું છું કે આ પત્રિકા એકદમ પાછી ખેંચી લેવી. આટલું છતાં પણ જો તે ઉપર ખેડૂતોની સહીઓ લેવામાં આવે છે એવી મને ખબર પડશે તો મારે નિરૂપાયે સહી નહિ કરવાનું જાહેર કરવાની ફરજ પડશે." કલેક્ટરે પ્રત્યુત્તરમાં 'એ પત્રિકા ખેડૂતોનું હિત સંપૂર્ણ ધ્યાનમાં લઇને પ્રગટ કરવામાં આવી છે એટલે તે પાછી ખેંચી લેવામાં નહિ આવે; વળી જ્યાં જ્યાં જરૂરી છૂટછાટ મૂકવાનું વ્યાજબી જણાયું ત્યાં ત્યાં તેમ કરવામાં આવ્યું છે અને હવે તેથી વિશેષ કંઇ કરવામાં નહિ આવે' એમ જણાવી દીધું. કમિશનરે પણ જણાવી દીધું કે "ખેડૂતો માટે સાચો અને ડહાપણભર્યો રસ્તો એ જ છે કે તેમણે વેળાસર જમીન મહેસુલ ભરી દેવું. તેમની દાદ સાંભળવામાં નથી આવી એવી ફરિયાદ કરવાનું તેમને કાંઈ પણ કારણ નથી પ્રજાએ રાજને રાજનો ભાગ આપવો જ જોઈએ. ખાસ કરી દીવાની હકુમતથી પણ મુક્ત રાખવામાં આવેલા અચલિત કાયદાના હુકમની સામે થવું અને કાયદાનો અનાદર કરવો તેને હું ઢાંડાઈ જ કહું છું."

આ પ્રમાણે કલેક્ટર, કમિશનર અને ગવર્નર એમ ત્રણેએ સાફ જણાવી દીધું કે જે કંઈ થયું છે તે બરાબર છે અને વિશેષ આશા રાખવી ફોગટ છે. દરમિયાન ગાંધીજી ઉપર ગામડાંઓમાં તલાટીઓના જુલમ બાબતના ઘણા સંદેશા આવ્યા જ કરતા હતા. લોકો અનેક પ્રકારે દુઃખી હતા. ગાંધીજીએ હજી પ્રજા જોગ જાહેર સંદેશો આપવાની ખામોશ પકડી હતી. પ્રજાને ચોક્કસ સલાહ આપ્યા સિવાય ચાલશે નહિ એમ દિલથી નક્કી થવા છતાંય અમલદારોને એક વધુ-છેલ્લી તક એમણે આપી કે—" સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્રો જાહેરમાં બહાર પાડું અને સભાઓ ભરૂં તે પહેલાં તમને એક છેલ્લી વિનંતી કરવાની તક લઉં છું કે બીજા હપ્તાની રકમ આખા જિલ્લામાં મુલતવી રાખવાના હુકમો બહાર પાડવા. તેમાં જણાવવું કે સણંદીઆ જમીન ધારણ કરનારાઓ મહેસુલ પૂરેપૂરૂં ભરી દેશે એવી સરકાર આશા રાખે છે. આવા હુકમો બહાર પાડવા એ શું અશક્ય છે? આથી ખળભળાટ શાંત પડશે અને હાલના સંજોગોને અંગે મારા માનવા મુજબ આ રહેમદિલીભરી રાહત મનાશે."

આટલી આટલી વિનંતિ છતાં કમિશનર—એ ઉદ્ધત અંગ્રેજ પ્રાટ એકનો બે થયો નહિ; અને આ રીતે સમાધાનના સંદેશાઓ અને અમલદારો સાથેની મસલતનો અંત આવ્યો.

* * *

મહેસુલ ખાતાના નાના મોટા અમલદારો મહેસુલ વસુલ કરવા પ્રજાને અનેક રીતે રંજાડી રહ્યા હતા, એવી અનેક ખબરો ગાંધીજી પાસે આવ્યા જ કરતી હતી. પોતે આજ સુધી અમલદારોને વિનવવામાં બાકી રાખી નહિ, પણ અમલદારોએ પોતાની હઠ છોડી નહિ. આ સંજોગોમાં ખેડૂતોને સત્યાગ્રહ આદરવાની સલાહ આપવાનું ઉચિત જણાયાથી ખેડા જીલ્લાના ખેડૂતોની એક સભા નડિયાદમાં મોમલ કોટ પાસે દશા ખડાયતાની વાડીમાં શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ તલા-

ટીના પ્રમુખપદે બોલાવવામાં આવી અને ગાંધીજીએ સત્યાગ્રહની લડતનો પાયો નાખતાં ઉદ્ઘોષપણા કરી કે:—

"વર્ષ ચાર આની કરતાં ઓછું ઉતર્યું છે અને તેથી ધારા પ્રમાણે મહેસુલ મુલતવી રહેવું જોઇએ. સરકાર લોકોને જોઇતી છૂટ આપવા તૈયાર નથી. લોકો નહિ આપે તો સખ્તાઇના ઇલાજથી વસુલ કરશે એમ તેઓ કહે છે. ચોથાઇની નોટિસો અને જમીન ખાલસા કરવાના હુકમની નોટિસો નિકળી છે. તલાટીઓના જુલમની ફરિયાદો પણ આવે છે. જે તલાટી અગર મુખી આ સભામાં આવ્યા હોય તેમને હું એટલું કહીશ કે તેમણે સરકારને વફાદાર રહેવું. પણ વફાદારી જુલમ કરવામાં નથી. હુકમ પ્રમાણે મહેસુલ ઉઘરાવવું જોઇએ પરંતુ સરકાર એવું તો ન જ કહે કે તમે લોકોને મારજો. આવો જુલમ કરવાનું કહી શકાય એવું કાયદામાં પણ ન હોય. કદાચ તેવો હુકમ હોય તો તે માનવાને તલાટી બંધાયેલો નથી. આવું કૃત્ય કરનાર દેશદ્રોહ, રાજદ્રોહ અને પ્રભુનો દ્રોહ કરે છે. અને લોકો કહે છે કે પાકયું નથી, નથી, છતાં સરકાર કહે છે કે પાક વધારે છે. સરકાર આપણી માગણી કબુલ ન કરે તો આપણે સરકારને કહેવું જોઈએ કે અમે મહેસુલ ભરવાના નથી; અને તે માટે અમારે જે સહન કરવું પડે તે ભોગવવા તૈયાર છીએ. સત્યાગ્રહનો પાયો નાંખી માંડવો રોપવા આજ આપણે ભેગા મળ્યા છીએ. આપણે સરકારને આપવું નથી, પણ ઝૂઝવું છે અને તેમ કરતાં જે દુઃખ પડે તે સહન કરવા તૈયાર છીએ. આથી હું હું પૂછું કે તમે લડવાને તૈયાર છો કે કેમ? હું પ્રતિજ્ઞા-પત્ર તૈયાર કરીશ. તે ઉપર પ્રતિજ્ઞા લેવાની ઇચ્છા હોય તેમણે આશ્રમમાં આવી સહી કરવી. મારી એક જ વિનંતિ છે કે દુઃખ સહન કરજો અને શાંતિ જાળવજો, પણ વોરેટી ન ભરશો. તે ન ભરી સરકારને સાબીત કરી આપજો કે અમે દુઃખ સહન કરવા તૈયાર છીએ."

ગાંધીજીએ એ પછી પ્રતિજ્ઞા લેવા કેટલા તૈયાર છે તે જાણવા જુદાજુદા તાલુકાઓમાંથી સભામાં ભાગ લેવા આવેલા ખેડૂતોના હાથ ઊંચા કરાવ્યા. લડત ચલાવવા માટે સંમતિ ધરાવનાર માણસોનો તરસાળો કાઢતાં આખી સભામાં એક પણ આસામી વિરુદ્ધ મત ધરાવનાર માલુમ પડયો નહિ.

સભાનું કામ પૂરું થયા પછી ખેડૂતો પ્રતિજ્ઞાઓ લેવાને સભામાંથી બારોબાર આશ્રમમાં ગયા અને નીચે મુજબ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીઓ કરી :

"અમારા ગામનો પાક ચાર આનીથી ઓછો થયો છે એમ અમે જાણીએ છીએ. અમે તેટલાં કારણસર મહેસુલ વસુલ કરવાનું આવતા વર્ષ સુધી મુલતવી રાખવાની સરકારને અરજ કરી છતાં બંધ કરવામાં આવ્યું નથી. તેથી અમે નીચે સહી કરનાર પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે સરકારની મહેસુલ આ વર્ષની પૂરી કે બાકી રહી હોય તે નહિ ભરીએ. પણ તે વસુલ કરવા સરકારને જે કાયદેસર પગલાં ભરવા દઈશું અને તેથી થતાં બધાં દુઃખો સહન કરીશું. અમારી જમીન ખાલસા થશે તો પણ અમે થવા દઈશું, પણ અમારે હાથે પૈસા ભરીને જુઠા ઠરી સ્વમાન નહિ ગુમાવીએ.. જો સરકાર બીજો હપ્તો બાકી રહેલી બધી જમાએ મુલતવી રાખે તો અમારામાં જે શક્તિવાન હોઇશું તે પૂરી અગર બાકી રહેલ મહેસુલ ભરવા તૈયાર છીએ. અમારામાંના જે શક્તિમાન છે તેઓને મહેસુલ ન ભરવાનું કારણ એ છે કે જો શક્તિવાન ભરે તો અશક્તિવાન ગભરાટમાં પોતાની ગમે તે ચીજ વેચીને કે કરજ કરીને મહેસુલ ભરે અને દુઃખ ભોગવે. એવી હાલતમાંથી ગરીબોનો બચાવ કરવો એ શક્તિવાનની ફરજ છે, એમ અમારી માન્યતા છે."

પ્રજા આ પ્રમાણે સત્યાગ્રહની લડત લડવાની પ્રતિજ્ઞાઓ કરી રહી હતી ત્યારે લોકોને ધીરજ તથા હિમત આપવા તથા સરકારી માણસો પ્રજાને ખોટી રીતે ન સતાવે તે માટે તેમજ જમીન મહેસુલ

નહિ ભરવાની સલાહ આપનાર કપડવંજ તાલુકામાં કામ કરનાર એક સ્વયંસેવક શાહ ભૂલાભાઇ રૂપજી ઉપર તાલુકાના મામલતદારે એક વિચિત્ર હુકમ કાઢયો:—

"વસુલાતના કામમાં લોકોને ખોટું સમજાવી ઉશ્કેરણી કરવા બદલ સને ૧૮૭૯ના મુંબઇના જમીન મહેસુલના કાયદાની કલમ ૧૮૯ મુજબ જવાબ આપવા કચેરીમાં હાજર થવું."

મામલતદારના હુકમ મુજબ શા. ભૂલાભાઈ કચેરીમાં વખતસર હાજર થયા. 'અમારા સરદાર' શ્રી. વલ્લભભાઈ ધારાના હિમાયતી તરીકે કોર્ટમાં હાજર રહ્યા અને કામ નીકળતાં ભૂલાભાઇ પાસે નીચેનો લેખિત જવાબ રજુ કરાવ્યો:—

"હું શા. ભૂલા રૂપજી, રહેવાસી જરમાળા તાબે કપડવણજનો જત—સને ૧૮૭૯ના મુંબઈના જમીન મહેસુલના કાયદાની કલમ ૧૮૯ મુજબ આપની સહી તથા સીકકાવાળો સમન્સ આપની રૂબરૂમાં હાજર થવા બાબતનો મને મળ્યો છે. તેના જવાબમાં જણાવું છું કે:—

'સમન્સમાં જણાવવામાં આવે છે કે વસુલાતના કામમાં લોકોને ખોટું સમજાવી ઉશ્કેરો છો, તે બાબતમાં જવાબ આપવા સારૂં તમારે હાજર થવું; અને અમારી રજા લીધા સિવાય ત્યાંથી જવું નહિ. પરંતુ મેં કોઇને ખોટી સલાહ આપી નથી, તેમજ મેં કોઇને ખોટા ઉશ્કેર્યા નથી. લોકો કોઈ રીતે ખોટું સમજ્યા હોય અગર ઉશ્કેરાયા હોય, એમ બન્યું નથી. હું લોકોને તદ્દન વ્યાજબી અને સાચી સલાહ આપું છું. મારા ગામનો પાક ચાર આનીથી ઓછો થયો છે અને તેથી સરકારના નિયમના આધારે મારા ગામના લોકો જમીન મહેસુલ નહિ ભરવાને હકદાર છે.

"મહાત્મા ગાંધીજીએ ખેડા જિલ્લાના ખેડૂતોની એક મોટી સભા ભરી, બધાને ખુલ્લી સલાહ આપી છે કે પોતાનું સ્વમાન જાળવવાની

ખાતર તેમજ રૈયત જુઠું બોલતી નથી તે સાબીત કરવાની ખાતર લોકોએ પોતાની ખુશીથી પૈસા ભરવા નહિ એ જરૂરનું છે. ગુજરાત સભાના કેટલાંક સભ્યો અને અમદાવાદ, મુંબઈ વગેરે સ્થળોથી આવેલા કેટલાક ગૃહસ્થો આવી ઉઘાડી સલાહ આપે છે, તે આપનાથી અજાણ્યું ન જ હોય. હું પોતે પણ ઉપરની સલાહ વ્યાજબી છે એમ માનું છું; અને લોકોને એવી સલાહ આપવી એ મારી ફરજ છે એમ સમજું છું; તેથી તે પ્રમાણે લોકોને સલાહ આપું છું. તેમાં કાયદાનો કે નીતિનો ભંગ થતો હોય તો તેની શિક્ષા ભોગવવા ખુશી છું. માટે આપને યોગ્ય લાગે તે શિક્ષા ફરમાવવા કૃપા કરશો. મારે આપને જણાવવું જોઇએ કે જે કલમને આધારે આપે સમન્સ કાઢ્યો છે, તે કલમ આ કામને બિલકુલ લાગુ પડતી નથી. તે આપ ન જાણતા હો એમ મારાથી કેમ માની શકાય? છતાં આપે મને આમંત્રણ કર્યું તે માટે આપનો આભારી છું અને હવે વિશેષ આભારી કરશો એ આપના અધિકારની વાત છે."

"આમાં ગુન્હો થતો નથી માટે તમને રજા છે." રજુ થયેલો જવાબ વાંચી મામલતદારે ઠંડા થઈ જઇ ફરમાવ્યું.

"જમીન મહેસુલ ન ભરશો એવું કહેવામાં હવે તમને ગુન્હો નથી લાગતો ને?" શા. ભૂલાભાઈએ મામલતદારને પૂછ્યું.

"હા, ભાઇ હા, તમે ગમે તે કહેજો. આજકાલ તમારા દહાડા છે. "મામલતદારે ઉત્તર આપ્યો.

પણ સરકારી નોકરી કરવામાં કેટલી જુઠ ચલાવવી પડે છે, કેટલા અધર્મ કરવા પડે છે તે ભૂલાભાઈના જવાબ પર મામલતદારે કરેલા નીચેના ઠરાવથી જણાઈ આવે છેઃ–

"શા. ભૂલા રૂપજી બેરિસ્ટર મી. વલ્લભભાઇ ઝવેરભાઈ સાથે હાજર થયા છે અને પોતાની લેખી હકીકત રજુ કરી છે. તે વાંચતા

તે હોમરૂલ લીગનો મેમ્બર જણાય છે. તેને વસુલાતના કામમાં આડે નહિ આવવા સમજુત કરી. જવા રજા આપી."

સરકારી નોકરોની અધમ મનોદશાનો ખ્યાલ તો માતર તાલુકાના શેખપુર તથા બીજા બે ગામો મળી ત્રણ ગામના તલાટી છગનલાલ કાળીદાસના સંબંધમાં બનેલી હકીકતથી આવે છે.

જમીન મહેસુલની આનાવારીની ખાત્રી કરવા આવેલા તપાસ કરનારાઓને છગનલાલે અમલદારોની રીતભાત અને ખાતાના વહીવટનો ખ્યાલ આપ્યો હતો, કે આજ સુધી નિયમિત પાકની આનીઓ તૈયાર કરવામાં આવતી નહિ. પરંતુ આ વખતે ચળવળને લીધે મામલતદારોએ પાણીપત્રક ઉપરથી પાકની આનીઓના દાખલા માંડયા. એટલે તલાટીઓએ અડસટ્ટે પાકનું ક્ષેત્રફળ નક્કી કર્યું. આમ અટકળે તૈયાર કરેલાં પત્રકો લઈ તલાટીઓ મામલતદાર પાસે હાજર થયા. મામલતદારે સમજુતી આપી કે પાકની આનીઓ છ આનાથી કમતી ન આવવી જોઈએ. છગનલાલે ત્રણે ગામના પાણીપત્રકનો ખરડો ચોક્કસ તૈયાર કરી આનીઓ નક્કી કરી હતી તેથી તેમાં કાંઈ ફેરફાર કર્યા વગર સર્કલ ઈન્સ્પેક્ટર મારફત તે પત્રક મોકલી આપ્યું. મામલતદારે તેથી તેમને રૂબરૂમાં બોલાવ્યા. મામલતદારના ઠપકા અને રોફમાં અંજાઈ જઈ પત્રક સુધારવું પડયું અને પાક છ આની ઉતરે એ પ્રમાણે આંકડામાં ફેરફાર કર્યો. કેટલાક તલાટીઓએ મામલતદારના દબાણથી આથી પણ વધારે આનીઓ આંકી આપી!

સરકારી કામ કરવાની રીતની આ પ્રમાણે જાણ મેળવી લેવાયાથી અમલદારો આ લડતના સુકાની 'અમારા સરદાર'થી ગભરાયા. ખેડા જિલ્લાની ના-કરની લડતના મંડાણમાં જ આ પ્રમાણે વલ્લભભાઈને વિજય મળવા લાગ્યો અને ના-કરની લડતમાં અનેરો ઉત્સાહ અને અથાગ ઉમંગ ઉભરાયા.

ગામડાંઓમાં તાલુકે તાલુકે સરકારી અમલદારો છાપા મારી રહ્યાં હતા. નડિયાદ તાલુકાના વડથલ ગામના આગેવાન ખેડૂતોની જમીન ખાલસા કરવાની હુકમો કાઢવામાં આવ્યા હતા. જે જમીનો ખાલસા કરવાની ધમકી અપાઈ હતી. એ દરેકનો સરકાર ધારો સો રૂપિયાની અંદરનો હતો. જ્યારે એ દરેકની કિંમત દશ દશ હજારથી ઓછી નહોતી. મહાત્માજીને ખબર પડી ત્યારે તેઓ કકળી ઉઠયા કે "પચાસ કે પોણોસોના સરકારધારા ખાતર જ્યારે સરકાર દશ દશ હજારની જમીનો ખાલસા કરશે તો ત્યારે હું ખેડા જિલ્લામાં બહારવટું લઇશ."

માતર તાલુકામાં પણ આવી જ ધમાલ મચી રહી હતી. શેખપુરના તલાટીને સસ્પેન્ડ કર્યો અને લીંબાસીનો આખો ઊભો પાક જપ્ત કર્યો. સાયલા ગામના મુખીને પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરવા બદલ નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા. જપ્તીઓ, હરરાજી અને ખાલસાના હુકમોની બીક બતાવવા ઉપરાંત કેટલાકના અંગૂઠા પકડાવી તડકામાં ઉભા રાખવામાં આવ્યા.

પ્રજાના જુસ્સાને અમલદારો એકદમ દાબી માગે છે એ ખબર વર્તમાનપત્રો દ્વારા જાહેરમાં ફેલાતા કેટલાંક આગેવાનો ખેડા જિલ્લાની પ્રજાને ધન્યવાદ અને હિંમત આપવા ખેડા જિલ્લામાં ઉતરી પડયા. નડિયાદમાં શ્રી. વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે ખેડા જિલ્લાના ખેડૂતોની એક સભા મળી, તેમાં એ આગેવાનો હાજર રહ્યાં. સત્યાગ્રહની લડતના સિદ્ધાન્તો ટુંકામાં સમજાવતા વલ્લભભાઈએ વ્યાખ્યાન કર્યું:–

"આ લડતથી આખો દેશ સળગી ઉઠશે. દુઃખ સહન કર્યો

વગર સુખ મળતું નથી અને મળે તો લાંબો વખત ટકતું નથી. મજ-બૂત અને મક્કમ વિચારની પ્રજા હોય તેમાં જ રાજની શોભા છે. નાલાયક અને બીકણ પ્રજાની વફાદારીમાં માલ નથી. નીડર અને સ્વમાન જાળવનારી પ્રજા જે વફાદારી બનાવે છે તે જ પ્રજા સરકારને શોભા આપનારી છે.

"એકવીશ લાખના મહેસુલમાંથી પોણા બે લાખની રકમ મુલત્વી રાખ-વામાં આવી છે. વળી પહેલો હપ્તો ભરાઈ ગયો છે. એટલે બાકી દશેક લાખ રહે. આટલી રકમ મુંબઈ કે ગુજરાતમાં ઉઘરાણું કરી ભેગી કરી દઈએ તો લોકોને રાહત મળે અને સરકાર તરફથી થતી હાડમારીઓ-સરકારને ભરી માંથી બચાય. આવો વિચાર કેટલાકને થતો હશે, પણ જે વીર પુરૂષે આ લડત ઉઠાવી છે, તે નામર્દને મરદ બનાવે તેવા છે અને ખેડા જિલ્લો હિન્દમાં વીર પુરૂષની ભૂમિ છે. તેઓ આવી મદદનો વિચાર પણ ન કરે. પૈસાની મદદથી ખરો લાભ ન થાય; તેથી કાંઈ ખઈ દુઃખ ન ટળે. એક વખત દુઃખ ઉઠાવી સરકારી પદ્ધતિ ફેરવીશું તો જ હંમેશનું દુઃખ ટળશેઃ વડથલના વતની મોતીરામ ત્રંબકની સણુદી-જમીન સરકારે મહેસુલની સિત્તેર રૂપીયાની રકમને ખાતર ખાલસા કરી છે. આ સરકાર મુગલાઇ કરતાં પણ આગળ વધી છે, આવી રીતે આખા જિલ્લાની જમીન બહારના ખેડૂતો લાવી ખેતી કરાવશે તે આપણે જોઈશું."

આ રીતે સરકારની હઠ અને સખ્તાઈના સચોટ જવાબ આપવાથી કામ કરનારાઓ અને ખેડૂતો રંગ ઉપર આવી ગયા.

લડતનો રંગ દિન પ્રતિદિન જામતો હતો. અમલદારો અને સ્વયંસેવકો ગામડામાં ફરી રહ્યાં હતાં. કોઈ કોઈ ગામે બન્ને પક્ષ ભેગા થતાં ત્યાં લોકોની અને કામ કરનારની ભારે કસોટી થતી. માતર તાલુકાના મામલતદાર માતરથી ઊડેલા, અલિન્દ્રા, હિરંજ અને મલ-

ચાતજ થઈ ખાંધલી જવાના છે એવી ખબર એક દિવસે મળી. સ્વયંસેવક ઘોડા ઉપર તેમની પાછળ નીકળી પડયો. બન્ને હિરંજના ચોરામાં ભેગા થઈ ગયા. બન્ને જણાએ લોકોને સમજુત કરી. મામલતદારને ત્યાંથી એક પાઈ પણ મળી નહિ. મામલતદાર હિરંજમાં શાક ખાવા રહ્યા એટલામાં સ્વયંકસેવક બે ગામ ફરી વળ્યો. મામલતદાર ખાંધલી આવી પહોંચ્યા ત્યાં સુધી તેમની પાસે નાણાનો ભાર વધ્યો નહિ. ખાંધલીમાં પડાવ નાખી રહ્યા. ગામમાં આમથી તેમ ઘણી ટાંટિયાતોડ કરી, પણ કાંઈ વળ્યું નહિ.

આ અરસામાં મહાત્માજી આણંદ તાલુકાના મુખ્ય ગામોમાં બીજા નંબરના ગણાતા કરમસદ ગામમાં આવી પહોંચ્યા. એમની સાથે રાજેન્દ્રબાબુ વગેરે હતા. ગામમાં સભા ભરાઈ અને મહાત્માજીએ પ્રવચન કર્યું કે :—

આ ગામ વલ્લભભાઈનું છે. વલ્લભભાઇ જો કે હજી ભઠ્ઠીમાં છે, એમને સારી રીતે તપવાનું છે, તો પણ મને લાગે છે કે એમાંથી આપણે કુંદન કાઢીશું. તમે લાડુનું ભોજન આપ્યું છે, પણ લાડુના ભોજન ઉપર દક્ષિણા આપવી પડશે. અને તે દક્ષિણા તેજ હોઈ શકે કે ભલે તમને પેલા તળાવમાં ડુબાડે કે અગ્નિમાં બાળે તો પણ સરકારને એક પૈસો આપો નહિ. "

વલ્લભભાઇએ પોતાના વતનમાં મહાત્મા ગાંધીજી અને બીજા દેશભક્ત મહેમાનોને આવકાર આપી બોલ્યા કે :—" મારા નાનપણના દિવસો યાદ કરું છું, ત્યારે મને સાંભરે છે કે તે વખતે આપણા લોકોની પાછળ પાછળ અમલદારો ફરતા. આજ તમારી ધાસ્તી જોઇને મારું હૃદય કંપે છે, પ્રભુ તમારી ટેક રાખો."

* * *

ગુજરાતના સુબા-કમિશનર પ્રાટે ખેડા જિલ્લાની પ્રજાને 'છેવટના હુકમ રૂપ' સલાહ આપવા ખેડુતોની એક સભા ભરવાનો સંકેત કર્યો.

જિલ્લામાં લડત ચાલી રહી હતી ત્યારે અધિકારીઓના બોલાવ્યાવા લોક ભોગ થશે કે કેમ તેનો નાના મોટા સુધી સૌ અધિકારીઓને વસવસો ઉભો થયો. પ્રાટે મહાત્માજીએ પત્રિકા દ્વારા ગામેગામ ખબર પહોંચાડી અને સરકારે બોલાવેલી સભામાં હાજર રહેવા લોકોને સલાહ આપી.

"આકાર બાંધવામાં સરકાર સિવાય બીજી સત્તા નથી. તેથી દીવાની કોર્ટમાં તકરાર જઇ શકશે નહિ. આકાર વધારે છે કહીને કોઇ દાવો લાવશે તે ચાલશે નહિ. આકાર બેસાડવામાં જેટલા વાંધા લોકો તરફથી થાય, તકરાર થાય તે સાંભળીને સરકાર પૂરી મસલત કરીને છેવટનો હુકમ કરે છે. તે પછી આકાર કાયમ રહે છે. હાઇકોર્ટ સુધી લડો તો પણ તે ન ફરે." નડિયાદમાં મામલતદારની કચેરીના મેદાનમાં જિલ્લા કલેક્ટર, આસીસ્ટંટ કલેક્ટર, મામલતદારો, મહાલકારીઓ, રાજભક્તો, મહાત્માજીના સાથીઓ અને તેમની ખાસ સૂચનાથી હાજર રહેલાં દોઢથી બે હજાર ખેડૂતો સમક્ષ સરકાર 'માબાપ'ના પ્રતિનિધિ રૂપે ગુજરાતના કમિશનર પ્રાટે પ્રવચન કરતાં જણાવ્યું અને વધુમાં બોલવા માંડયું કે "આકાર બાંધવાનો કાયદો છે તેવો આકાર મુલતવી રાખવાનો પણ છે, ખેડૂતોને કાયદેસર હક નથી કે માગણી કરે કે આકાર મુલતવી રાખવો જોઈએ. એ બાબત અમારો હક છે, નબળું વરસ આવે ત્યારે કેટલો આકાર મુલતવી રાખવો જોઈએ તે માટેની રૈયતની વ્યાજબી અરજી મળશે તે ધ્યાનમાં લઇને સરકાર પોતાનો હુકમ કાઢે છે. છેવટનો હુકમ કાઢવાની સત્તા અમલદારોના હાથમાં છે, મહેરબાન ગાંધી સાહેબના હાથમાં તે નથી કે મહેરબાન વલ્લભભાઇ સાહેબના હાથમાં તે નથી. આ બાબતમાં તમારી કંઈ લડત ચાલશે નહિ. હું ઉત્તર વિભાગનો કમિશનર છું. મારા શબ્દો મારા છે, એટલું જ નહિ પણ છેવટના હુકમ રૂપ છે. મને પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. મારા શબ્દો હું સાચા કરીશ. જેનો આકાર નહિ ભરાય તેની જમીન ખાલસા થશે. જે લોકો જાણી બૂઝીને

ના પાડે છે, તેમને ફરી જમીન આપવાની નથી. એવા ખેડૂતો સરકારના ચોપડામાં નથી જોઈતા.

"તમે કહેશો કે અમે પ્રતિજ્ઞા કરી છે એટલે આકાર ભરી શકતા નથી. તેનો જવાબ હું આપું છું. કોઈ માણસ ગેરસમજુતીમાં અથવા ભૂલથી પ્રતિજ્ઞા કરે તો તે બાંધેલો રહે નહિ. આવી પ્રતિજ્ઞા નભી રહેશે નહિ. આવી પ્રતિજ્ઞા તમે તોડી નાખશો તો કોઇ પણ માણસ કહી શકશે નહિ કે તમારૂં પાપ છે, દોષ છે. ભૂલભરેલી પ્રતિજ્ઞા કોઈ તોડશે તો દુનિયા તેને નિર્દોષ ઠરાવશે. અમદાવાદમાં શું થયું છે તે તમારા લક્ષમાં આવ્યું હશે. અમદાવાદમાં એક લડત ચાલતી હતી, લડત શેઠીઆઓની અને મજુર લોકની હતી. મજુરોએ પ્રતિજ્ઞા કરી કે ૩૫ ટકાનો વધારો અમને મળવો જોઇએ. ૩૫ થી ઓછો કબુલ ન કરવો. તે ન મળે ત્યાં સુધી કામ ન કરવું. પણ છેવટે તેમને માલમ પડયું કે તે પ્રતિજ્ઞા વ્યાજબી ન હતી. એટલે તે પ્રતિજ્ઞા તોડી નાખીને હમણા તે બધા ર૭ાા ટકા કબુલ કરીને પોતાના કામ દાખલ થઈ ગયા છે. આ બધું લક્ષમાં લઇ હવે તમે ફરી વિચાર કરો કે સરકાર આગળ ફરજ બજાવવી કે પ્રતિજ્ઞા!"

ભાષણ પૂરૂં કર્યાં પછી કમિશનરે જેને કાંઇ કહેવું હોય તેને કહેવાની રજા આપી, એટલે કરમસદના શ્રી. નરસિંહભાઈ આગળ આવ્યા ને કહેવા લાગ્યા :—

"સાહેબ, અમારી આ લડત સરકારને નડતર કરવાની નથી, પૈસાદાર પૈસા ભરે તો ગરીબો લાચારીથી ભરી દે અને દુઃખ ભોગવે."

"પણ પૈસાદાર ક્યાં ભરે છે?" કમિશનરે વચ્ચે જ પ્રશ્ન કર્યો અને વધુમાં બોલવા માંડ્યું કે—"શું તમે એમ કહો છો કે આ લડત નથી? તે લડત છે. મહેરબાન ગાંધી સાહેબ કહે છે, બધા કહે છે."

"સાહેબ, આ લડત છે એમ તો એ ખેડૂત પણ કહે છે." કમિશનરે પોતાની તરફ જોતા વલ્લભભાઇએ ઉભા થઇને ખુલાસો કર્યો અને વધુમાં જણાવ્યું કે—" પરંતુ એ લડત કનડગત કરવાને માટે નથી એમ એનું કહેવું છે."

"તમે ભાષણ કરવાના છો?" કમિશનર પ્રાટે પાછો પ્રશ્ન કર્યો.

"ના સાહેબ, મારે બીજું તો કહેવાનું નથી પણ અમદાવા-દના મજુરોની બાબતમાં ખુલાસો કરવો છે."

"ઠીક, તમે બોલો. પણ આજ અમારો વારો છે. અમારા તરફ બોલજો."

કમિશનરના છેલ્લા શબ્દો સાંભળી સારીયે સભા ખડખડાટ હસી પડી.

"કમિશનર સાહેબે અમદાવાદના મજુરોની પ્રતિજ્ઞાની વાત જણાવી, તેનો ખુલાસો કરવાની મારી ફરજ છે, કારણ કે તે વખતે કામ કરનારામાં હું પણ એક હતો." વલ્લભભાઈએ ભાષણ કરતાં જણાવ્યું; અને વધુ વિગતમાં ઉતરીને કહ્યું કે:—"ત્યાં મજુરોની પ્રતિજ્ઞા તૂટી જ નથી. એ તો જ્યારથી લડત ઉપડી ત્યારથી ઠરાવ હતો કે જો શેઠીઆઓ પંચ નીમે અને તે વધારો ઠરાવે તો અમારે કાંઈ વાંધો નથી, અને અમે કામ પર ચઢીશું. પછી પંચ નીમાયું અને પહેલે દિવસે ૩૫ ટકાથી મજુરો કામ પર ચઢેલા; અને પંચ-નિકાલ આવે ત્યાંસુધી ૨૭॥ ટકા લીધા. આ હકીકત 'ન્યુ ઇન્ડિયા' વગેરે છાપામાં સલાહની પહેલાંના દિવસોમાં છાપેલી હતી. આ મજુરોની સભામાં આપણા કમિશનર સાહેબ પણ પધારેલા. એમને ગાંધી સાહેબને માટે ઘણું માન છે. (તાળીઓ)."

"હા છે." કમિશનર વચ્ચે બોલ્યા.

"ગાંધી સાહેબના મનમાં પણ પ્રાટ સાહેબના માટે માન છે, મારા મનમાં પણ છે." વલ્લભભાઈએ પોતાનું વિવેચન આગળ વધારતા જણાવ્યું. "એજ સાહેબે મીલ મજુરોની સભામાં સલાહ આપેલી કે મહાત્મા ગાંધી તમને સાચેસાચી સલાહ આપશે. તેમની સલાહ પ્રમાણે તમે વર્તશો, તો ન્યાય મેળવશો. હું તમોને કહું છું કે તમે પણ આ બાબતમાં મહાત્માજીની સલાહ પ્રમાણે ચાલશો તો એ જ કમિશનર સાહેબના હાથે ન્યાય મેળવી શકશો. અહિં પણ કમિશનર સાહેબ કમિટિ નીમી તપાસ કરાવે તો આપણને કાંઈજ વાંધો નથી. બધું પાધરું ઉતરે."

લોકોની સ્વતંત્રતા અને નિર્ભયપણું જોતાં કમિશનર, કલેકટર, મામલતદારો વગેરે ખેડૂતોની સભા છોડી ચાલ્યા ગયા. લોકોએ 'વન્દેમાતરમ્' અને 'મહાત્મા ગાંધીજી કી જય'ના જયનાદથી તેમને વિદાયગીરીનું માન આપ્યું.

૧૭

રાજકીય ઝંઝાવાતના એ સમયે ઉદ્ધત પશુબળને પડકારનારા અને ન્યાય તેમજ સ્વાતંત્ર્યને રક્ષનારા ગુર્જર–વલ્લભભાઇને સ્વાભિમાનના ભવ્ય પંથે પળનારા લોકોએ પોતાના નાયક તરીકે સ્થાપ્યા છે; અને એ એક વીર સેનાનાયક તરીકે લોકોના ઉત્સાહ અને જુસ્સાને ટકાવી રાખવા રાત, દિવસ કે તાપ અથવા ભૂખનો વિચાર કર્યા વગર નિરંતર રટણ કરી રહ્યાં છે.

અને સરકારે પણ દમનના કોરડા જોરથી વીંઝવા માંડયા છે. ચાર રૂપિયાને માટે સરકાર હજાર હજાર રૂપિયાની જમીન લઇને જનતામાં અપૂર્વ ત્રાસ બેસાડી રહી છે; અને જનતા 'આપને ફાવે તો તોપે બાંધો, ફાંસીએ ચઢાવો, પણ લીધેલા સોગન નહિ તોડાય;' એવો જવાબ આપી મક્કમતા દાખવી રહી છે.

જનતાનો આ જુસ્સો જોવાને મુંબઇ જેવા મોટા શહેરોમાંથી મોટા મોટા માણુસો ખેડા જિલ્લામાં ઉતરી પડયા. પૂજ્ય કસ્તુરબા પણ ગામડે ગામડે ફરીને, ભાષણો કરીને ઉત્સાહમાં વૃદ્ધિ કરી રહ્યા હતા.

વલ્લભભાઇની વીર હાકથી ગુજરાતના ગામડે ગામડાં ગાજી રહ્યા હતા. એ જ્યાં જતા હતા, ત્યાં ખેડૂતોનો જબ્બર જમાવ થતો હતો. એ બોરસદ તાલુકાના રાસ ગામે આવવાના છે એવા ખબર મળતાં જ જંગાળ, બનીજરા, કણભા, અમીઆદ, દીપેલ, ડભાસી, ગોમેલ, સૈઇજપુર, ખાનપુર, વડેલી, કઠાણા વગેરે ગામોના આશરે ૨૫૦૦ ખેડૂતો ત્યાં જઇ પહોંચ્યા. ગાંધીજી પણ પોતાની મંડળી સાથે ત્યાં આવી પહોંચ્યા. અને પછી તો એમની એક જંગી સભા

મળી. ગાંધીજીએ ત્યાં સત્યાગ્રહનો મોરચો માંડતા એક સુંદર પ્રવચન કર્યું અને જણાવ્યું કે:—

"સત્યાગ્રહની શક્તિ એટલી વ્યાપક છે કે એનાથી બધા દુઃખો દૂર કરી શકાય છે. જેમ અગ્નિસ્પર્શથી બધા મેલોને બાળે છે, તેમ સત્યાગ્રહથી પણ બધા મેલો દૂર થાય છે અને અનેક દુઃખોનું નિવારણ થાય છે."

મહાત્માજીની પવિત્ર વાણીએ ખેડૂતોમાં પ્રેરણાના પ્રવાહ વહાવ્યા. પ્રેમ અને ભક્તિની પ્રખર લાગણી પ્રસરી ગઈ અને વલ્લભભાઈએ એનો પડઘો પાડતું પ્રવચન કર્યું:—

"આજે આ કાંઠાની ભૂમિ ઉપર દેવલોક પધાર્યો હોય અને ભૂમિ પાવન થાય તેમ આજે મહાત્માજીના પગલાથી તે પાવન થઈ છે, બોરસદ તાલુકાના લોકો તોફાનીમાં તોફાની છે એમ તેઓની આખા જિલ્લામાં ખ્યાતિ છે. અને ખાસ કરીને કાંઠાના લોકો ઘણા તોફાની છે એમ કહેવાય છે.

"હવે સત્યાગ્રહની લડત કાંઠામાં શરૂ થઈ માટે આપણે ટંટો, લૂંટફાટ અને દગો વગેરે છોડી દેવા જોઈએ, ન્યાયને રસ્તે લડવું જોઈએ. તમારામાં જે ઝનૂન હોય તેને ન્યાયને રસ્તે લડતાં વાપરવું. તે શક્તિનો ખોટો ઉપયોગ કરી લડવું નહિ. ધારિયાં ઉગામવાનું છોડી દેવું. ભાઈચારો રાખવો, વિનયથી, વિવેકથી, ચાલવું. આપણા જે હક હોય તે મક્કમપણે માગવા. મામલતદારોની બીક છોડી દેવી. હકની વાત હિંમતથી કહેવી મામલતદારથી તમે હલકા નથી. કેટલીક વખત તો એવું હોય છે કે મામલતદાર પાસે ૨૫ વીઘાંયે જમીન હોતી નથી. આપણે તેને ત્યાં સીધું જોખવા નહિ જવું. સત્કાર કરવો તો ઘેર બોલાવીને. તેના દાબથી, રૂઆબથી ડરવું નહિ, પરંતુ નિર્ભય બનવું. આપણી લડતનો મુખ્ય હેતુ એ છે કે પ્રજામાંથી ભય કાઢી નાખવો, કુચાલ, કુસંપ, ટંટો, ફરિયાદ દૂર કરવાં.

"સરકાર તમને ખૂબ તાવશે. તમને ઠપકો પણ આપશે. પણ દુઃખ વિના સુખ નથી. સમજીને દુઃખ વેઠવું એ સારામાં સારો રસ્તો છે. હું જાણું છું કે તમને સીધે રસ્તે ચઢાવવા હોય તો ચઢી શકો છો. તમારી લડતમાં ધર્મનું તત્વ બધું છે અને મહાત્માજી તરફ તમે એટલો બધો પ્રેમ બતાવ્યો છે કે મહાત્માજીએ બતાવેલો રસ્તો તમે પકડી રાખશો એવી મારી ખાત્રી છે.

"સરકાર શું કરશે? જપ્તીઓ કરશે, ચોથાઇ ચઢાવશે, જમીન ખાલસા કરશે. પરંતુ તમે કોઇ જાતનું તોફાન ન કરશો. મેં જોયું છે કે તમારે ત્યાં જપ્તી થાય ત્યારે તમે ધારિયાં ઉછાળો છો, પરંતુ હવે તો આપણે લાકડી યે ઉગામવી નહિ. જમીન ખાલસા કરે તો કંઈ આખા ગામની જમીન ખાલસા ન થાય. તમારી જમીનમાં તો તમે જ હળ ઘાલશો. આ રાજ્ય અન્યાયનું નથી. તમે જાણો છો કે એક કુંભાર પણ ગધેડા ઉપર પહેલાં એક મણ ભાર મૂકે, તે ખેંચે તો પાછો અધમણ ભાર વધારે, એમ કરી કરીને તેની પાસે બે મણ બોજો ખેંચાવે છે; તેમ જ સરકાર પણ તમે જેમ જેમ બોજો સહન કરતા જાઓ છો તેમ તેમ વધારે બોજો તમારા ઉપર મૂકે છે. તમે જે બોજાને અત્યાર સુધી સહન કર્યો છે, તેને ફેંકી દો અને નિર્ભય થઈ બેસી જાઓ. સાચું છે તે અનુસરો, પછી સરકાર પણ કહેશે કે તે ધારે છે તેવી પ્રજા નિર્માલ્ય નથી.

" છેવટમાં મારી વિનંતિ છે કે આકાશ ને પાતાળ એક થઈ જાય તો પણ તમારી પ્રતિજ્ઞા તોડશો નહિ. તેમ કરશો તો ખેડા જિલ્લાનું નામ હિન્દના ઇતિહાસમાં પહેલું લખાશે. આખા હિન્દુસ્તાનની આંખ અત્યારે તમારી ઉપર છે. રૈયત જે ઇન્સાફ માગે તે ઈન્સાફ સરકારને આપવો જ પડે. જો પ્રજાબળ એકત્ર થાય તો કોઈપણ સરકાર તેની સામે થઈ શકતી નથી. તો આ ન્યાયી સરકાર તો કેમ જ થઈ શકે? આ પ્રતિજ્ઞા પાળવામાં જ તમારી ભવિષ્યની પ્રજાનું બહેતર થવાનું છે."

લડત પૂર વેગે ચાલી રહી હતી; આ પ્રસંગે પ્રજાનું શૂરાતન ટકાવી રાખવા વલ્લભભાઈએ ખેડા જિલ્લાની પ્રજાજોગ એક પત્રિકા દ્વારા સંદેશો મોકલ્યો કે :—

"આપણી લડત સત્યાગ્રહની છે. પ્રજામત અને અને આંધળો અમલ એ બેની વચ્ચે દારૂણ ધર્મયુદ્ધ ચાલે છે. સરકારે સત્તાના બળથી જમીન મહેસુલ વસુલ કરવા નિશ્ચય કર્યો છે, પ્રજાએ પ્રતિજ્ઞા કરી છે કે સરકારના અણઘટતા હુકમનો માનપૂર્વક નિરાદર કરવો અને સરકાર સત્તાનો ઉપભોગ કરે તેથી થતાં દુઃખ સહન કરવાં પણ જમીન મહેસુલ ભરવું નહિ."

અમલદારોએ જપ્તીઓ શરૂ કરી માતર તાલુકામાં તો વસુલાતના કામ માટે બે વધારાના ખાસ અમલદારો નીમ્યાં; કચેરીના કારકુનો સુદ્ધાંતને તે કામ માટે રોકી દીધા; આખા જિલ્લામાં ખાલસા નોટિસો કાઢી; મુખ્ય માણસોને ઘેર જપ્તીઓ કરી; ખાલસાના હુકમો પણ કર્યો; ચોથાઇ દંડ લીધા; ઉભો પાક જપ્તીમાં લીધો; કેદ કરવાનો ડર બતાવ્યો, પણ પ્રજા અડગ રહી અને અમલદારો થાક્યા ત્યારે કમિશનર સાહેબ તેમની મદદે આવ્યા. તમામ ખેડુતોને નડિયાદ મુકામે ભેગા કરી તેમણે ખૂબ ધમકી આપી, ગવર્નર સાહેબનો પત્ર વાંચી બતાવ્યો, જપ્તીઓ બંધ કરવાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો, અને પ્રજા જરૂર ડરી જશે એમ માનનારા કમિશનર સાહેબ ખેડૂતોના હિંમત-ભર્યા જવાબ સાંભળી પોતાના અઠ્ઠાવીસ વરસના રાજકીય અનુભવમાં નહિ જોયેલો અગર સાંભળેલો એવો બનાવ જોઇ વિસ્મય પામી વિદાય થયા. અમલદારોએ ખાલસાની નોટિસોનાં ફોર્મ ખૂટી ગયાં એટલી નોટિસો કાઢી. કોઈ કોઇ જગાએ તો ખાલસાના હુકમ કર્યા, તે રૈયતે હર્ષથી વધાવી લીધા. પણ સરકારની તિજોરીમાં પૈસો આવ્યો નહિ. છેવટે રૈયતને ઇન્સાફ આપવા નીમેલા અનુભવી કલેકટર

સાહેબ વિદાય થયા અને નવા કલેકટર સાહેબે ખાલસાની વાત વીસરી જઈ જપ્તીઓનું કામ શરૂ કર્યું.

ગામેગામ જપ્તીઓનું કામ પૂરજોસથી ચાલે છે, છતાં પ્રજાએ હિંમત છોડી નથી. ખેડા જિલ્લાના ખેડૂતો જેવા પોતાનાં ઢોરની બરદાસ ચાંકરી કરનાર ખેડૂત ભાગ્યે જ હશે. પોતાના ઢોરને તેઓ કુટુંબના અંગ તરીકે ગણે છે. ખેડૂતની સ્ત્રીઓ પોતાની ભેંસોને રાત્રે પણ ભરનિદ્રામાંથી ઉઠી તેને બે ત્રણ વખત ખોરાક આપે છે અને તેના ડીલ ઉપર પ્રેમથી હાથ ફેરવે છે. ચૂંટી ખણુતાં લોહી નીકળે એવાં સાચવેલાં ઢોર જોઇ આપણી આંખ ઠરે છે. ઘણા ખેડૂતોના કુટુંબનો આધાર એ જાનવર ઉપર હોય છે. એને જરા પણ દુઃખ થતાં એના માલિકને ભારે દુઃખ થાય છે, સ્ત્રીઓ તો પોતાના ઢોરને દુઃખ થતું જોઇ શકે જ નહિ.

જપ્તી કરનાર અમલદારો ખેડૂતની આ સ્થિતિનો લાભ લઈ ખેડૂતને સહેલાઈથી ભારેમાં ભારે ત્રાસ આપી ડરાવવાના હેતુથી જપ્તીમાં લઈ શકાય એવી બીજી મિલકત હોવા છતાં સંખ્યાબંધ ભેંસો જપ્તીમાં લે છે, ખાસ કરીને દુઝણી ભેંસો લે છે, કેટલીક જગાએ તો જપ્તીમાં લઇ તરત જ તેને તાપમાં બાંધવામાં આવે છે. કોઈ જગાએ તેને પાડાથી વિખુટી પાડવામાં આવે છે. જાનવરો રાડો પાડે છે. અને સ્ત્રીઓ કકળાટ કરે છે. તે જોઇ છોકરાં હૃદય-ભેદક રૂદન કરે છે, જપ્તીની મુદ્દત દરમિયાન ભેંસની કિંમત અડધી થઇ જાય છે, છતાં ધર્મ પાળનાર ખેડુત ધીરજથી પ્રતિજ્ઞાનું પાલન કરે છે, અને શાંતિથી દુઃખ સહન કરે છે. કેટલીક જગાએ સ્ત્રીઓ પણ આવા પ્રસંગોમાં ભારે હિંમત બતાવે છે. જપ્તીમાં લીધેલો માલ હરરાજ થતાં સુધી ખેડૂતને ચોથાઇ માફ કરવાની લાલચ આપવામાં આવે છે, છતાં એક વરસનું મહેસૂલ મુલતવી રાખવાને માટે લડનારા ખેડૂતો સત્યની ખાતર પોતાના માલની હરરાજી થવા દે છે, અને

દયાળુ સરકાર માબાપ હરરાજીના રૂપિયામાંથી જમીન મહેસુલ ઉપ-રાંત ચોથાઇ દંડ વસુલ કરી લે છે, આટલું દુઃખ સહન કરવાની સલાહ આપનાર મહાત્માજીને ગામેગામ ખેડૂતો પોતાને ત્યાં પધરામણી કરી તેમનું ગામ પાવન કરવા, તેમને દર્શનનો લાભ આપવા અતિ પ્રેમપૂર્વક નિમંત્રણ કરે છે અને તેવાં નિમંત્રણો કરવામાં જુદા જુદા ગામોની હરિફાઇ જોવા જેવી થાય છે.

મહાત્માજીના દર્શનથી અને તેમના વચનામૃતથી ખેડૂતો પોતાના દુઃખ વીસરી જાય છે, અને કેટલાક ખેડૂતો સરકારે મહેસુલ મુલત-વી નહિ રાખ્યું તેથી તેમને મહાત્માજીનાં દર્શનનો અને અમૂલ્ય ઉપ-દેશનો લાભ મળ્યો એમ માની સરકારનો ઉપકાર માને છે. આમ પ્રજાની ધાર્મિક અને નૈતિક ઉન્નતિ થાય છે, એ આ લડતનું મોટામાં મોટું શુભ પરિણામ છે.

અમલદાર વર્ગનો ભય પ્રજામાંથી નીકળી ગયો છે અને ખેડા જિલ્લાના ખેડુતો અમલદારની સાથે હિંમતથી અને માનપૂર્વક કામ લઇ શકે છે, એટલું જ નહિ પણ ગરીબમાં ગરીબ રૈયત સેંકડો વર્ષથી મૂંગે મોંએ વેઠ કરી ગુલામગીરીની દશા ભોગવતી તે હવે તે દશામાંથી મુક્ત થઇ છે.

પ્રજા સમજવા લાગી છે કે કુસંપથી ભારે ખુવારી થાય છે. ઘણા વરસથી ચાલતી આવેલી તકરારો છોડી દઇ લોકો સંપથી કામ લેવા લાગ્યા છે, અંદર અંદર કજીયા કરી કોર્ટ કચેરીએ ચઢવાનો રસ ઓછો થયો છે, અન્યાયી અમલની સામે થઇ શકાય છે અને તેમ કરવાથી જ પ્રજા ચઢી શકે છે અને સરકારને પણ એમાંથી શીખવાનું મળે છે. આપણી લડતના શુભ પરિણામો નજરે પડે છે, તે ઉપરાંત પ્રજાને ઉચ્ચ કેળવણી મળે છે.

લડત લંબાતી જાય છે તેમ તેમ પ્રજાની કસોટી થાય છે. દુઃખ સહન કરવાનો પ્રસંગ જ ન આવ્યો હોત તો પ્રજાને ભારે

લાભ મળત નહિ. હવે આપણી કસોટીનો વખત આવ્યો છે. જગત આપણી સામે જોઇ રહ્યું છે. અમલદારોને અમલ ચલાવવાનો અવકાશ મળતો નથી. ચોરામાં રૂપિયા ભરવા જનારનો કેટલો વખત ખોટી થાય ત્યારે છૂટકો થતો, તેને બદલે ઘેર ઘેર અમલદારો પૈસા ઉઘરાવવા ફરે છે. લોકોને ડરાવવાનું છોડી દઇ વિનયથી સમજાવે છે અને લાલચો આપે છે. સત્તાના દોરથી સાહેબી ભોગવનારાઓને ગામમાં સત્કાર કરનાર કોઇ મળતું નથી. જ્યાં માગી ચીજ મફત મેળવનારને કોઇ પ્રસંગે પૈસા આપતાં પણ જરૂરી ચીજ મળતી નથી. એમની હાડમારી-નો પાર નથી. છતાં તેમણે મર્યાદા છોડી નથી. એમનાં હૃદય પીગ-ળ્યાં છે. રૈયતના તરફ સત્ય છે એવી એમના હૃદયમાં ઝાંખી થયેલી માલુમ પડે છે. પણ આપણે સમજવું જોઇએ કે હાલની ચાલતી રાજ્યપદ્ધતિમાં તેઓ લાચાર છે. આવા કઠણ સંયોગોમાં સ્વાભાવિક છે કે તેઓ કોઈ વખત મર્યાદા છોડે, ક્રોધ કરે, ત્રાસ આપે, તો પણ મર્યાદા ન છોડવી. વિનય ન છોડવો અને એમના ઉપર દ્વેષ નહિ કરતાં તેમની દયા ખાવી અને શાંતિ પકડવી એ ખાસ જરૂરનું છે. કઠોરમાં પણ કઠોર હૃદયને પણ પ્રેમથી વશ કરી શકાય છે. અને સામાની કઠોરતાના પ્રમાણમાં આપણો પ્રેમ તેટલો જ સબળ હોય તો જરૂર આપણે જીતી શકીએ. એ સત્યાગ્રહની લડતનું રહસ્ય છે.

"ગામડાંમાં સ્ત્રીઓ અને બાળકો સુધ્ધાં આ લડતમાં રસ લે છે એ આનંદની વાત છે. પરંતુ આપણે ખાસ યાદ રાખવાનું છે કે આપણે વિનય છોડીશું તો જુવાનીઆઓ તેથી આગળ વધી ઉદ્ધતાઈ શીખશે અને જીતવાને બદલે જરૂર હારીએ.

"આપણે આખા દેશમાં કીર્તિ મેળવી છે, અને સંભવિત છે કે આપણે ખૂદ પ્રાટ સાહેબના હૃદયમાં દયા અને ઇન્સાફની લાગણી-ઓને સચેત કરી છે. એવે પ્રસંગે આપણે જરા પણ ચૂક કરીશું તો જીતેલી બાજી હારીશું. માટે મારી સર્વ ભાઈઓને વિનંતિ છે કે

અકળાયેલા અમલદારો મર્યાદા છોડે અને કંઇ પણ અયોગ્ય કામ કરે તો પણ આપણે તેમની ઉપર કોઇ પણ પ્રકારનો દ્વેષ નહિ કરવો અને તેમને પ્રેમથી જ વશ કરવા બને એટલો પ્રયત્ન કરવો અને કંઇ પણ અયોગ્ય કામ થતું હોય તો તેની ખબર સત્યાગ્રહમંડપમાં આપવી."

આ પ્રમાણે સત્યાગ્રહની લડત આગે ધપી રહી હતી. સત્યાગ્રહીઓને તાવવામાં સરકારે જીવતોડ મહેનત કરી અત્યાર સુધીમાં અમલદારોના ઘણા ઘણા હલ્લા ગામ લોકોએ બહાદુરીથી ઝીલી લીધા હતા. પણ આ અરસામાં અમલદારોનો આવેલો છેલ્લો હુમલો જરા વધારે ભારે હતો. સત્યાગ્રહી સૈન્યનો જુસ્સો કંઈક નરમ પડ્યો છે અને જો તાત્કાલીક પૂરતી મદદ નહિ આવી પહોંચે તો જીતનું પાસુ બદલાશે એમ સ્પષ્ટ દેખાઈ રહ્યું હતું. સેનાપતિ–વલ્લભભાઈની નજર બહાર એક પણ વસ્તુ નહોતી; અને એથી જ ઉપરોક્ત સંદેશો એમણે પ્રકટ કર્યો અને સત્યાગ્રહી સૈન્યમાં નવચેતન અને નવપ્રેરણાના પ્રવાહ વહાવ્યા.

સરકારની ધારેલી બાજી ઊંધી વળી ગઈ. હિન્દના રાજકારણમાં પણ યુદ્ધને અંગે નવીન રંગ આવી રહ્યો હતો. હિન્દે લાખો સૈનિકો, અઢળક ધન અને લડાયક સામગ્રી પૂરી પાડી હતી, પરંતુ યુદ્ધ તો સર્વભક્ષી બની રહ્યું હતું. આખરે મહા કટોકટીના પ્રસંગે વિલાયતની સરકારે હિન્દ પાસેથી મદદની આશા રાખી. અને હિન્દના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડે જુદા જુદા રાજદ્વારી મંડળોના નેતાઓ સરકાર સાથેના અંદર અંદરના નાના મોટા ઝઘડાઓ ભૂલી જઈ સામ્રાજ્યને મદદ કરવા વિનંતિ કરી. મહાત્મા ગાંધીજીને પણ આમંત્રણ થયું,

મહાત્માજી નડિયાદ તાલુકાના ઉતરસંડા ગામે પધાર્યા ત્યારે મામલતદારે તેમની મુલાકાત લીધી અને જણાવ્યું કે જો સ્થિતિવાળા માણસો મહેસુલ ભરી દે તો ગરીબ લોકોનું મહેસુલ મુલતવી રાખવામાં

આવશે. આ પ્રમાણેની સરકારની ઇચ્છા છે એવું મામલતદાર પાસે મહાત્માજીએ લખાણ માગ્યું; અને મામલતદારે ત્યાં ને ત્યાં જ લખી આપ્યું; મહાત્માજીએ કલેકટરને લખ્યું કે આવી જાતનો હુકમ આખા જિલ્લાને માટે બહાર પાડવામાં આવે અને ચોથાઇ વગેરે દંડ માફ કરવામાં આવે તો તેમને કોઇ રીતનું લડવાપણું રહેતું નથી.''

કલેકટરે આ વાત માન્ય રાખી અને તે પ્રમાણે હુકમો જાહેર કર્યો. સરકારે સમાધાન કર્યું તેથી મહાત્માજીએ ખેડા જિલ્લાના ભાઇબહેનોને તેમની અને શ્રી. વલ્લભભાઇની સહીથી એક સંદેશો પત્રિકા દ્વારા ખેડા જિલ્લાના ગામે ગામ પહોંચાડયો. એ સંદેશાના અંત ભાગમાં તેમને અભિનંદન આપ્યા કે "પોતાની બહાદુરીથી ખેડાની પ્રજાએ આખા હિન્દુસ્તાનનું ધ્યાન ખેંચ્યું છે. સત્ય, નિર્ભયતા, એકસંપ, દઢતા અને સ્વાર્થત્યાગનો રસ ખેડાની પ્રજા આજે છ માસથી ચાખતી આવી છે. અમારી ઉમેદ છે કે એ મહાન ગુણોને પ્રજા વધારે ખીલવશે, વધારે આગળ ચઢશે અને માતૃભૂમિનું નામ વિશેષ ઉજ્જવળ કરશે. અમારી દઢ માન્યતા છે કે ખેડા જિલ્લાની રૈયતે પોતાની, સ્વરાજ્યની અને સામ્રાજ્યની શુદ્ધ સેવા કરી છે."

આ પ્રમાણે સત્યાગ્રહનો યશસ્વી અંત આવ્યો અને જે નરે તે ઉપાડી હતી. તે નરના શિરે લડતનો તાજ મુકાયો. અને બેરિસ્ટર વલ્લભભાઇ એક વકીલ મટીને 'ગુજરાતના સૂબા'ના સંબોધનથી દેશભરમાં સત્કારાવા લાગ્યા.

## ૧૮

**આ**જે ખેડા જિલ્લો સત્યાગ્રહીઓના વિજય ઉત્સવથી હળી મળી રહ્યો હતો. નાના મોટા સર્વ ગામે ગામ અને શહેર શહેરે ભવ્ય સત્કાર સમારંભ યોજાયા હતા અને અંતરના અભિનંદનો અપાઈ રહ્યાં હતા.

અને નડિયાદે તો પોતાના આંગણે મહાત્માજીને ગુરુદક્ષિણા બદલ પ્રેમ–પુષ્પાંજલી અર્પવાનો ભવ્ય સમારંભ યોજ્યો હતો. સાંજના ચાર વાગ્યે સત્યાગ્રહમંડપમાંથી સરઘસ કાઢવામાં આવ્યું અને સારાય શહેરમાં વાજતે ગાજતે ફર્યું. ચોરે ને ચૌટે, શેરીએ શેરીએ અને મહોલ્લે મહોલ્લે મહાત્માજી, શ્રી. વલ્લભભાઈ અને જેલ જાત્રાળુઓનો નડિયાદવાસીઓએ અપૂર્વ સત્કાર કર્યો.

મહાત્માજીને પ્રેમ–પુષ્પાંજલી અર્પવાનો સમારંભ દશા ખડાયતાની વાડીમાં નડિયાદના આગેવાન વકીલ શ્રી. ગોકળદાસ દ્વારકાદાસ તલાટીના પ્રમુખપદે યોજાયો હતો. વાડી ને ઉત્સવ અને ઉમંગથી શણગારવામાં આવી હતી. સમારંભમાં આખા જિલ્લામાંથી પાંચથી છ હજાર સ્ત્રી-પુરૂષોએ હાજરી આપી હતી.

પ્રમુખશ્રીના તેમજ કેટલાંક અન્ય જનોના પ્રાસંગિક વિવેચનો થયા પછી શ્રી. ફુલચંદભાઇએ મહાત્માજીને અર્પણ કરવાનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.

"જે માણસ સેવાધર્મને કબુલ કરે છે, તે માણસથી કોઇપણ માનનો સ્વીકાર નથી કરી શકાતો. તેણે પોતાનું સર્વસ્વ કૃષ્ણાર્પણ કરેલું હોય છે, એટલે જે માન મને મળે છે, તેનું કૃષ્ણાર્પણ જ થઈ શકે." માનપત્ર સ્વીકાર્યા પછી મહાત્માજી સભાને સંબોધીને બોલ્યા

અને વધુમાં બોલતાં તેમણે જણાવ્યું કે—"સેવાધર્મી માનની ભૂખ નથી રાખી શકતો. માનનો ભૂખ્યો થાય તે જ કાળે તે સેવાધર્મથી ભ્રષ્ટ થાય છે. મેં ઘણીવાર જોયું છે કે કેટલાક પૈસા માટે કામ કરે છે, કેટલાક માન માટે કામ કરે છે, તો કેટલાક કીર્તિ માટે કામ કરે છે. પૈસાની ભૂખ તો ખરાબ મણાય છે, પણ માનની ભૂખ પૈસાની ભૂખ કરતાં યે વધારે ખરાબ છે. પૈસાને અર્થે માણસ જેટલી દુષ્ટતા કરે છે, તેથી વધારે દુષ્ટતા માણસ કેટલીવાર માન—આબરૂ માટે કરે છે. સ્વમાન જાળવવું એ એક વસ્તુ, અને સરકાર પાસેથી કે પ્રજા પાસેથી માન મેળવવાની ઇચ્છા કરવી એ બીજી વસ્તુ, આ બીજા જેવું દુષ્ટ કાંઈ પણ નથી. માનનો ભૂખ્યો માણસ પોતાને જ નહિ, પણ પ્રજાને પણ ભારે નુકશાન પહોંચાડે છે. માન એવી સૂક્ષ્મ વસ્તુ છે કે તે મોટા મોટા માણસોને પણ ભૂલાવે છે. તમારે તમારૂં માન રાખવું હોય તો હું તમારી પાસે દીન વચનથી માગી લઉં છું કે તમે મને માનથી નવાજશો નહિ. મને માન આપવાનો સારામાં સારો રસ્તો એ જ છે કે મારી સલાહ તમારે સ્વીકારવી, એટલું જ નહિ પણ તેને સાચી સમજથી અમલમાં મૂકવી. આથી જ તમે મને ખરૂં માન આપ્યું કહેવાશે.

"સેનાપતિની ચતુરાઈ પોતાનું કારભારી મંડળ પસંદ કરવામાં જ રહેલી છે. અમુક આદર્શો ઘડાયા હોય, અમુક નિયમો કરાવી રાખેલા હોય તેના આધારે સેના ચાલી જાય તો જ કામ થાય. ન ચાલે તો સેનાપતિનું કાંઈ ચાલતું નથી. મેં કાંઈ ભારે કામ કરી નાખ્યું છે એમ નથી.

"ઘણા માણસો મારી સલાહ માનવાને તૈયાર હતા. પણ મને વિચાર થયો કે ઉપસેનાપતિ કોણ થશે? ત્યાં મારી નજર ભાઈ વલ્લભભાઈ ઉપર પડી. મારે કબુલ કરવું જોઈએ કે મેં ભાઈ વલ્લભભાઈની પહેલી મુલાકાત લીધી, ત્યારે મને થયેલું કે, આ અક્કડ

પુરુષ તે કોણ હશે? એ તે શું કરશે? પણ જ્યારે હું તેમના વધારે પ્રસંગમાં આવ્યો ત્યારે મને લાગ્યું કે મારે વલ્લભભાઈ તો જોઈએ જ. વલ્લભભાઈએ માન્યું કે 'અત્યારે વકીલાત ચાલે છે, મ્યુનિસિપાલિટિમાં ભારે કામ કરું છું, તેથી પણ ભારે કામ આ છે. મારો ધંધો આજ છે, અને કાલ ન હોય. મારા પૈસા કાલે ઉડી જશે. મારા વારસો તેને ઉડાવી દે, તેના કરતાં હું એમને માટે ઊંચો વારસો મૂકી જાઉં.' આવા વિચારોથી એમણે ઝંપલાવેલું. વલ્લભભાઈ મને ન મળ્યા હોત તો જે કામ થયું છે, તે ન જ થાત. એટલો બધો શુભ અનુભવ મને એ ભાઈથી થયો છે.

"આપણે બહુ અનુભવો લીધા. સત્યાગ્રહીને ભાગે ઘણી વખત જે દુઃખો આવે છે, તે ખેડાને ભાગે નથી આવેલા. મારા મનમાં એમ રહી ગયેલું કે લડતમાં કચાશ રહી જશે. પણ એમાં કંઈક પૂરણી આ જેલી ભાઈઓએ કરી, એ ટૂંકી જેલથી સંપૂર્ણ–પૂરતી તો નથી મળી. સત્યાગ્રહ એવી લડત છે અને એમાં એવા રસના ઘૂંટડા રહેલા છે, અને જેણે તે પીધા છે, તે બીજી કોઈપણ વસ્તુ ન માગે. આવો રસ ખેડાએ લીધો તેનું કારણ ખેડાની શક્તિ, ખેડાનું બળ અને ખેડાની કાર્યદક્ષતા. આ ગુણોને લીધે જ ખેડાએ મહત્વના પરિણામે નીપજાવ્યા છે. આપણે મહેસુલના પ્રશ્ન માટે જે કામ કીધું તે નિર્ભયતા અને મોટા મોટા અમલદારોના કરતાં આપણે જરા ઉતરતા નથી એવા સરખાપણાનો ભાવ–બન્ને એનાં મહાન ફળ છે. સત્યાગ્રહનો પ્રયોગ આપણે હંમેશાં કરી શકીએ છીએ એવું ભાન આ લડતને પરિણામે તમને નિરંતર રહો. પ્રગટ થયેલો વહ્નિ નથી હોલાતો, નિરંતર વધ્યાં જ કરે છે. સત્યાગ્રહનું આ પરિણામ સ્થાયી રહો. એ પરિણામ આપણામાં કાયમ રહેલું હશે તો ખેડાના તમામ ગામોમાં આપણે સત્યાગ્રહની ઝાંખી કર્યા જ કરીશું. ખેડા જિલ્લાને એવા શુભ પરિણામ હંમેશાં મળ્યાં જ કરો, એવી મારી વાંચ્છના છે."

મહાત્માજીના પ્રવચનની પૂર્ણાહુતિ થયા પછી ખેડા જિલ્લાની લડતના ઉપસેનાપતિ શ્રી. વલ્લભભાઈએ ભાષણ કરતાં જણાવ્યું કેઃ—

"હિન્દુસ્તાનમાં દેવતાઓ અને મહાત્માઓનો રિવાજ છે કે પોતાને અપાયેલી પ્રસાદી તેઓ લેતા નથી, પરંતુ પોતાના પુજારીઓને આપી દે છે. મહાત્માજીએ આજ પણ એ પ્રમાણે બધું મને અર્પી દીધું છે. મેં કંઈ જ કર્યું નથી. અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં વીસ વીસ વર્ષની સેવા બજાવનારા છે. તો હું દોઢ વરસમાં શું કરી શકું ? આ લડત અંગે હું મારા પોતા તરફથી અને મારા સાથીઓ તરફથી કહેવા ઇચ્છું છું કે ખેડા જિલ્લાની પ્રજાએ પોતે હિંમત અને સહનશક્તિ દાખવી ન હોત, તો અમે કાંઈ પણ કરી શક્યા ન હોત. એટલે જે માન મને આપવામાં આવ્યું છે તે સઘળું હું તમને પાછું વાળું છું.

"હિંદુસ્તાન સેંકડો વર્ષથી અસાધ્ય રોગથી પીડાય છે. એ રોગની ચિકિત્સા કરનાર કોઈ વૈદ્ય મળ્યો નથી. અને જે મળ્યા છે તે મીઠી દવા આપનારા છે. મીઠી દવાથી અસાધ્ય રોગ જાય નહિ. કેટલાકને તો લાગશે કે સરકારની સામે લડનાર આમ સલાહ આપે એ શું ? પરંતુ તમે ખૂબ યાદ રાખજો કે તમારા રોગની ચિકિત્સા કરનાર અને તમને દવા આપનારના હૃદયમાં રગેરગ પ્રજા સેવા જ રહેલી છે. ભારે રોગ મટે એવી છે કે નહિ, એ વિચારી તમને એ લેવા જેવી લાગે તો જ લેજો તમે હિંમત ન હારશો ખેડા જિલ્લો હિન્દુસ્તાનમાં આગળ આવે, તે માટે તમે મહાત્માજીની વિનંતિને વધાવી લેજો."

વલ્લભભાઈનું વ્યાખ્યાન પૂરું થયું અને એમના પર કીર્તિ કળશ ઢળ્યો. વલ્લભભાઈ વકીલ મટીને 'ગુજરાતના સુબા'ના માનાર્થ સંબોધનથી સર્વત્ર સત્કારાવા લાગ્યા; અને વખત જતાં એમણે એ સંબોધનને વિવિધ પ્રકારની સેવાથી યોગ્ય રીતે દીપાવ્યું એ તો ઇતિહાસના અમર પાને અંકિત થયેલું છે.

૧૯

**યુરોપીય** મહાયુદ્ધમાં બહુ કટોકટીનો વખત આવી પુગ્યો હતો. અમેરિકાને યુદ્ધમાં ખેંચી લાવવામાં બ્રિટિશ સરકાર હજુ સફળ થઇ નહોતી. અને હિન્દમાંથી તો માણસો અને નાણાં એટલાં બધાં ખેંચી જવામાં આવ્યા હતા કે લડાઇના શરૂઆતના વર્ષોમાં જ હિન્દ ચુસાઇને ધોળી પૂણી જેવું થઇ ગયું હતું.

લડાઈ હજી જીતાઈ નહોતી એટલે બ્રિટિશ સરકારે જેટલાં બને તેટલાં નાણાં અને માણસો મેળવવા હિન્દી સરકારને ભલામણ કરી અને હિન્દના હાકેમ – વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડે દિલ્હીમાં યુદ્ધ પરિષદ ભરવાનું નક્કી કર્યું અને તેમાં અનેક આગેવાનો સાથે ગાંધીજીને પણ હાજર રહેવાનું આમંત્રણ આપ્યું.

'બ્રિટિશ નૌકા અને લશ્કરી બળ ઉપર મારી સલામતી છે, એટલે કાં તો એનો મારે ઇન્કાર કરવો અગર તો એવી જાતની એને મદદ આપવી કે જેમાં અહિંસાધર્મનું કાંઇક અંશે પાલન થઇ શકે– એટલે કે હિંસામય વાતાવરણમાં ઓછામાં ઓછી હિંસાની પ્રવૃત્તિ ઉપાડાય. લશ્કરી રક્ષણ નીચે રહેવું છતાંય અહિંસાધર્મનું ચિંતવન કર્યા કરવું એ તો પોતાની જાતની છેતરપિંડી થઈ. જે મર્યાદામાં છું એ જોતાં મારે લડાઇમાં ઘવાયેલા સિપાહીઓની સારવારનું કામ હાથમાં લઇને હિન્દની આબરૂ અને ઇજ્જત ખાતર પણ યુદ્ધમાં હિસ્સો આપવો' એવા નિર્ણય પર આવી ગાંધીજીએ એ આમંત્રણનો સ્વીકાર કર્યો.

પણ સરકારે લોકમાન્ય અને અન્ય નેતાઓને નોતર્યા નહોતા; એ માટે ગાંધીજીએ સરકારને એક પત્ર લખ્યો અને પોતે હાજરી આપવા સંબંધમાં ખુલાસો કર્યો કે "આવા પ્રૌઢ નાયકોને નિમંત્રણ ન આપવામાં સરકારે ભૂલ કરી છે. આવા આગેવાનોને તેમની સાથે અમે તેવા મતભેદ હોય તોય કોઈ સલ્તનત અવગણી શકે નહિ. જે સલ્તનતમાં ભવિષ્યમાં અમે સંપૂર્ણતાએ ભાગીદાર થવાની આશા રાખીએ છીએ તેમાં તેને આપત્તિ કાળે પૂરી મદદ દેવાનો અમારો ધર્મ છે, પણ મારે એમ તો કહેવું જોઇએ કે તેની સાથે એ આશા રહેલી છે કે એ મદદને સીધે અમારા ધ્યેયને અમે વહેલા પહોંચી વળશું. સામ્રાજ્યને સારૂ જેટલા સ્વયંસેવકો આપી શકાય તેટલા આપવા જોઈએ, પણ આર્થિક મદદને વિષે હું એમ નથી. કહી શકતો. લોકોની સ્થિતિને જાણીને હું કહી શકું છું કે હિન્દુસ્તાન જે મદદ આપી ચૂક્યું છે તે તેના ગજા ઉપરવટ છે."

અંતે ગાંધી દિલ્હી ગયા. યુદ્ધ પરિષદમાં હાજરી આપી અને "મને મારી જવાબદારીનું પૂરતું ભાન છે, ને તે જવાબદારી સમજતો છતાં હું આ ઠરાવને ટેકો આપું છું." એમ હિન્દુસ્તાનીમાં બોલી સરકારી યુદ્ધયત્નને ટેકો આપ્યો અને માથે લીધેલા કામને પૂરૂં કરવા લશ્કર ભરતી કરવા ખેડા જિલ્લામાં જવાનું નક્કી કરી ખેડા પાછા ફર્યા. ખેડા પહોંચતાં જ વલ્લભભાઇ આદિ પોતાના સાથીઓ સાથે મસલત કરી. ગાંધીજીની વાત કેટલાકને ગળે ન ઉતરી અને જેમને વાત ગમી તેમને કાર્યની સફળતા વિષે શંકા આવી; છતાંય કાર્યારંભ કરવાની તરફેણમાં બધા એક થયા. ભરતીમાં મહાત્માજી, વલ્લભભાઈ પટેલ, મોહનલાલ પંડ્યા, ઈન્દુલાલ યાજ્ઞિક, કાકા સાહેબ, મહાદેવભાઈ દેસાઈ, નરહરિભાઈ પરીખ, ફૂલચંદભાઈ શાહ, શિવાભાઇ બાપલાલભાઇ વગેરે મળી આશરે પોણોસો આવી ગયા.

ખેડા જિલ્લાના લોકોને ભરતી થવા માટે ગાંધીજીએ પત્રિકા બહાર પાડી; તેમાં જણાવવામાં આવ્યું હતું કે "બ્રિટિશ રાજ્યમાં

ઘણા અપકૃત્યોમાં આખી પ્રજાને શસ્ત્રરહિત કરવાના કાયદાને ઇતિહાસ તેનું કાળામાં કાળુ કામ ગણશે. આ કાયદો રદ કરાવવો હોય અને શસ્ત્રનો ઉપયોગ શીખવો હોય તો આ સુવર્ણ તક છે. રાજ્યની આપત્તિને કાળે મધ્યમવર્ગ સ્વેચ્છાએ મદદ કરશે તો અવિશ્વાસ દૂર થશે. અને જેને શસ્ત્ર ધારણ કરવા હશે તે સુખેથી ધારણ કરી શકશે."

સરકારના કમિશનરને આ પત્રિકા પસંદ પડી નહિ અને લોકોને સરકાર માટે પ્રાણ આપવામાં રસ નહોતો. "તમે તો અહિંસાના ઉપાસક છો, તો હથિયારો ધારણ કરવાનો ઉપદેશ કઇ રીતે આપી શકો?" એવા પ્રશ્નો તે કરવા લાગ્યા; અને ગાંધીજીને હાકલને બહુ જ મોળો જવાબ મળ્યો. ખેડાની લડતમાં લોકો પોતાની ગાડી મફત આપતા. એક સ્વયંસેવકની હાજરીની જરૂર હોય ત્યાં ત્રણ ચાર મળી રહે. હવે ગાડી પૈસા આપતાં પણ દોહ્યલી થઇ પડી. એક વખત ગાંધીજી, વલ્લભભાઈ સાથે નવાગામ નામના એક ગામડે ગયા. આ ગામડાએ ના–કરની લડતમાં ભારે બહાદૂરી દાખવી હતી; પણ આ વખતે તો ગાંધીજીને કે વલ્લભભાઇને નમસ્કાર કરવા પૂરતું પણ એક છોકરૂં યે બહાર ન પડયું. ગાંધીજી અને વલ્લભભાઈ એ ગામના ચોરામાં ત્રણ દિવસ રહ્યા. ગાંધીજી પોતાના અને વલ્લભભાઇ માટે રસોઇ બનાવતા. મહાદેવભાઇ દેસાઈને માથે નડિયાદથી નવાગામ ટપાલ લઈ જવાનું કામ હતું. બારેજડીથી નવાગામ અગિયાર માઇલ થાય. એ અગિયાર માઇલ એ આવતા જતા હતા. એમણે એક વખત નડિયાદથી તૈયાર ભાખરી મોકલી. ગાંધીજી ચીડાયા અને કહેવા લાગ્યા કે: "શું વલ્લભભાઇ એટલા પરાધીન થઈ ગયા છે?" પછી તો વલ્લભભાઇને પણ રોટલી કરવા બેસાડવામાં આવ્યા! અને ગાંધીજીને સર્વસ્વ અર્પણ કરનારા 'ગુજરાતના સુબા' ને એમની આજ્ઞાનું પાલન કરવામાં જરીકે નાનપ ન લાગી. આથી તે કયું આત્મસમર્પણનું ઉજ્જવળ ઉદાહરણ મળી શકે તેમ છે?

આ પ્રમાણે ભરતીનું રગશિયું ગાડું ચાલી રહ્યું હતું, ત્યાં હિન્દને આપવાના રાજકીય સુધારા પર મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ અહેવાલ બહાર પડ્યો. એમાં હિન્દનો સ્વરાજ માટેનો કેસ સચોટતાથી રજુ કરવામાં આવ્યો હતો. સાથે સાથે સુધારા દાખલ કરવા સામેના વાંધા પણ તેમાં રજુ કરવામાં આવ્યા હતા. મહાસભાની યોજનામાં તો ધારાસભાને જવાબદાર એવા કાયમી કારોબારી મંડળોની વાત હતી, પરંતુ મોન્ટેગ્યુએ તો જવાબદાર સરકાર અને ધારાસભાના મતથી બદલી શકાય એવા પ્રધાનમંડળોની મોહક યોજના રજુ કરી હતી. હિન્દમાં ઘણુય આ યોજનાની મોહકતાથી છેતરાયા. વિનીત નેતાઓએ એ યોજનાને ટેકો આપવાનું વચન આપ્યું; પણ દિવસે દિવસે એ સામે વિરોધનો જુવાળ સઘળી બાજુથી ચઢતો રહ્યો.

પ્રજાકીય પત્રોની સખત ઝાટકણીથી એ યોજનાને ટેકો આપવાનું વચન આપનારની ગભરામણનો પાર ન રહ્યો. તેમના મનને એક જ ચિંતા હતી કે સર્વ રાજકીય પક્ષોમાં મધ્યસ્થ સ્થિતિ ધારણ કરી રહેનારા ગાંધીજી એ બાબતમાં કંઇ વિરોધ ન દાખવી બેસે તો સારૂ એ માટે એમના આગેવાન માનનીય શ્રીનિવાસ શાસ્ત્રી ગાંધીજીને મળવા નડિયાદ આવ્યા.

ભરતીના કામમાં રોકાયેલા હોવાથી ગાંધીજીને છાપાઓ વાંચવાનું પણ છોડી દેવું પડયું હતું. પણ અહેવાલની દરખાસ્તોની જે ટુંકી યાદી છાપાઓમાં પ્રગટ થઇ હતી તેના ઉપરથી એ યોજના વિષે એમને સારો અભિપ્રાય ન હતો.

ભરતી કરવા માટે એક ગામમાં ભાષણ આપવા જવા માટે પોતાને દસ વાગ્યાની ગાડીમાં ઉપડવાનું છે એમ ગાંધીજીએ જણાવી દેતા શાસ્ત્રીજી જમવા કરવાનું આટોપી લઇ એમની સાથે જવાને તૈયાર થઇ ગયા. ગાડીમાં બેઠા બેઠા ચાલુ સંયોગો વચ્ચે મન માન્યા સુધારાઓ મળી ગયા છે એવી અનેક વાતો શાસ્ત્રીજીએ કહી અને ગાંધીજીને એ યોજનાનો અહેવાલ વાંચવા આપ્યો.

એ ગામડા ગામમાં જઈ પહોંચો થોડીવાર આરામ લઈ ગાંધીજી શાસ્રીજીને લઈ ભાષણ આપવા ગયા. હાજરી બહુ ઓછી હતી છતાંય ગાંધીજીએ ભરતીમાં આવવાને જોરદાર વિનંતિ કરી. શાસ્રીજીને પણ થોડા શબ્દો બોલવા વિનંતિ કરવામાં આવી. ભાષણ કરવાનું કામ આટોપી લઇ મંડળી પાછી નડિયાદ આવી. શાસ્રીજીએ તો આખોય વખત એ અહેવાલ માટે ગાંધીજીને સારી વલણ ઉભી કરાવવા સમજાવ્યા કર્યું. ગાંધીજીએ સુધારાઓ ઉપર શાસ્ત્રીજીની વાતો સાંભળવા માટે આગેવાન નેતાઓને પોતાની જગ્યાએ સાંજે બોલાવ્યા. શાસ્ત્રીજીએ પોતાની સંસ્કારી ભાષામાં અહેવાલના મુખ્ય મુદ્દાઓ રજૂ કર્યા અને તેને સારામાં સારા સ્વરૂપમાં દેખાડી આપવા માટે વાણીચતુર્યનો ઉપયોગ કર્યો. પરિણામે જે ઉત્સાહનું મોજું આવ્યું તેમાં ગાંધીજી પણ ઘસડાઇ જતા જણાયા. વલ્લભભાઈને અહેવાલ વાંચતા આખીયે યોજના ફગાવી દેવા જેવી જણાઈ હતી, એટલે ગાંધીજી કોઈ અભિપ્રાય વ્યક્ત કરતું મત્તું ન મારી દે એટલા ખાતર એ એમની છાતી ઉપર બેસી રહ્યા હતા.

"વલ્લભભાઈ જાવ તમે જમી લો." જમવાનો સમય થઈ ગયો હતો. અહેવાલ પરની ચર્ચા એકદમ પૂરી થાય એમ ન હોવાથી ગાંધીજીએ વલ્લભભાઇને કહ્યું

"હું આજે જમવાનો જ નથી." વલ્લભભાઈએ મીતાક્ષરી ભાષામાં ઉત્તર આપ્યો.

આ ઉત્તરથી ગાંધીજી પહેલાં તો ગભરાઇ ગયા. આખરે વલ્લભભાઇએ એ અહેવાલ અપનાવતો એક પણ શબ્દ નહિ ઉચ્ચારવા કે સહી સીક્કો નહિ કરવાનું સાફ સાફ શબ્દોમાં ગાંધીજીને સંભળાવી દીધું.

અને ગાંધીજીને 'અમારા સરદાર'ની એ શિખામણ વગર દલીલે માન્ય કરવી પડી.

કોણ કહેશે કે વલ્લભભાઇ ગાંધીજીના અંધ અનુયાયી છે?

* * *

મુશ્કેલીઓથી ડગ્યા વિના ગાંધીજીએ પોતાનું ભરતીનું કામ જારી રાખ્યું હતું. ભરતી થયેલા માણસોને માટે તાલીમી સંસ્થા ગુજરાતમાં ખોલવા માટે ગાંધીજીએ મુંબઈના ગવર્નરને લખ્યું, પણ ગવર્નરે જણાવ્યું કે સંખ્યા નાની છે એટલે ગુજરાતમાં તાલીમી સંસ્થા ખોલવી પાલવે નહિ. ભરતીમાં આવેલાઓને પંજાબમાં મોકલવાની વ્યવસ્થા કરવામાં આવશે. ગવર્નરના જવાબથી ગાંધીજીને સંતોષ થયો નહિ. ગાંધીજીનો આગ્રહ હતો કે તાલીમી સંસ્થા ગુજરાતમાં જ ખોલવી. તેમને ખાત્રી હતી કે ગુજરાતમાં તાલીમી સંસ્થા ખોલવાથી ગુજરાતનું વાતાવરણ બદલાશે, સારો પ્રચાર થશે અને ભરતીમાં ઘણા માણસો આવશે. આમ પત્રવ્યવહારમાં ઘણો કાળ નીકળી ગયો અને એવામાં યુદ્ધનો પલટો આવ્યો. તહકુબી થઈ અને ભરતીનું કામ બંધ કરવાની કમિશનરની સૂચના મળી.

ભરતીના કામમાં ગાંધીજીનું શરીર ખૂબ ઘસાઈ ગયું હતું. 'ચાલીને જવાય ત્યાં વાહનનો ઉપયોગ તજવો; અને સાદામાં સાદું ભોજન લેવું;' આવા કડક નિયમો પોતાના સાથીઓને આપતા અને પોતે પાળતા. વીસ પચીસ માઈલનો રસ્તો અને ખાવામાં શીંગદાણા અને ગોળ; એટલે તેમને મરડો થયો હતો. એમાં એક દિવસ નડિયાદથી સાબરમતી આશ્રમમાં ગયા. ત્યાં તેલમાં તૈયાર કરેલી ભરડેલા ઘઉંની લાપસી ખાવામાં આવી, તેથી મરડાએ ઉગ્ર રૂપ લીધું. મરડાનું દર્દ અસહ્ય થઈ પડયું છતાંય પાછા નડિયાદ આવ્યા. વારંવાર જાજરૂ જવું પડે એટલે બહુ તકલીફ પડવા માંડી. આ તકલીફમાંથી બચવા માટે મહાદેવભાઈએ સાબરતી નરહરીભાઈને પત્ર લખી નાખ્યો. કે આશ્રમનું કમોડ તુરત આપી જજો. પત્ર પહોંચતાંજ નરહરીભાઈ પહેલેથીજ ગાડીમાં કમોડ લઈ નડિયાદ આવ્યા.

"કેમ એકાએક આવ્યા?" ગાંધીજીએ નરહરિભાઈને પૂછયું.

"કમોડ લઈને આવ્યો." નરહરિભાઈએ જવાબ આપ્યો.

"કમોડ કોણે મંગાવ્યું?" ગાંધીજીએ મરમ સ્વરે પાછું પૂછ્યું.

"મહાદેવભાઈનો પત્ર હતો કે આપને મરડાનું દરદ વધી પડ્યું છે માટે કમોડ આપી જવું."

"મહાદેવ, તમે આ શું કર્યું? તમે શા માટે આશ્રમમાંથી કમોડ મંગાવ્યું?" ગાંધીજી એકદમ ઉકળી જઈને બોલવા લાગ્યા. "આશ્રમનું કમોડ અહીં લવાય કેમ? ત્યાં આટલા બધા માણસો છે. તેમના ઉપયોગ માટે તે ત્યાં જ જોઈએ. મારા ઉપયોગ માટે તે કમોડ તમારાથી અહીં ન મંગાવાય."

"બાપુજી, પણ કમોડ તો ત્યાં નકામું જ પડ્યું હતું. ત્યાં તેને કોઈ વાપરતું જ નહોતું. અહીં આપને જાજરૂ જવાની બહુ જ તકલીફ પડતી હતી. એટલે મેં મંગાવ્યું." મહાદેવભાઈએ સંકોચાતા સંકોચાતા જવાબ આપ્યો.

"મહાદેવ, શું કહો છો? મને તકલીફ પડે છે તે માટે તમે તેમના આશ્રમના આટલા બધાઓ માટે રાખેલું કમોડ મારે માટે મંગાવ્યું?" ગાંધીજી અત્યંત અકળાઈને બોલ્યા. "મારા પ્રત્યેનો તમારે કેટલો મોહ? ત્યાં આટલા બધા છે તેમની ચિંતા નહિ; અને તેમને અવગણીને મારી ચિંતા આ તમારું કેટલું અજ્ઞાન! અને ત્યાં ઉપયોગ સિવાય પડી રહ્યું હતું તેથી તમે મંગાવ્યું એ તો સાવ બુદ્ધિ સિવાયની દલીલ. સ્ટેશનો ઉપર 'ફાયર બકેટ' તમે કોઈ દિવસ જોઈ છે? તેનો ઉપયોગ વિના તે વરસોના વરસો સુધી એક જ સ્થળે રાખી મૂકવામાં આવે છે. કોઈ તેનો બીજો ઉપયોગ ન કરી શકે. તમારા જેવી દલીલ કરી સ્ટેશનનો પોર્ટર પણ તેને નહિ ઉપાડે. તમારું એ ભાન ક્યાં ગયું? તમે તો ગજબ કર્યો. આશ્રમમાંથી ત્યાંના માણસો માટે રાખેલું કમોડ તમે અહીં મંગાવ્યું એ ભારે દોષ કર્યો.

ગાંધીજીએ એવી વેદનાથી આ બધું કહ્યું કે મહાદેવભાઈને

બહુ લાગી આવ્યું. તેમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. પણ તેટલામાં વલ્લભભાઈ આવી પહોંચ્યા. તે બધુ સાંભળતા હતા; એટલે ઊઠીને ત્યાં આવ્યા.

"આ બે છોકરાઓને લડો છો શું કરવા?" વલ્લભભાઈ હસતા હસતા ગાંધીજીને કહેવા લાગ્યા." એમણે તે શું મોટો દોષ કરી નાખ્યો છે? આપ દક્ષિણ આફ્રિકામાં કમોડથી ટેવાઈ ગયેલા એટલે કમોડની અગત્યતા આપના મનમાં વસી રહેલી હોય. તે સિવાય આપની ઝાડાની અનુકૂળતા પણ ન સચવાય. પણ અમારે તેની શી જરૂર? આશ્રમમાં જેઓ છે તેઓને તો કમોડની જરૂર જ નથી. તેઓ તેને ટેવાયેલા નથી. એમને તો ઝાડા થયા હોય તો પણ કમોડ કરતાં પાયખાનામાં જવાનું જ ગમે. એટલે કમોડ અહીં આવ્યું તેમાં આટલા બધા આપ અકળાયા શા સારૂ? અને છોકરાઓને ગભરાવ્યા શા સારૂ?"

વલ્લભભાઈના વચ્ચે પડવાથી મહાદેવભાઈ અને નરહરિભાઈ ઉપરનો મારો બંધ પડયો. ગાંધીજીએ તો તે કમોડ વળતી રાતની ગાડીમાં પાછું લઈ જવાનું નરહરિભાઈને કહેલું. તે લઈને તૈયાર થઈ રહેલા. ગાડીની પણ તૈયારી હતી; પણ વલ્લભાઈએ કહ્યું:—

"કમોડ હવે આપણુને અહીંથી પણ મળી ગયું છે ને? એટલે આ કમોડની જરૂર નથી. તમે સવારે જ જજો અને પાછું લઇ જજો. હમણાં જ રાતની ગાડીમાં જવા જેવી ઉતાવળ શું છે?"

આ વલ્લભભાઈએ નરહરિભાઇને રાતના જતા રોકયા. ગાંધીજી પણ શાંત થયા.

સામ્રાજ્યવાદના ભીષણ શોષણ અને સિતમથી હિન્દીઓનું આધ્યાત્મિક, શારીરિક અને માનસિક જીવન હણાઇ રહ્યું હતું. પ્રજાકીય અસ્મિતાનો હ્રાસ થઈ રહ્યો હતો. પડતીના પાણી જોરાભેર ઉછાળા મારતા નીચે ને નીચે ધસી રહ્યાં હતા.

યુરોપમાં મહાયુદ્ધ શરૂ થયું ત્યારથી સરકાર હિન્દુસ્તાનમાં લશ્કર માટે માણસોની ભરતી તથા પૈસા માટેનું ઉઘરાણું જે રીતે કરી રહી હતી તેને લીધે પ્રજામાં ખૂબ જ અસંતોષ ઉદ્‌ભવ્યો હતો.

પ્રજા પાસેથી પૈસા તથા માણસો મેળવવાની સરકારી પદ્ધતિએ પ્રજામાં અરેરાટી ફેલાવી દીધી હતી. સરકાર આ નીતિને 'લાગવગ અને સમજાવટની પદ્ધતિ' તરીકે ઓળખાવતી હતી. પણ ખરી રીતે તો એ રીતથી પ્રજાને ખૂબ જ ત્રાસ આપીને પૈસા અને માણસો મેળવવામાં આવતા હતા. એક પ્રાંતમાં શું બની રહ્યું છે તેની બીજા પ્રાંતને ખબર પણ ન પડે તે માટે છાપખાનાનો કાયદો ખૂબ સખતાઈથી અમલમાં લાવવામાં આવ્યો હતો. આ ઓછું હોય એમ 'હિન્દ સંરક્ષણ કાયદો' પણ એટલી જ સખ્તાઈથી વપરાતો હતો.

પ્રજાની મુશ્કેલીઓનો પોકાર ઉઠાવી સરકારી નીતિરીતિનો સામનો કરનાર કોઈ સબળ રાજકીય પક્ષ ન હતો. શક્તિશાળી પ્રજાના વિશ્વાસુ પ્રજાસેવકો પણ રહ્યાં નહોતા. લોકમાન્ય તિલક અને ગાંધીજી લશ્કરમાં રંગરૂટોની ભરતીને માટે મહેનત કરી રહ્યાં હતાં; છતાંય લોકમાન્ય તિલકને પંજાબમાં જવાની મનાઈ કરવામાં આવી હતી.

અને એ રીતે એક હતાશ અને નિષ્પ્રાણ થયેલી પ્રજા પાસેથી સરકાર લડાઈના કામ માટે પ્રજાની સ્થિતિનો કંઇ પણ વિચાર કર્યો વગર ખૂબ જ લાભ ઉઠાવી રહી હતી.

આખરે યુરોપના મહાયુદ્ધનો તા. ૧૧ મી નવેમ્બર ઓર વધી પડી. હિન્દના સંરક્ષણના કાયદાની મુદત તો યુદ્ધ કાળ પૂરતી મર્યાદિત જ હતી અને યુદ્ધના અંત પછી છ મહિનામાં એ કાયદાનો આપોઆપ અંત આવતો હતો. એ કાયદા અને છાપખાનાના કાયદાના સખ્ત અમલથી અત્યાર સુધીની પોતાની કાળ ધોળી કારવાઈ પર અંધાર પિછોડો નાખ્યો હતો; પણ હવે પછી એ સર્વની જનતાને જાણ થવાની દહેશત સરકારને ડારવા લાગી.

વળી સામાન્ય શાંતિના સમયમાં હિન્દમાં હિન્દી લશ્કર જે દોઢ લાખનું રહેતું હતું તેમાં યુદ્ધ દરમિઆન માન–અકરામ અને જમીન–ગરાસ આપવાની મોટી મોટી લાલચો આપીને ભરતી કરીને એને દશ લાખ સુધી વધારી દીધું હતું. આ લશ્કરે યુદ્ધક્ષેત્ર પર શત્રુ સૈન્ય સામે પ્રભાવ પાડયો હતો, અંગ્રેજ અને અન્ય ગોરા સૈનિકોની સરસાઈમાં સફળતા મેળવી હતી અને યુદ્ધ અને દેશપરદેશોના સારા–માઠા ને વિચિત્રો અનુભવો મેળવ્યા હતા. આ બધા યુદ્ધ અવસાન પામતા હિન્દમાં પાછા ફરીને બેકાર રહે, તેમનામાં અસંતોષ વ્યાપે અને એ લશ્કરમાં પણ અસંતોષ ફેલાવે એવી ભીષણ ભીતિ સરકારને લાગી રહી હતી.

આ બધીયે ભીતિ અને દહેશત સાચી પડે એ પહેલાં જ અને ડાંભી દેવાની સરકારને જરૂર જણાઈ અને એથી પંજાબ અને બંગાળમાં થયેલા ક્રાંતિકારી અને ત્રાસજનક કાવત્રાઓના પ્રકાર અને તેની મર્યાદાની તપાસ કરી, ભવિષ્યમાં એવી જાતની ચળવળ થાય તો એને દાબી દેવા માટે સરકારને જે મુશ્કેલીઓ હતી તેની વિગતો ધ્યાનમાં લઇને એ માટે બીજા કોઈ કાયદાની જરૂર જણાય તો

તેની ઉપર રિપોર્ટ રજુ કરવા માટે સરકારે સર સિડની રોલેટના પ્રમુખપણા નીચે શ્રી. કુમારસ્વામી શાસ્ત્રી અને શ્રી. પ્રોવોશચંન્દ્ર મિત્રની એક સમિતિ નીમી.

આ સમિતિએ બેલગામ પોલીસરાજ અને ઝારની જુલ્મનીતિને પણ વટાવી જાય એવી પધ્ધતિ અખત્યાર કરવાની સૂચના કરી. જે વિભાગોમાં ક્રાંતિકારક ચળવળો અને ગુન્હાઓ પ્રચારમાં હોય, ત્યાં તેવા ગુન્હાઓને હાઈકોર્ટના ત્રણ ન્યાયાધીશો મળી તરત નિકાલ કરી નાખે અને તે ઉપર કોઈ પણ જાતની અપીલ સ્વીકારવામાં ન આવે એ રિપોર્ટ હતો. વળી અમુક માણુસ રાજ્ય વિરૂધ્ધના ગુન્હાઓને ઉત્તેજન મળે એવી ચળવળોમાં ભાગ લે છે એવો સરકારને શક જાય, તો તેની પાસેથી જામીન માગવાની, તેને અમુક નિયત જગાએ જ રહેવાની ફરજ પાડવાની તથા અમુક દર્શાવેલું કાર્ય કરતા અટકવાની ફરજ પાડવાની સત્તાઓ તેમાં આપવામાં આવી હતી. પ્રાંતિક સરકારોને પણ જાહેર સલામતીને જોખમમાં નાંખે એવા કેટલાક ગુન્હાઓ સાથે સંબંધ રાખતા દેખાતા માણુસને કેદ પકડવાની તથા તેને અમુક જગાએ રાખવાની સત્તા તેમાં આપવામાં આવી હતી. આ ઉપરાંત તેમાં આપવામાં આવેલી સત્તાઓ હેઠળ જોખમ ભરેલી લાગતી વ્યક્તિઓને સરકાર સતત કેદમાં પૂરી રાખી શકે તેમ પણ હતું.

સમિતિની બીજી ભલામણ ફોજદારી કાયદામાં કાયમી સુધારા કરવાની હતી. કોઈપણ માણુસ પાસે પ્રગટ કરવાના અગર વહેંચવાના ઈરાદાથી રાજદ્રોહી સાહિત્ય રાખેલું મળી આવે, તો તેને કેદની સજા કરવાની હતી. જો કોઇપણ માણુસ ગુન્હેગાર 'તાજનો સાક્ષી' થવા કબૂલ થાય, તો તેને સરકારી સંરક્ષણ આપવાની ખાત્રી આપવાની સત્તા આપવામાં આવી હતી. અમુક ગુન્હાઓની બાબતમાં સ્થાનિક સરકારની મંજુરી વિના કેસ ચલાવી શકાય તેમ ન હોય તો તેવે

ઠેકાણે પોલીસ મારફતે પ્રાથમિક તપાસ ચલાવવાની જિલ્લા મેજિસ્ટ્રેટોને સત્તા મળવાની હતી. રાજ્ય સામે ગુન્હો કરવા માટે જેને સજા થઇ હોય, તેની પાસે બે વર્ષની મુદત માટે સારી ચાલચલગતના જામીન લેવાની સત્તા પણ આ ભલામણ મુજબ મળવાની હતી.

મહાયુધ્ધમાં લોહીનો અને પૈસાનો વરસાદ બ્રિટિશ સામ્રાજ્યના હિતાર્થે વરસાવવાના બદલા તરીકે સરકારે આ કાળો રોલેટ-કાયદો આપવાનો નિર્ણય કર્યો એટલે સારો યે દેશ સમસમી રહ્યો. સારા યે દેશની મહાત્માજી પરમીટ મંડાઇ રહીશ.

ગાંધીજી માથેરાનમાં માંદગીના ખાટલે પડયા હતા અને એમાંથી ઉઠવાની કંઇક આશા બાંધી રહ્યા હતા ને છાપાં વગેરે વાંચતા થયા હતા, તેવામાં રોલેટ સમિતિનો રિપોર્ટ એમના જોવામાં આવ્યો. એ રિપોર્ટની ભલામણો વાંચીને એ તો ચમકી ગયા અને એકાએક અમદાવાદ જવાને ઉપડી ગયા.

અમદાવાદ આવી ગાંધીજી 'અમારા સરદાર' 'વલ્લભભાઇ'ને મળ્યા; અને સર્વ વાત કરી--પોતાનું મનોમંથન કહી બતાવ્યું એટલું જ નહિ પણ કંઇક થવું જ જોઇએ એમ પણ સૂચવ્યું.

"શું થાય?" ભલામણોની ભીષણતા જોઇ ઘડીભર અન્યમનસ્ક બની વલ્લભભાઇ બોલી ઉઠયા.

"જો થોડા માણસો પણ આ બાબતમાં પ્રતિજ્ઞા લેનારા મળી આવે તો અને સમિતિની ભલામણો પ્રમાણે કાયદો થાય તો આપણે સત્યાગ્રહ આદરવો જોઈએ." ગાંધીજીએ પોતાના મનની વાત વલ્લભભાઈને કરી અને વધુમાં જણાવ્યું કે "પથારીવશ ન હોઉં તો હું એકલો પણ ઝૂઝું અને બીજાઓ મળી રહેવાની આશા રાખું. મારી લાચાર સ્થિતિમાં એકલા ઝૂઝવાની મારી શકિત મુદ્દલ નથી."

સ્વમાન જાળવનારી પ્રજા સરકારની આ રીતિનીતિ કબુલ કરવા તૈયાર ન હતી. અંગ્રેજ સલ્તનત નીચે દબાયેલી, કચરાયેલી અને ચુસાયેલી પ્રજા એના અમલ સામે પડકાર કરવા તૈયાર હતી.

અને ગાંધીજીએ સરકારને પડકાર કર્યો કે જો રોલેટ ભલામણોને કાયદો બનાવવામાં આવશે અને વાઈસરોયની એ કાયદાને મંજૂરી મળશે તો તેઓ તેની સામે પ્રચંડ પ્રજામત કેળવી તેનો સામનો સત્યાગ્રહ કરશે.

અંતે એક સભા ભરાઈ. સભામાં વલ્લભભાઇ ઉપરાંત સરોજિની નાયડુ, બી. જી. હોર્નિમેન, ઉમર સોબાની, શંકરલાલ બેન્કર, અનસૂયા બહેન વગેરેએ હાજરી આપી. પ્રતિજ્ઞાપત્ર ઘડાયું અને સત્યાગ્રહ સભા-ની સ્થાપના થઇ. દેશભરમાં એ પ્રતિજ્ઞા તા. ૩૦મી માર્ચ ૧૯૧૯ના દિવસે લેવાય એવો પ્રબંધ કરવામાં આવ્યો. તા. ૩૦ મી માર્ચનો દિવસ બદલી પછીથી તા. ૬ઠ્ઠી એપ્રીલનો દિવસ એ પ્રતિજ્ઞા લેવા માટે ઠરાવવામાં આવ્યો.

અને એ તા. ૬ઠ્ઠી એપ્રીલનો દિવસ હિન્દના ઇતિહાસમાં શૌર્ય અને વીરતાના અપ્રતિમ દિન તરીકે અંકિત થઈ રહ્યો.

## ૨૧

એ છઠ્ઠી એપ્રીલનો દિવસ હિન્દના માટે તપ અને શોકનો દિવસ હતો. એ દિવસે પ્રાર્થના અને ઉપવાસ કરવામાં આવ્યા અને કરોડો લોકોએ નદીએ કે દરીઆ પર ઉઘાડે પગે અને ઉઘાડે માથે જઇ સ્નાન કર્યું. સ્નાન કર્યા પછી લોકોએ મોટા સરઘસો કાઢ્યાં, મોટી સભાઓ ભરી અને સ્થાનિક નેતાઓએ સાબરમતીના એ સંતની સરદારી હેઠળ હિન્દુ, મુસ્લીમ અને સર્વ કોમોએ એક સાથે મળી પોતાની નોંધપોથીમાંથી એ કાળો કાયદો ભુંસાડી નાખવા માટે જુસ્સાદાર ભાષણો કર્યાં.

આ સરઘસો અટકાવવા અને સભાઓ વિખેરી નાખવા માટે પોલીસ અને મિલિટરીનો સરકાર તરફથી ઉપયોગ કરવામાં આવ્યો. અને કોઈક ઠેકાણે લોકો ઉપર ગોળીબાર પણ કરવામાં આવ્યો. આજ દિવસે દિલ્હીમાં એક સરઘસની આગેવાની લેતા સ્વામી શ્રદ્ધાનન્દને બ્રિટિશ સિપાહીઓએ 'અટકો અથવા ગોળીબાર કરીશું' એમ કહ્યું અને તેજ વખતે સ્વામી શ્રદ્ધાનંદે છાતી ખુલી કરીને 'તમારી ગોળીઓ સુખેથી ચલાવો' એમ જાહેર કર્યું.

મહાસભાનું ૧૯૧૯ની સાલનું અધિવેશન પંજાબમાં ભરાવાનું હતું. અને ડૉ. કીચલુ અને ડૉ. સત્યપાલ એ અંગે ખૂબ જ કામ કરી રહ્યા હતા. પંજાબના ગવર્નર સર માઇકલ ઓડવાયરે તેમને એકાએક ગિરફતાર કરી કોઇ અજાણ્યા ઠેકાણે મોકલી આપ્યા. એમને ક્યાં લઇ જવામાં આવે છે તેની પૂછપરછ કરવા લોકો ટોળામાં ભેગા થઈને ડિસ્ટ્રિકટ મેજિસ્ટ્રેટને મળવા ગયા. ત્યાં એ સરઘસને અટકાવવામાં આવ્યું અને લોકો ઉપર ગોળીબાર કરવામાં આવ્યો.

પ્રજાના ઉશ્કેરાટનો પાર રહ્યો નહિ; અને તેથી ઠેકઠેકાણે પ્રજાએ અત્યાચારો કરવા માંડયા. અમૃતસરમાં નેશનલ બેન્કના મકાનને આગ લગાડી તેના યુરોપિયન મેનેજરને મારી નાખ્યો. પ્રજા સત્યાગ્રહ અને અહિંસા ભૂલી ગઇ અને ગુજરાનવાલા તથા કાસુરમાં લૂંટ, મારફાડ, આગ એવા ઘણા બનાવો બની ગયા.

પંજાબની વિકટ પરિસ્થિતિનો ઉકેલ લાવવા માટે તથા ઉશ્કેરાયેલા લોકોને શાંત કરવા માટે આવવાનું આમંત્રણ મળવાથી ગાંધીજી તા. ૮મી એપ્રીલના રોજ દિલ્હી જવાને ઉપડયા. ગાંધીજી પંજાબમાં આવે અને પ્રજાને દોરવણી આપે એ સર માઇકલ ઓડવાયરને રુચ્યું નહિ. તેણે હુકમ મોકલ્યો કે ગાંધીજીને પંજાબમાં દાખલ થવાનો મનાઈ હુકમ આપવો અને છતાં તે પેસ તો તેમને પકડીને મુંબઈ સરકારને સોંપવા. તે હુકમ પ્રમાણે મથુરાની પેલી પાર પલવલ સ્ટેશને ગાંધીજીની અટકાયત કરવામાં આવી અને એમને પાછા સ્પેશિયલ ટ્રેનમાં પોલિસે મુંબઈ મોકલી આપ્યા.

ગાંધીજી ગિરફતાર થવાના ખબર વીજળી વેગે દેશભરમાં પ્રસરી ગયા. લોકો ગુસ્સે થયા, આવેશમાં આવી ગયા અને તોફાને ચઢયા.

અમદાવાદ પણ દેશભરમાં ચાલી રહેલી ચળવળથી અલિપ્ત રહ્યું નહોતું. ગાંધીજી અમદાવાદ આવીને વલ્લભભાઈને રોલેટ કાયદા સામેનો સત્યાગ્રહ આદરવા સંબંધમાં વાતચીત કરી રહ્યા હતા ત્યાં મુંબઇના ઉત્સાહી નેતાઓનું એક જુથ એમની સલાહ લેવા દોડી આવ્યું. એ કાળો કાયદો પસાર થાય તો સવિનય ભંગની લડતમાં આ લોકો જોડાય એ શરતે ગાંધીજીએ એમનું નેતૃત્વ લેવાનું સ્વીકાર્યું, તેઓ સંમત થતાં ગાંધીજીએ વાઇસરોય ઉપર મોકલવાનો એક લાંબો તાર ઘડી કાઢયો. એમાં અરજ કરવામાં આવી હતી કે આ કાયદો કાં તો પાછો ખેંચી લો, કાં એને 'વીટો' કરો અથવા તો રાષ્ટ્રવ્યાપી સવિનય ભંગની ચળવળનો સામનો કરવા તૈયાર રહો. અન્ય બહાદુર

સાથીઓની જોડે 'અમારા સરદારે' તુરત એ ઐતિહાસિક તાર ઉપર સહી કરી.

રાષ્ટ્રની નવી લડતને વલ્લભભાઈએ તન અને મનથી અપનાવી લીધી. મણીલાલ મેન્સન્સના કમ્પાઉન્ડ તેમજ અન્ય સ્થળોએ સરકારની ગંદી કાવત્રાબાજીના વિરૂદ્ધ ગર્જના કરી અહિંસક જંગમાં એક જ વ્યક્તિ તરીકે ઉભા રહેવાની જનતાને વિનંતિ કરવા માંડી. અને એ ઐતિહાસિક છઠ્ઠી એપ્રીલના દિવસે લગભગ એક લાખ માણસોએ કાળા વાવટાનુ વિરાટ સરઘસ કાઢયું, શહેરમાં ઠેક ઠેકાણે ગાંધીજીએ પોતે પોતાની સ્પષ્ટ અને વિનાત ભાષામાં ઘડી કાઢેલો ઠરાવ ભારે ઉત્સાહ વચ્ચે પસાર થયો અને સરકાર પર મોકલી આપવામાં આવ્યો.

પણ લોકોને ગાંધીજીની ધરપકડની ખબર પડતાં સરકાર તરફના ગુસ્સાથી તેઓ ભાન ભૂલી ગયા. સખ્ત હડતાળ પાડી, એટલું જ નહિ પણ રસ્તામાં જતાં આવતાં લોકોને પોતાની મોટરો કે ગાડીઓમાંથી ઉતરી જવાની ફરજ પાડી; અને જે લોકો આ લડત પ્રત્યે ઉદાસીન કે વિરોધી હતા તેમને પણ પોતાની દૂકાનો બંધ કરવાની ફરજ પાડી. એક સિનેમા થિયેટરના પારસી માલિકે તે દિવસનો ખેલ બંધ રાખવાની ના પાડી એટલે તેનું પોસ્ટર બાળી નાખવામાં આવ્યું; અને ત્યાંથી તોફાનની શરૂઆત થઇ.

શહેરમાં તોફાનની શરૂઆત થઈ છે એવા ખબર મળતાં જ વલ્લભભાઇને પોતાની ફરજ ઉપર આવવું પડયું. ઉશ્કેરાયેલા ટોળાઓને વિખરાઇ જવાને અને હિંસાથી દૂર રહેવાને સમજાવવા તે બહાર પડયા. રીચારોડ પર પહોંચ્યાં ત્યાં તો ત્યાં લોકોનું એક મોટું ટોળું જમા થયેલું તેમના જોવામાં આવ્યું. લોકોને શાંતિથી વિખરાઇ જવાની તેમણે વિનંતિ કરી અને તોફાને ચઢેલા લોકો તેમની યાચના ઉપર ધ્યાન આપે એ પહેલાં તો ત્યાં આગળ પોલીસ અને લશ્કરના માણસો આવી પુગ્યાં. લોકોનું વિખરાતું ટોળું પોતાની નજીક આવે છે એમ સમજી પોલીસ અમલદારે એક માણસ પર પોતાના

હાથમાંનું હંટર વીંઝ્યું. એટલે લોકોએ રસ્તાની બહાર બાજુએ ઉભેલા અંગ્રેજ સોલ્જરો તરફ પથ્થરો ફેંકવા માંડયા. એક પથ્થર એક સાર-જંટને વાગ્યો અને તેણે સોલ્જરોને પોતાના બેયોનેટ ઉતારી નાખી ગોળી ચલાવવાનો હુકમ આપી દીધો. વલ્લભભાઇ એકદમ આગળ ધસ્યા અને સારજંટને ગોળીબાર ન કરવાનું સમજાવ્યું અને એક ઊંચા માંચડા ઉપર ચઢી શાંતિ જાળવવાનો અને વ્યવસ્થાપૂર્વક છૂટા પડી જવાનો ગાંધીજીનો સંદેશો વાંચી સંભળાવ્યો. ત્યાં તોફાન થતું અટક્યું અને શાંતિ પ્રસરાઇ ગઇ.

પણ બીજે દિવસે સવારે તો તોફાન બમણા જોરથી ફાટી નીકળ્યું. વલ્લભભાઇ, ડૉકટર કાનુગા વગેરે સાથે તોફાની લત્તાઓમાં ફરવા નીકળ્યા તો લોકો દુકાનદારો પાસેથી પરાણે ઝૂંટવી લીધેલી લાકડીઓથી સજ્જ થયેલાં જોવામાં આવ્યા. તેમણે લોકોને સમજા-વવા માંડયા અને એમની આગળથી ઘણીએ લાકડીઓ છીનવી લીધી. થોડીવારમાં જ ત્યાં તો મામલો થાળે પડી ગયો. પણ શહેર-ના બીજા ભાગોમાં તોફાને માઝા મૂકવા માંડી. યુનિવરસીટીની પરીક્ષા માટે ઉભા કરેલા મંડપને કોઇએ આગ ચાંપી દીધી અને લોકો ઝનૂન પર ચઢી ગયા. લોકોના એક ટોળાએ કલેકટરની અને તારની ઓફિસોને આગ લગાડી દીધી અને બીજા ટોળાઓ શહેરમાં ફરી વળ્યા અને જે જે પોલીસ ચોકીઓ હાથ આવી તેને આગ લગાડી દીધી. શહેરના મુખ્ય ચોકમાં એક અંગ્રેજ સારજંટ લોકોના ટોળામાં સપડાઇ ગયો અને જોતજોતામાં મૃત્યુના મોઢામાં હડસેલાઈ ગયો. અધુરામાં પૂરૂં મીલ કામદારોએ હડતાળ પાડી અને પછી તો અંધા-ધુંધીનો પાર જ રહ્યો નહિ.

આખરે અમદાવાદમાં લશ્કરી કાયદો જાહેર થયો અને પોલીસ તેમજ લશ્કરી ટુકડીઓ તરફથી નિર્દોષ લોકોને અપાર અપમાનો અને તૂચ્છ તૂંડમિજાજ વેઠવા પડયા.

શહેરમાં લશ્કરી કાયદો જાહેર થયો હતો છતાંય વલ્લભભાઇ તો નીડરતાથી ગુજરાત ક્લબ પાસેના પોતાના મકાનમાં જ રહેતા હતા. એમના બારણે જ મોટી ગોરી પલટણ પડી હતી. એમના મકાનમાં દીવાબત્તી થતાં સફેદ સૈનિકોને શંકા જાય અને વારંવાર બત્તીના સિગ્નલ કેમ થાય છે એનો વલ્લભભાઈ સામે પિસ્તોલ ધરીને ખુલાસો માગવા લાગ્યા. ગમે એવો ગુસ્સો ઉત્પન્ન કરે એવો ય પ્રસંગ ઉભો થતો તોય એ મગજ ગુમાવ્યા સિવાય રહેતા હતા. સફેદ સૈનિકો પણ એમના શાંત ઉત્તરોથી ઠંડાગાર થઈ જવા લાગ્યા.

વલ્લભભાઇને રાતના મોડે સુધી ફરવાની વર્ષોથી ટેવ હતી. લશ્કરી કાયદાનો શહેરમાં સખ્ત અમલ થઇ રહ્યો હોવા છતાં ય રાતના હરવા ફરવા ગયા વગર એમને ચેન પડતું નહિ. આમ ફરવા જતાં એમને અનેકવાર અનાડી પોલીસોનો અનુભવ થયો હતો. પોલીસે એમની સામે અનેક વાર બેયોનેટો માંડીને એમના મૂકત હરવા ફરવામાં અંતરાયો ઉભા કરવાના યત્નો કર્યો, પણ એમણે 'તું તારે તારૂં કામ કર' એવા ઠંડા કલેજે ઉત્તર આપીને એમને ટારી દીધા હતા.

અમદાવાદની ચળવળ દબાવી દેવા મુંબઇથી લશ્કર લઇને આવતી સ્પેશિયલ ટ્રેનને રોકી રાખવા નડિયાદ અને ઉત્તરસંડા વચ્ચેના રેલના પાટા ઉખેડી નાખવામાં આવ્યા હતા, અને વિરમગામના રેલ્વે સ્ટેશનને બાળીને ખાખ કરી નાખવામાં આવ્યું હતું.

આખરે ગાંધીજીને મુંબઇમાં છોડી દેવામાં આવ્યા છે એવી શહેરમાં જાહેરાત થઈ પણ લોકોને તેમાં વિશ્વાસ બેઠો નહિ. મુંબઇ અને અમદાવાદ વચ્ચેનો તાર અને ટેલિફોન વ્યવહાર તૂટી ગયેલો હોવાથી મુંબઇની સાચી ખબરો જાણી શકાતી નહોતી; અને વલ્લભભાઇ શહેરની સ્થિતિ જોઇને સમસમી રહ્યા હતા.

મુંબઈમાં ગાંધીજીને છોડી મૂકવામાં આવ્યા છે એવી થયેલી જાહેરાત પર વલ્લભભાઈની સહી ન હતી એટલે એ જાહેરાત માનવાને જનતા તૈયાર ન હતી. એ જાહેરાત સાચી છે કે ખોટી એ જાણવાને કેટલાક પ્રતિષ્ઠિત માણસો વલ્લભભાઈને મળવા ગયા. કોઈપણ વાતની ચોકસાઈ કર્યા વિના એમાં ન પડવાનો વલ્લભભાઈનો મૂળગત સ્વભાવ છે એટલે પોતાને મળવા આવેલા માનવીઓને પણ એમણે એટલો જ ઉત્તર આપ્યો કે—'જ્યાં સુધી હું ચોક્કસ ન જાણું, ત્યાં સુધી હું શી રીતે કહું ? બાપુજીને મુંબઈમાં છોડી મૂકવામાં આવ્યા હોય, તો અહીંની ખબર જાણી તેઓ અહીં આવ્યા સિવાય રહે જ નહિ. એ શંકાને કારણે જ બાપુજીની મુક્તિની જાહેરાત પર મેં મારી સહી નથી આપી. આવી વાત એક વખત ખોટી પડે તો બીજી વખત પ્રજા મારો વિશ્વાસ ન રાખે."

આખરે આખાય શહેરમાં અફવા ફેલાઈ ગઈ કે 'મેલમાં મહાત્માજી અમદાવાદ આવે છે અને સ્ટેશન પર પોલીસ અમલદાર તેમને લેવા ગયા છે.' અંતે એ અફવા સાચી ઠરી. ગાંધીજી ગાડીમાંથી ઉતરી પોલીસ અમલદાર સાથે સીધા કમિશનરની પાસે ગયા અને પછી આશ્રમમાં આવી પહોંચ્યા હતા.

અને દેશભરમાં ફરી વળેલો એ પ્રચંડ ઝંઝાવાત શાંત થયો.

એ ઝંઝાવાતમાં સપડાયેલા માનવીઓ પર એ પછી અદાલતમાં ખટલા મંડાયા. મહાસભાવાદી વકીલોએ એમના બચાવનું કામ ઉપાડી લીધું.

નડિયાદ અને ઉત્તરસંડા વચ્ચેના રેલના પાટા ઉખેડી નાખીને લશ્કર લઈ આવતી ટ્રેનને ઉથલાવી પાડવાના આરોપસર આઠ માણસોનો ખટલો જસ્ટીસ હેલિયટની ખાસ ટ્રિબ્યુનલ સમક્ષ ચાલ્યો. બેરિસ્ટર વલ્લભભાઈ એમના બચાવ પક્ષે ઉભા રહ્યા. આ કેસમાં એમણે કાયદાની અનેક ઉથલપાથલો કરી અને પરિણામે ખુદ તાજનો સાક્ષી જ ફરી બેઠો અને બધાય આરોપીઓ નિર્દોષ છૂટી ગયા.

રાષ્ટ્રવાદના જામતા જોર અને જોશને જડમૂળથી નાબૂદ કરવાને હિન્દીઓ ઉપર એક પછી એક જાલીમ ઘા પડવા લાગ્યા હતા. પંજાબના એ ભીષણ અત્યાચારો, જલિયાંવાલા બાગની એ ઠંડી ને ક્રૂર કત્લ અને પરિણામે દેશભરમાં થયેલા રમખાણો દરમિયાન પંજાબ અને ગુજરાતમાં સરકારી અમલદારોના હાથે જે ફોજદારી કે દીવાની અત્યાચારો થવા પામ્યા હતા તેમાંથી તેમને મુક્તિ આપવાને વડી ધારાસભામાં રજુ થયેલા માફીના ખરડાથી સારો યે રાષ્ટ્ર સમસમી હલ્યો હતો. ત્યાં પંજાબના બનાવો સંબંધે તપાસ કરવા સરકારે નીમેલી હંટર કમિટીનો અહેવાલ બહાર પડયો અને એણે જાણે બળતામાં ઘી ઉમેરવાનુ કામ કર્યું.

અન્યાય કરનારને પોતાના દોષનું ભાન પ્રકટે ત્યાં સુધી થયેલા અન્યાયને સુધારી લેવા સુધાની રાહ જોવાની દેશની ધીરજ ખૂટી ગઈ હતી. સરકારની સામે લડત આપવાના ઉત્સાહની આગ ભભૂકી રહી હતી.

દેશમાં પ્રજળી ઉઠેલા પ્રજાકીય ગુસ્સાના પડઘા મહાસભાના કલકત્તા અધિવેશમાં પડયા. જયાં સુધી અન્યાયો દૂર ન થાય અને સ્વરાજ ન સ્થપાય, ત્યાં સુધી ક્રમે ક્રમે વધતા અહિંસક અસહકારની નીતિ પસંદ કરી તેનો અમલ કરવા સિવાય બીજો કોઈ પણ માર્ગ હિન્દી પ્રજા પાસે રહ્યો ન હોવાનો એ અધિવેશને અભિપ્રાય ઉચ્ચાર્યો અને સર્વાનુમતે ઠરાવ્યું કે (૧) ખિતાબો અને માનદ ઓદ્દાઓના તથા મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડોમાં સરકારે નીમેલી જગાના ઓદ્દાઓનાં રાજીનામા આપવા; (૨) સરકારના મેળવડાઓ તથા દરબારોમાં તથા સરકારી અમલદારોએ ભરેલા કે એમના માનમાં

ભરાયેલાં સરકારી કે અર્ધ સરકારી મેળાવડાઓમાં હાજરી આપવા ના પાડવી; (૩) સરકારની માલિકીની, એની મદદથી કે એના અંકુશ તળે ચાલતી શાળાઓમાંથી છોકરાંઓને ધીમે ધીમે ઉઠાડી લેવાં, અને તેને બદલે દરેક પ્રાંતમાં રાષ્ટ્રીય શાળાઓ અને કોલેજો સ્થાપવી; (૪) વકીલોએ અને પક્ષકારોએ ધીમે ધીમે સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો અને તેને બદલે પોતાની ખાનગી તકરારોના નિકાલ કરવા ખાનગી પંચાયતો સ્થાપવી. (૫) લશ્કરી વર્ગોએ તેમજ કારકુની અને અને મજૂરી કરનારા વર્ગોએ મેસોપોટેમિયામાં ભરતી થવા ના પાડવી; (૬) સુધારા મુજબની કાઉન્સીલોની ચૂંટણી માટે કોઇએ ઉભું ન રહેવું અને મહાસભાની સલાહને ન ગણકારતા કોઈ ધારાસભામાં જવા બહાર પડે તો લોકોએ તેને મત ન આપવા અને (૭) વિદેશી માલનો બહિષ્કાર કરવો.

સો પ્રથમ 'સ્વરાજ એ અમારો જન્મસિદ્ધ હક્ક છે' ના સૂત્રની ઉચ્ચ સ્વરે ઉદ્‍ઘોષણા કરનાર લોકમાન્ય તિલક મહારાજની પ્રથમ સંવત્સરીના પુનિત દિને સારા યે દેશે મહાસભાની સલાહ અનુસાર અસહકારની લડતમાં ઝંપલાવ્યું. ચોપાટીના સાગરકાંઠા પર જ્યાં લોકમાન્યનાં દેહને અગ્નિદાહ કરવામાં આવ્યો હતો ત્યાં આગળ ઉભા કરેલાં એક ઊંચા મંચ પરથી મહાત્માજીએ લાખો માણસો સમક્ષ લોકમાન્યને ભવ્ય અંજલિ અર્પીને અસહકારના યુદ્ધનું રણશીંગું ફૂંક્યું.

રાષ્ટ્રે આદરેલા આ અસહકારના યુદ્ધમાં હિન્દના મુસ્લિમોએ પણ સાથ આપ્યો. ખિલાફતના પ્રશ્નથી એ ખળભળી ઉઠયા હતા. ઈસ્લામના બચાવનાર તરીકે લેખાતા તુર્કીના સુલ્તાન અબ્દુલ હમીદે લડાઈ દરમિયાન જર્મન લોકોનો પક્ષ કર્યો હતો, એ કારણસર કોન્સ્ટાન્ટીનોપલના તેમના બંગલામાં વિજયી બ્રિટિશ લોકોએ એમને કેદી બનાવી પૂરી રાખ્યા હતા. અને પછી તેમને ભાલાની અણી નીચે અરબસ્તાન, મેસોપોટેમિયા, સીરીયા અને પેલેસ્ટાઈન પરથી સત્તા

ખૂંચવી લેતાં સેવર્સના કરારો પર સહી કરવાની ફરજ પાડવામાં આવી હતી. એથી હિન્દના મુસ્લિમોના દિલ ખૂબ ઘવાયા હતા અને એથી જ એમણે એ અન્યાય સામે વિરોધનો વાવટો ફરકતો કર્યો હતો.

નિષ્ફળ ગુસ્સો અને કાકલૂદીભરી વિનંતિઓની જૂની લાગણીઓની જગાએ હવે પ્રજામાં જવાબદારીની અને સ્વાશ્રયની નવી લાગણીઓ પેદા થઈ હતી; અને હિન્દુ–મુસલમાનોએ એકત્ર થઈ સરકારની વિરૂદ્ધ પ્રચંડ આંદોલન શરૂ કર્યું. મહાત્માજીએ આ હિલચાલનું નેતૃત્વ સ્વીકારી દેશ સમક્ષ પોતાનો અસહકાર અને સવિનય ભંગનો કાર્યક્રમ વિગતવાર મૂકયો. ગાંધીજી દેશભરમાં ઘૂમવા લાગ્યા; અને આખો યે દેશ આ હિલચાલમાં જોડાઈ ગયો. સ્વદેશી અને બહિષ્કારે તેમજ મદ્યપાનનિષેધ તથા શાળા, કોલેજો અને કોર્ટોના બહિષ્કારની હિલચાલ ચાલી રહી. ઠેર ઠેર ચરખાઓ ચાલવા લાગ્યા અને શહેરે શહેર તેમજ ગામડે ગામડે પરદેશી કાપડની હોળીઓ થવા માંડી.

મહાસભાએ અસહકારની લડત ઉપડવાનું ઠરાવ્યું અને ખિલાફત, પંજાબના અત્યાચારો અને અધુરા સુધારાઓની બનેલી ત્રિવેણી એકત્રિત થઈ એ પહેલાં જ ગુજરાતનો અમદાવાદમાં શ્રી. અબ્બાસ તૈયબજીના પ્રમુખપદે ગુજરાત રાજકીય પરિષદનું અધિવેશન ભરી અસહકારનો ઠરાવ પસાર કર્યો હતો.

ગુજરાતની ગાંધીજીને જરા જેટલી યે ચિંતા ન હતી; વલ્લભભાઇએ ગુજરાતમાં એમની સર્વ જવાબદારી ઉઠાવી લીધી હતી. સૌથી પ્રથમ પોતાની ધીકતી અને મોટી આવકવાળી વકીલાતને તિલાંજલિ આપી દઈ આ લડતમાં પૂર વેગે જોડાઇ ગયા. એમના આ ઉત્તમ ઉદાહરણનું નાની મોટી ઉંમરના વકીલોએ અનુસરણ કર્યું અને પોતાની વકીલાત છોડી દીધી અને મહાસભાના કાર્યમાં આખા વખતને માટે જોડાઈ ગયા. અસીલોએ પણ અદાલતોનો બહિ·

ઇન્કાર કર્યો અને પોતાના કલેશ–કંકાશ મિટાવવાને સમાધાનના માર્ગને સ્વીકાર્યો.

વલ્લભભાઇ પોતાના પુત્ર–પુત્રીને ઉચ્ચ શિક્ષણ માટે વિલાયત મોકલવાનો ઈરાદો લાંબા વખતથી સેવતા હતા પણ મહાસભાનો આદેશ થતાં જ એમણે પોતાનો એ ઇરાદો ફેંકી નાખ્યો. એમણે પોતાના બન્ને સંતાનોને સરકારી શાળાઓમાંથી ઉઠાડી લીધા. એમના આ અનુપમ ત્યાગથી પ્રેરાઈ અનેક વાલીઓએ પોતાના સંતાનોને સરકારી શાળા–કોલેજોમાંથી ઉઠાડી લીધા. અને જોત-જોતામાં શાળાઓ–કોલેજો ખાલી થઇ ગઈ.

રાષ્ટ્રીય શિક્ષણ વિના દેશના યુવાનો અને યુવતીઓની ઉન્નતિ-ની આશા આકાશ કુસુમવત્ છે અને એથી જ રાષ્ટ્રીય શાળાઓ અને કોલેજો સ્થાપવાને વલ્લભભાઇએ અવિરત યત્ન આદર્યો. એમણે એ માટે ગુજરાતભરમાં પ્રચંડ પ્રચારકાર્ય ઉપાડી લીધું; અને પરિણામે શહેરો અને ગામડાઓમાં ઠેર ઠેર નવી રાષ્ટ્રીય શાળાઓ સ્થાપિત કરવામાં આવી, અમદાવાદ અને આખા ગુજરાતમાં અનેક માધ્યમિક શાળાઓને રાષ્ટ્રીય બનાવી દેવામાં આવી. અમદાવાદમાં મહાવિદ્યાલય અને ગુજરાત વિદ્યાપીઠ જન્મ્યા, અને એ વિદ્યાપીઠમાં આચાર્ય ગીડવાની, આચાર્ય કૃપલાની, આચાર્ય કાકા કાલેલકર વગેરે પ્રથમ પંક્તિના અધ્યાપકો તથા કેળવણીકારો કામ કરી રહ્યાં. આ સંસ્થાઓના સંસ્થાપન, સુસંગપાલન અને સુનિભાવ માટે આવશ્યક દ્રવ્ય એકઠું કરવા વલ્લભભાઈએ બ્રહ્મદેશ સુધીનો પ્રવાસ ખેડયો અને દશ લાખ રૂપિયા ભેગા કર્યા.

મહાસભાએ તિલક સ્વરાજ્ય ફંડમાં એક કરોડ રૂપિયા ઉઘરા-વવાનું, મહાસભાના દફતરે એક કરોડ સભ્યો નોંધવાનું અને વીસ લાખ રેંટિયા દાખલ કરવાનું કામ દેશ માટે નક્કી કર્યું હતું. ગુજ-રાતમાં એક કરોડના તિલક સ્વરાજ્ય ફંડ માટે પંદર લાખ રૂપિયા

કરવાનુ કામ વલ્લભભાઇને પાર ઊતારવાનું હતું, એમના અવિરત યત્ન, પ્રચંડ પ્રચાર અને અથક પ્રયાસના પ્રતાપે મહાસભાના મેજ પર નાણાંનો વરસાદ વરસવા લાગ્યો. લોકોના ઉત્સાહના પ ર રહ્યો નહિ. ગુજરાતનું નાક રાખવા માટે અંદર અંદર સ્પર્ધા ચાલવા લાગી. દૂર દૂર વસતો ગુજરાતી પણ પોતાનો હિસ્સો મોકલી આપવાને અધીરો બની ગયો અને એના સુંદર પરિણામ સ્વરૂપ મહાસભાએ ફાળવી આપેલા હિસ્સાના કરતાં ગુજરાતે વધુ રકમ આપીને પોતાના ગૌરવમાં વધારો કર્યો.

ખાદી પ્રચાર અને રેંટિયાની વાત ગાંધીજીએ દેશ સમક્ષ મૂકી ત્યારે 'બેરિસ્ટરની મૂછી આ લડતમાં જોડાયો તે કાંઇ ડોશીની પેઠે રેંટિયો ચલાવવા જોડાયો નથી, પણ હું તો દેશની સ્વતંત્રતા માટે લડવા જોડાયો છું' એમ કહી ગાંધીજીના પ્રસ્તાવનો વિરોધ કરનાર વલ્લભભાઇએ હવે ગુજરાત ભરમાં ઘેર ઘેર રેંટિયા દાખલ કરવાનું બીડું ઝડપ્યું હતું. ખૂદ પોતે કલાક સુધી એકધારૂ વળદાર સૂતર કાંતતા થઈ ગયા હતા અને આજે તો પોતાના કપડાં સારૂ જોઇતી ખાદી તેમના પોતાના અને તેમની પુત્રી મણીબહેનના કાંતેલા સૂતર-માંથી જ તૈયાર થાય છે. આ ખંતીલા પુરૂષના પ્રયત્નના પ્રતાપે ગુજરાતમાં ઘેર ઘેર રેંટિયો ગુંજતો થયો અને લોકો મહદ્ અંશે સ્વાશ્રયી બન્યા એનો ઇન્કાર કોઇથી કદાપિ પણ કરી શકાય તેમ નથી.

વલ્લભભાઇએ સ્ફૂર્તિ અને સામર્થ્યપૂર્વક શહેર શહેર અને ગામડે ગામડા ખૂંદી વળી હજારોને પોતાના નેજા નીચે એકત્ર કર્યા. એમની અજબ વાક્છટાએ લોકોમાં અદ્‌ભૂત માનસપલટો આણ્યો. લોકોના આનંદનો પાર ન રહ્યો. મહાસભાનો સંદેશ ઘેર ઘેર પહોંચાડવા માટે ઠેરઠેર હજારો સભાઓ અને દેખાવો થવા લાગ્યા; અને વલ્લભભાઇએ ખરેખર અજબ વિજય મેળવ્યો.

નવી આશા અને નવી શ્રદ્ધાથી હિન્દનું હૈયું ધબકી રહ્યું હતું; અને આખાય દેશમાં વ્યાપી રહેલાં અસહકારના પ્રચંડ આંદોલનથી સારીયે બ્રિટિશ પ્રજા, સારીયે દુનિયા અને હિન્દી સરકાર અંજાઈ ગઇ હતી.

ધારાસભાઓ, સરકારી નોકરીઓ, સરકારી શાળાઓ અને કોલેજોનો બહિષ્કાર કરવાની મહાસભાની હાકલે ગુજરાતને ગજવી મૂક્યું હતું. ગુર્જરવલ્લભ વલ્લભભાઇ મહાસભાનો એ સંદેશ સંભળાવવા ગુજરાતભરમાં ઘૂમી વળ્યા હતા અને શહેરે શહેર તથા ગામડે ગામડે અસહકારની રણભેરી જોરથી બજી રહી હતી.

અમદાવાદની શહેર સુધરાઇ—મ્યુનિસિપાલિટી એનો વ્યવહારૂ અમલ કરવામાં જરાય ઢીલી રહી ન હતી. એ જમાનામાં દરેક સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાના સૂત્ર સંચાલનમાં નાનામાં નાની વસ્તુથી માંડીને મોટામાં મોટા કાર્ય સુધીની દરેક બાબતમાં સરકારનો હસ્તક્ષેપ થયા કરતો. શુદ્ધ પ્રજાકીય તંત્રનું તત્વ બહુ ઓછું દેખાતું હતું.

અમદાવાદ મ્યુનિસિપાલિટીની પ્રાથમિક શાળાના શિક્ષકો સરકારી નોકરો હતા; અને તેથી સરકાર એમને ગમે ત્યારે પાછા ખેંચી લે તો મ્યુનિસિપાલિટીને નિશાળો બંધ કરવી પડે એવો પ્રસંગ મહાસભાનો અસહકારનો ઠરાવ અપનાવતા ઉપસ્થિત થયો. "સરકાર એ શિક્ષકોને પાછા બોલાવી ક્યાં રોકશે? સરકાર કાંઇ શિક્ષકોને ઘેર બેઠાં થોડી જ પગાર આપવાની હતી;" વગેરે બાબતનો ઊંડો વિચાર કરવાની ટેવ અને અગમચેતીથી કામ કરવાની આદતવાળા 'અમારા સરદારે' સૌથી પહેલાં જ વિચારણા કરી લીધી હતી. અને પછી જ સરકારને 'તમારા નોકરોની અમને જરૂર નથી, તેમને પાછા ખેંચી લો'ની નોટિસ આપી દીધી.

સરકારના ચીલે ચીલે ચાલતા યંત્રવત્ જડ તંત્રના સંચાલકોને આ નોટિસ પાછળનો હેતુ સમજાયો નહિ. સરકારી કેળવણીખાતું ગભરાયું અને મ્યુનિસિપાલિટીને વિનતી કરી કે " આટલા બધા શિક્ષકોને અમે કેમ લઈ શકીએ ? તમે થોભી નહિ શકો ?"

" તમારી સગવડ ખાતર તમને વખત આપવાની મ્યુનિસિપાલિટી મહેરબાની દાખવશે પણ હવે કોઈપણ શિક્ષકને છૂટા કરવા કે ન કરવા અને કરવા તો ક્યારે કરવા તે મ્યુનિસિપાલિટી પોતાની મરજી અને સગવડ મુજબ નક્કી કરશે."

અને સરકારને વલ્લભભાઈના ઉપરોક્ત પત્રમાં કરાયેલી માંગણી કબૂલવી પડી.

સુરતમાં પણ અમદાવાદ જેવી જ સ્થિતિ હતી પણ ત્યાંના કાર્યકર્તાઓએ અમદાવાદની જેમ સરકારને નોટિસ આપેલી નહિ એટલે સરકારે તેમને શિક્ષકો પાછા ખેંચી લેવાની નોટિસ આપી. સુરતના કાર્યકર્તાઓ મુંઝાયા અને અમદાવાદ વલ્લભભાઈની સલાહ લેવા આવ્યા. સુરતી કાર્યકર્તાઓની કથની સાંભળીને વલ્લભભાઈ હસી પડયા અને સલાહ આપી કે ' એમાં મુંઝાઓ છો શા માટે ? સરકારને લખી નાખો કે લઈ જાવ તમારા શિક્ષકોને. એ કાંઈ થઈ જવાના નથી. તમને નોટિસ આપી તે તો સૂકો દમ છે. "

કહેવાની જરૂર નથી કે સુરતવાળાઓએ સરદારની સલાહ મુજબ કર્યું અને સરકાર પોતાની નોટિસ ગળી ગઈ.

× × ×

અમદાવાદ મ્યુનિસિપાલિટીની હસ્તક ચાલતી બધી શાળાઓનું ઇન્સ્પેકશન સરકારી કરતા હતા. આમાં સરકારી ડખલગીરી રહેતી એ ' અમારા સરદાર' ને સદૈવ ડંખ્યા કરતી. વલ્લભભાઈ મ્યુનિસિપાલિટીની મેનેજીંગ કમિટીના પ્રમુખ હતા. સરકાર તરફથી નિશાળોને

મળતી ગ્રાન્ટ ફગાવી દઇ સરકારી ઇન્સ્પેકશન સામે લડત આપવા બધી નિશાળોમાં મોરચો માંડવાની એમણે આગેવાની લીધી. શાળાઓ ઉપરથી સરકારનો અંકુશ ફગાવી દીધો અને સરકારના ઇન્સ્પેક્ટરો અને ડેપ્યુટીઓને શાળાઓમાં પેસવા દીધા નહિ.

સરકારે પણ વળતા પગલા લીધાં. શિક્ષકોના પગાર અટકાવવા સરકારે કોશીષ કરી. વલ્લભભાઇએ સ્કુલ બોર્ડની અને સ્ટેન્ડીગ કમિ-ટીની સભાઓ એક દિવસ સવારના ખાસ બોલાવી; અને સરકારી સૂચનાઓ અવગણી શિક્ષકોનો પગાર તાબડતોબ વહેંચાવી આપ્યો.

સ્થાનિક સ્વરાજ સંસ્થાના વહિવટકર્તાઓ પ્રજાના હિત વિરૂદ્ધ જઈ પોતાની ફરજમાંથી ચ્યૂત થાય કે સંસ્થાનો ગેરવહિવટ કરે, આર્થિક ગેરરીતિઓ કરે અગર તો પોતાના સ્થાનનો અંગત સ્વાર્થ કે લાભવગ માટે ઉપયોગ કરે તેવા પ્રસંગોએ એવા નિયામકો પાસેથી સંસ્થાના તંત્રનો કાબૂ ખૂંચવી લઈ તેના સારા વહિવટ માટે બીજી વ્યવસ્થા કરવા નિયમ દુનિયાના સુધરેલા રાષ્ટ્રોમાં હોય છે. પરંતુ હિન્દમાં પ્રજાકીય સરકાર ન હોવાથી સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાના સ્વાતંત્ર્ય અને સ્વમાનને કચરી નાખવાને કેવા પ્રયાસ થાય છે એ સરકારે અમદાવાદ મ્યુનિસિપાલીટીને બરતરફ કરીને પુરવાર કરી આપ્યું. વલ્લભભાઇ અને એમના કાર્યને અનુમોદન આપનારા અઢાર મ્યુનિ-સિપલ સભ્યો સામે સરકારને અવગણી શિક્ષકોને પગાર ચૂકવી આપવા બદલ રૂા: ૧.૬૪,૦૦૦નો દાવો માંડયો. દાવો હાઈકોર્ટ સુધી ગયો અને સરકારનો આખરે પરાજય થયો.

× × ×

અસહકારના એ યુગમાં પરદેશી શાસને પોતાના પગદંડો મજબૂત અને કાયમી બનાવી પરાધીન પ્રજાનું સતત્ શોષણ કરવાના ભયંકર ઉદ્દેશની પૂર્તિ અર્થે દેશભરમાં ઉભા કરેલા અનેક પ્રકારના પક્ષાપક્ષો

અને ભિન્ન ભિન્ન ભેદભાવો ભૂલાઈ ગયા હતા. આખા દેશમાં એકતાનું અદ્ભૂત વાતાવરણ વ્યાપી રહ્યું હતું; અને એક માણસની માફક હિન્દુઓ અને મુસલમાનો જોડાઈ ગયા હતા,

'અમારા સરદાર' હિન્દુ–મુસ્લિમ ઐક્યના ખાસ ઉપાસક છે. દેશની આઝાદી મેળવવા માટે હિન્દુ–મુસ્લિમના ભેદભાવને ભૂંસી નાખવાની અનિવાર્ય આવશ્યકતાની એમણે કદી પણ અવગણના કરી નથી. કોમી અંટસ ટાળીને કોમી એખલાસ વધારવાના એમના અવિરત યત્નો તો આલમ મશહૂર છે.

અમદાવાદ જિલ્લામાં ધંધુકા તાલુકાનું વિશિષ્ટ સ્થાન છે; અને ધંધુકાથી લગભગ દસબાર માઈલના અંતરે તાલુકાનું આગળ પડતું આજે એકંદરે સુખી ભડિયાદ નામનું એક ગામ આવેલું છે. આ ગામમાં પીરમહંમદ શાહ બુખારી સાહેબની દરગાહ આવેલી છે. આ આ દરગાહની જિયારત માટે તાલુકાના દૂર દૂરના ભાગોમાંથી મુસલમાનો આવે છે.

ત્રણથી ચાર દાયકા પહેલાં એ ભડિયાદરા પીરના ઉરસ અંગે ત્યાં મોટો મેળો ભરાયો હતો; અને દૂર દૂરના ગામેગામના મુસલમાનો પીરની દરગાહની જિયારત કરવા તેમજ એ મેળાની મોજ માણવા મોટી સંખ્યામાં આવ્યા હતા. કોઈ દિવસ નહિ અને એ દિવસે મુસલમાનોએ એ મેળામાં જાનવરોને ઝબેહ કરવાની તેમજ ઝબેહ કરાયેલાં જાનવરોનું વેચાણ હિન્દુઓની લાગણી દુભાય એવી રીતે ઉઘાડે છોગ કરવાની જિદ લીધી હતી. સ્થાનિક તેમજ બહારથી મેળામાં ભાગ લેવા આવેલા હજારો હિન્દુઓએ એ નવો ધારો ન પાડવાને સ્થાનિક તેમજ બહારથી મેળામાં આવેલા મુસલમાનોને ખૂબ સમજાવ્યા પણ મુસલમાનો મક્કમ રહ્યા અને હઠાગ્રહ કરી એમણે જાનવરોને હિન્દુઓની લાગણી દુભાય એવી રીતે છડેચોક ઝબેહ કર્યાં તેમજ ઝબેહ કરાયેલા જાનવરોનું વેચાણ કર્યું. આ કારણથી

ત્યાં હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે ભારે ધીંગાણું થયું હતું અને બન્ને પક્ષે કેટલાક માણસો જાનથી માર્યા પણ ગયા હતા. આ ધીંગાણાથી ત્યાંની હિન્દુ–મુસ્લિમ કોમ વચ્ચે અંટસ પડ્યો હતો, અને દર વર્ષે પીરના ઉરસ વખતે તો ખટરામ ખૂબ જ વધી જતો હતો.

અને પછી તો કોમી કલહે ઘર ઘાલી દીધું હતું. હિન્દુઓએ એ મેળામાં ભાગ લેવો માંડી વાળ્યો હતો એટલું જ નહિ પરંતુ મેળાના દિવસો દરમિયાન સખ્ત હડતાળ પાડીને પોતાનો વિરોધ પ્રદર્શિત કરવો શરૂ કરવો શરૂ કર્યો હતો, કોઈપણ હિન્દુ વેપારી જ્યાં સુધી મુસલમાનો એમની લાગણી દુભવતા બંધ ન થાય અને કોમી કલહનું સમાધાન ન કરે ત્યાં સુધી મુસલમાનને માલ પણ વેચે નહિ એમ નિર્ણય લેવાયો હતો. આ ખટરાગનું પરિણામ એ આવ્યું હતું કે આવશ્યક વસ્તુઓની ખરીદી માટે મુસલમાનોને મુશ્કેલી વેઠવી પડતી હતી–જોઈતી ચીજ વસ્તુ ઠેઠ ધોલેરાથી કે ધંધુકાથી બમણા કે ચારગણા નાણા આપીને લાવવી પડતી હતી.

૧૯૨૧ના અસહકાર અને ખિલાફત ચળવળના એ દિવસો હતા અને વલ્લભભાઈને વર્ષોથી બડિયાદમાં એ ભભૂકતી રહેલી કોમી કલહની આગ ઠારવાની વિનંતિ કરવામાં આવી. વલ્લભભાઈએ એ વિનંતિ માન્ય રાખી પણ એ જમાનામાં બડિયાદ જવું આવવું બહુ જ મુશ્કેલ હતું. ધંધુકા–ધોળકા રેલ્વે લાઈનના પાટા ત્યાં નંખાયા ન હતા કે મોટર બસ સરવીસ પણ ચાલુ થઈ ન હતી. ત્યાં જવા આવવાને વિરમગામ, વઢવાણ કેમ્પ અને રાણપુર સુધી આખો દિવસ રેલ્વે મુસાફરી કર્યા પછી અઢાર માઈલ સુધી બળદના ગાડાની કે ટટ્ટુ જેવા ઘોડા જોડેલા ટપ્પાની હાડમારી વેઠવી પડતી હતી.

મુસાફરીની આવી હાડમારી વેઠી બડિયાદના કોમી કલહની આગ ઠારવા જવાની વલ્લભભાઈ તૈયારી કરી રહ્યા હતા, ત્યાં એમને

અચાનક–એકાએક અપૂર્વ મોકો મળી ગયો. સને ૧૯૨૧ની સાલમાં ધંધુકા તાલુકાના સમજુ હિન્દુ–મુસલમાનોએ તાલુકામાં રાજકીય પ્રવૃત્તિઓને પ્રસરાવવા માટે રાજકીય પરિષદ ભરવાનો નિર્ણય કર્યો અને એના અધિવેશન માટે એ વર્ષના માર્ચ મહિનાની ૨૧મી અને ૨૨મી તારીખ નક્કી કરી. આ અધિવેશન ભરવાનો મુખ્ય ઉદ્દેશ તાલુકામાં હિન્દુ–મુસ્લિમ એખલાસ વધારવાનો પણ હતો. આ ઉદ્દેશને સાંગોપાંગ પાર ઉતારે એવી વ્યક્તિની પરિષદના અધિવેશનના અધ્યક્ષપદે વરણી કરવાની વિચારણા ચાલી અને વલ્લભભાઇ ઉપર સૌએ પસંદગી ઉતરી. ધંધુકા તાલુકા રાજકીય પરિષદનાં પ્રતિનિધિ મંડળે અમદાવાદ જઈ પ્રમુખપદ સ્વીકારવાને વલ્લભભાઇને વિનંતિ કરી. વલ્લભભાઇએ પ્રતિનિધિ મંડળની વિનંતિ માન્ય રાખી અને એ માટેની તૈયારી કરવા માંડી.

ત્રણ ચાર દાયકા પહેલાં ભડિયાદમાં થયેલા ધીંગાણા અને એ એ પછીથી ત્યાં ઝર્યા કરતા ખટરાગ્નિથી ધંધુકા તાલુકા રાજકીય પરિષદના સુત્રસંચાલકો સુવિદિત હતા અને એ મનદુઃખ મિટાવવા પરિષદનો મોકો સારો હતો એ જાણતા હતા એટલે પરિષદના અધિવેશન સ્થળ તરીકે તેમણે ભડિયાદની જ પસંદગી કરી.

પરિષદના અધિવેશનની નિયત તારીખ આવી પહોંચી અને વલ્લભભાઈ અમદાવાદના અગ્રગણ્ય હિન્દુ–મુસલમાનો સાથે ભડિયાદ જવા ઉપડયા. અમદાવાદથી સવારે ઉપડી છેક રાત્રે તેઓ ધંધુકા આવ્યા. થોડીકવાર આરામ લઇને પાછા મધરાતના તેઓ નીકળી બીજે દિવસે પ્રભાતના પહોરમાં તેઓ ભડિયાદ જઈ પહોંચ્યા.

ધંધુકા તાલુકા રાજકીય પરિષદના એ અધિવેશનનો મંડપ ભડિયાદના પીરની દરગાહની નજીકમાં જ બાંધવામાં આવ્યો હતો. પરિષદમાં ભાગ લેવાને તાલુકાભરમાંથી હિન્દુ–મુસલમાનો સારી સંખ્યામાં આવ્યા હતા. અધિવેશનનો પ્રારંભ થતાં પહેલાં જ વલ્લભભાઇએ

હિન્દુ–મુસ્લીમ વચ્ચેના વર્ષોથી ચાલ્યા આવતા મનઃદુઃખને મિટાવી દેવાના યત્નો આરંભી દીધા. એમણે તાત્કાલિક મહાજનને ભેળું કર્યું અને જ્યાં સુધી હિન્દુ–મુસ્લીમ ઐક્ય ન સધાય ત્યાં સુધી અધિવે-વેશનનો આરંભ ન થઈ શકે એમ સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું. હિન્દુ–મુસ્લિમ ઐક્યની મહત્તા સમજાવતાં એમણે મુસલમાનોની મુશ્કેલીઓનો ઉલ્લેખ કર્યો અને વધુમાં જણાવ્યું કે " અહિં આવ-નારાઓ તો તમારા મહેમાન તરીકે કહેવાય. એમની સાથેનું તમારૂં વર્તન સારો છાપ પાડનારૂં હોવું જોઇએ. એમની લાગણી દુભાય એવું વર્તન નહિ રાખવામાં જ તમારી શોભા છે. એમને તકલીફ આપી સહાનુભૂતિની આશા તમે કઈ રીતે રાખી શકો ? "

સદૈવ સમાધાનપ્રિય હિન્દુઓને સમજતાં વાર ન લાગી. વલ્લભભાઇના યત્નોની મુસલમાનોને જાણ થઈ; અને સમજુ મુસલમાનો ભેગા મળ્યા, એમણે પણ નિશ્ચય કર્યો કે હિન્દુઓની લાગણીઓ દુભવવી બરાબર નથી. પીર સાહેબના મેળામાં જાનવરોને ઝબેહ કરવા અને એ રીતે પણ હિન્દુ ભાઇઓની લાગણી દુઃખાય તેમ કરવાનો હઠાગ્રહ કરવો વ્યાજબી નથી. હવેથી જાનવરોને ઝબેહ કરવા હોય તો એ તળાવની પેલી બાજુ હિન્દુઓની લાગણી ન દુભાય એ રીતે કરવા અને ઝબેહ કરાયલા જાનવરોનું વેચાણ પણ હિન્દુઓની લાગણી ન દુખાય તેમ ખાનગીમાં કરવું.

આ નિર્ણયની ગામમાં અને અધિવેશનમાં જાહેરાત થઇ અને સર્વત્ર આનંદ થઈ રહ્યો, ગામમાં હડતાળ પાછી ખેંચી લેવામાં આવી અને દુકાનો બધી કોમો માટે ખુલ્લી મુકાઈ ગઈ. હિન્દુ–મુસલમાનો પરસ્પર પ્રેમથી ભેટ્યા, અને સાકર તથા ગોળધાણા વહેંચાયા.

ધંધુકા તાલુકા રાજકીય પરિષદનું અધિવેશન આનંદ વચ્ચે ભરાયું; બન્ને કોમોને મુબારકબાદી આપતા ઠરાવો પસાર થયા અને લાંબા વખતનો અંટસ ટળી ગયો. વેરઝેર વિસરાઈ ગયા અને વલ્લભભાઈની વ્યવહારકુશળતા માટે સર્વત્ર વાહવાહ બોલાઇ રહી.

## ૨૪

એ ૧૯૨૨ની સાલનો એપ્રિલ મહિનો હતો અને દેશભરમાં અમૃતસરના જગમશહૂર જલિયાંવાલા બાગના એ અવિસ્મરણીય ભીષણ હત્યાકાંડમાં થયેલા શહીદોની પૂણ્ય સ્મૃતિમાં તા. ૬ઠીથી તા. ૧૩મી સુધીના આઠ દિવસોનો સમય 'રાષ્ટ્રિય-સપ્તાહ' તરીકે પૂર્ણ ગંભીરતાપૂર્વક ઉજવાઇ રહ્યો હતો. એ 'સ્મૃતિ-દિન' નિમિત્તે ગામે ગામ અને શહેરે શહેર રાષ્ટ્રધ્વજવંદન ભક્તિ ભાવથી થઈ રહ્યાં હતા. જમ્બર જુલુસો ઊંચા સ્વરે રાષ્ટ્રિય સૂત્રો ઉચ્ચારતા શેરીએ શેરીએ અને મહોલ્લે મહોલ્લે નીકળી રહ્યાં હતા અને વિશાળ ચોકો તથા ખુલ્લાં મેદાનોમાં માનવ-મેદનીઓની વિરાટ સભાઓ ભરાઈ જલિયાંવાલા બાગના એ અનામી અમર શહીદોને અંતઃકરણપૂર્વક શ્રદ્ધાંજલિઓ અપાઈ રહી હતી.

આ રાષ્ટ્રિય-સપ્તાહ અંગે મધ્ય પ્રાંતના પાટનગર નાગપુરના નાગરિકોએ ઠેર ઠેર રાષ્ટ્રધ્વજ-વંદનની ક્રિયા કરવાનો, ખડી પ્રભાતમાં ઉંચા સ્વરે રાષ્ટ્રિય-સૂત્રો ઉચ્ચારતી પ્રભાત-ફેરીઓ અને ઝંડા ગીત ગાતા ગાતા તેમજ હિન્દના ઐક્ય, શાંતિ અને આબાદીના સર્વોચ્ચ આદર્શસૂચક ત્રિરંગી રાષ્ટ્ર ધ્વજને ઊંચે ને ઊંચે ફરકાવતા સરઘસો કાઢવાનો તેમજ સભાઓ ભરીને શહીદોને ભક્તિભરી શ્રધ્ધાંજલિઓ અર્પવાનો ભરચક કાર્યક્રમ યોજવાથી ત્યાં સ્થાનિક સરકાર ખૂબ જ ભડકી ગઇ. જનતાની રાજકીય-જાગૃતિના ચઢી રહેલા જબ્બર જુવાળે એને ચકરાવામાં નાખી દીધી.

અને નાગપુરના એ કહેવાતા ગોરાઓના લત્તા સિવિલ લાઈન્સ-ની હદમાં મહાસભાવાદીઓ હિન્દના ત્રિરંગી રાષ્ટ્રધ્વજ સાથે સર-

ઘસો કાઢવાના છે એવી જાણ થતાં જ એની ગભરામણનો પાર રહ્યો નહિ. સિવિલ લાઈન્સની હદમાં અંગ્રેજોનો 'યુનિયન જેક' ફરકતો હોય ત્યાં વળી એનો હરીફ બની હિન્દનો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકે એ વાત માત્રે એનું માથું ફેરવી નાખ્યું. સમય, સંજોગ અને સ્થળની યોગ્યતા કે અયોગ્યતા વિચાર્યા વિના સિવિલ લાઈન્સની હદમાં રાષ્ટ્રધ્વજ સાથે સરઘસો કાઢીને દાખલ થવાની મનાઈ ફરમાવતો જિલ્લા મેજિસ્ટ્રેટની સહીવાળો હુકમ એણે બહાર પાડયો.

નાગપુરની એ સિવિલ લાઈન્સમાં એકલા અંગ્રેજોની જ વસતી નથી. એ વિસ્તારમાં અંગ્રેજો ઉપરાંત હિન્દુઓ, મુસ્લીમો, પારસીઓ અને અન્ય અનેક કોમોના માનવીઓ મોટી સંખ્યામાં રહે છે, અને મુખ્ય રસ્તાઓ પર થઈને રોક ટોક વિના જાય આવે છે. સિવિલ લાઈન્સની હદમાં મહાસભાવાદીઓના સરઘસ રાષ્ટ્રધ્વજ સાથે નીકળે તો ત્યાં રહેતાં ગોરાઓ—અંગ્રેજો ખળભળી ઉઠશે એવું બેહૂદું કારણ આપીને રાષ્ટ્રધ્વજ સાથે દાખલ થવાની મનાઈ ફરમાવવામાં આવી હતી; પરંતુ સિવિલ લાઇન્સના અંગ્રેજ રહેવાસીઓને રાષ્ટ્રધ્વજ ત્યાંથી પસાર થાય એની પરવાહ પણ નહોતી અને તેમણે પોલીસને રાષ્ટ્રધ્વજ વિરૂદ્ધ કશી ફરિયાદ પણ કરી નહોતી.

ધ્વજ એ રાષ્ટ્રના ઐક્ય, શાંતિ અને આઝાદીના સર્વોચ્ચ આદર્શનું સૂચન અને પ્રેરણા સ્થાન છે, જાગૃત રાષ્ટ્રની જ્વલંત ભાવના અને અમાપ તથા અદમ્ય આકાંક્ષાનું એક માત્ર અનુપમ પ્રતિક છે.

જગતભરમાં ઘણા પ્રાચીન સમયથી રાષ્ટ્રધ્વજ સાદામાં સાદા છતાં રાષ્ટ્રિય લાગણીઓ રજુ કરવાના સ્થૂલ સાધન તરીકે સ્વીકારાયેલ છે. ભયાનક પીછેહઠો વખતે પણ આમ સમુદાયનો જુસ્સો ટકાવી રાખવાનું આના કરતાં વધુ અસરકારક સાધન હજી શોધાયું નથી. આમ જનતા એની નીચે ઝઝૂમે છે અને પ્રાણાન્તેય પોતાને

સોંપાયેલી પવિત્ર સોંપણીની જેમ એનું રક્ષણ કરે છે. ધ્વજ નીચો પડવા દેવો એ એક અનિષ્ઠ અને રાષ્ટ્રના માન અને પ્રતિષ્ઠાની હાનીની આગાહી છે, જ્યારે એને છેક ઉંચે અને અણુનમ ફરકતો રાખવો એ રાષ્ટ્રના વિજયનું ચિન્હ છે.

શાશ્વત સામર્થ્ય અને પ્રેમના ઊંડા મૂળ સમા, દેશના શૂરવીરો માટે આનંદ અને ઉલ્લાસના અખૂટ ઝરા સમા, અને માતૃભૂમિની આઝાદી માટે પોતાના શરીર, મન અને આત્માને અર્પણ કરવાની પરમ પ્રેરણા પાતા હિન્દના રાષ્ટ્રધ્વજ સાથે સરઘસો કાઢવાની મનાઇ ફરમાવતાં જિલ્લા મેજીસ્ટ્રેટની સહી સાથે બહાર પડેલા એ હુકમને–એ પરદેશી સરકારની જોહુકમી જાહેરાતને પાછી ખેંચી લેવાને સ્થાનિક સરકારને નાગપુરના મહાસભાવાદી કાર્યકર્ત્તાઓએ વિનંતી કરી પણ એ બહેરા કાન પર પડી–એ નિષ્ફળ ગઈ અને તેથી એનો અનાદર કરવાની એમને ફરજ પડી.

પછી તો રાષ્ટ્રધ્વજનું ગૌરવ વધારવા અને એની અતૂટ ઈજ્જત સાચવવા માટે લોકોમાં એક નવો ઉત્સાહ ઉભરાવા લાગ્યો, મહાસભાવાદીઓએ પોતાનો હેતુ સરકારને જણાવીને પોતપોતાના હાથમાં રાષ્ટ્રધ્વજ ફરકાવતું જબ્બર સરઘસ કાઢ્યું; અને એ સરઘસ જેવું સિવિલ લાઈન્સની હદમાં દાખલ થવા ગયું કે તુરતજ ત્યાં ઉભેલી હથિયારબંધ પોલીસે એને અટકાવ્યું. પણ સરઘસ તો ધ્વજ સાથે આગળ વધ્યું, અને પોલિસે લાઠી ચલાવી. અનેક સત્યાગ્રહીઓ લોહીલુહાણ ઘાયલ થયા, અનેક મૂર્છિત થયા પણ તેઓ જરા પણ ડગ્યા નહિ.

જોતજોતામાં ઇન્કિલાબની આગ સર્વત્ર પ્રસરી ગઈ. રાષ્ટ્રના ભાગ્યવિધાતા લેખાતા ધ્વજનું થતું અપમાન જનતા જરાકે સાંખી શકી નહિ. નાગપુરના આબાલ વૃદ્ધોની ટુકડીઓ સત્યાગ્રહ કરવાને બહાર પડવા લાગી અને રોજ સિવિલ લાઈન્સ તરફ સરઘસો રાષ્ટ્ર-

ધ્વજ સાથે જવા લાગ્યા; અને પોલીસ એમને પકડી પકડીને જેલમાં ધકેલવા લાગી. સરઘસોમાં સત્યાગ્રહીઓ રાષ્ટ્રિય-ધ્વજોને ઊંચે ફરકાવતા અને રાષ્ટ્ર તેમજ ઝંડા ગીતો ગાતા મોખરે ચાલતા અને પાછળ એ ધર્મયુદ્ધ જોવા ભેગા મળેલા લોકોનું ટોળું ચાલતું. સિવિલ લાઇન્સ પાસે પહોંચતા જ ધોરી રસ્તાને આંતરીને ઊભેલી પોલીસ સત્યાગ્રહીઓને અટકાવતી હતી. સત્યાગ્રહીઓ પોલીસોની અટકાયતને અવગણી આગળ વધતાં જ પોલીસ એમને પકડી લેતી હતી.

શરૂઆતમાં તો સરકારે સત્યાગ્રહીઓને સાધારણ સજા કરી, પણ જેમ જેમ ધ્વજ-સંગ્રામનો તાપ વધતો ગયો તેમ તેમ સરકારનું વલણ વિશેષ ને વિશેષ કડક થતું ગયું. હિન્દી ફોજદારી કાયદાની ૧૦૯ મી કલમ—રખડુ માણસો જેમને ગુજરાનનું સાધન ન હોય, ઘરબાર ન હોય, ધંધોધાપો ન હોય તેમને સમાજને ભયરૂપ સમજીને પકડવાની કલમ મુજબ પછી તો સત્યાગ્રહીઓને સજા કરવા માંડી; છતાં ય સત્યાગ્રહીઓ તો મોટી સંખ્યામાં જેલમાં જવા લાગ્યા.

સત્યાગ્રહે ભીષણ સ્વરૂપ ધારણ કર્યું. મધ્ય પ્રાંતમાંથી સત્યાગ્રહીઓનાં ટોળેટોળા આવવા લાગ્યાં; અને હજારો હસતા હસતા સરકારના મોંઘેરા મહેમાનો—જેલ નિવાસી બન્યા. જમનાલાલજી બજાજ પોતાના પ્રાંતની પ્રતિષ્ઠા જાળવવા બહાર પડ્યા. જમનાલાલજી તો ભામાશા ગણાતા. આ કરોડાધિપતિએ સાબરમતીના સંતનો સંપર્ક સાધ્યો હતો અને એ સંતના વ્યક્તિત્વની વીજળીએ એમને રાષ્ટ્રભક્ત બનાવી દીધા હતા. રાષ્ટ્રભક્તિ અને લક્ષ્મીના સમન્વય સમા જમનાલાલજી અઢીસેંહ સત્યાગ્રહીઓ સાથે ધૈર્ય, આત્મભોગ, શૌર્ય અને ભક્તિસૂચક ત્રિરંગી રાષ્ટ્ર ફરકાવતા અને ઊર્મિ ને ઉત્સાહના ઓઘ વહાવતા રાષ્ટ્રગીતો-ઝંડાગીતો ગાતા

સરધાસાકારે સિવિલ લાઈન્સમાં જવા ઉપડ્યા. સિવિલ લાઈન્સની હદમાં દાખલ થવા જતાં જ પોલીસે જમનાલાલજીને એમના સાથીઓ સાથે ગિરફતાર કર્યા. એમના પર મેજિસ્ટ્રેટનાં મનાઈ હુકમનો ભંગ કરવા માટે કેસ માંડવામાં આવ્યો. કેટલી યે મુદતો પડી અને આખરે એ હાસ્યાસ્પદ હિન્દી ફોજદારી કાયદાની ૧૦૯ મી કલમને આધારે એમને અઢાર માસની સખત કેદની સજા થઈ.

રાષ્ટ્રના કુબેર—જમનાલાલજી જેવા જર-જમીનવાળા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ રાષ્ટ્રધ્વજ લઈને નીકળતા એ ૧૦૯ મી કલમને આધારે પરદેશી સરકારના હાથે 'વે ગ્રેન્ટ'-ભામટા બને અને સખત કેદની સજા પામે એ પરિસ્થિતિએ સારાયે દેશમાં ભારે ખળભળાટ મચાવી મૂક્યો. રાષ્ટ્રધ્વજના સંરક્ષણ માટેનો ભારતવર્ષનો ભૂતકાળનો ઇતિહાસ તો ભભૂકતો છે. અન્યાય વિખવાદો, ધિક્કાર અને જોર-જુલમના સર્વતોભદ્ર ઉપાય તરીકે આધ્યાત્મિક સુખ, શાંતિ અને ભૌતિક આબાદીના અપ્રતિમ પ્રતીક સમો ધ્વજ તો હિન્દને જમાના જૂના કાળથી સુપરિચિત છે. ભગવાન શ્રીરામચંદ્રજી અને ચંદ્ર-ગુપ્તથી માંડીને પેશ્વાઓના શાસન સમય સુધી એક માત્ર રાષ્ટ્રધ્વજ તરીકે ભગવા ઝંડાએ પોતાની એકચક્રી આણ દેશભરમાં વર્તાવ્યા હોવાની હિન્દની યાદદાસ્ત હજીયે તાજી જ હોઈ રાષ્ટ્રના સ્વાતંત્ર્ય, વિજય અને કીર્તિ માટે હાકલ કરતાં ત્રિરંગી રાષ્ટ્રધ્વજની પરદેશી હકૂમતને હાથે થઈ રહેલી અપાર અવહેલનાએ હિન્દી જનતાને ખૂબ જ હચમચાવી મૂકી.

મધ્યપ્રાંતની સરકારે સાન-ભાન ગુમાવી દઈને હિન્દી ફોજદારી કાયદાની એ હાસ્યાસ્પદ ૧૦૯ મી કલમને આધારે રાષ્ટ્રધ્વજ લઈને નાગપુરની એ સિવિલ લાઈન્સની હદમાં જતાં માણસોને પકડવા માંડ્યા. કોઈ વિના ધ્વજે જાય તો કાંઈ નહિ, પણ તે જ માણસ રાષ્ટ્રધ્વજ સાથે જાય એટલે ગમે તેવો સદ્‌ગૃહસ્થ અને પ્રતિષ્ઠાવાળો

હોય તોય ભામટો ઠરવા લાગ્યો. એના જામીન માગવામાં આવે અને એ જામીન ન જ આપે એટલે એને સજા થવા લાગી. આમ મધ્ય પ્રાંતના માન–ઇજ્જતવાળા અનેક માનવીઓ પોતાના રાષ્ટ્રધ્વજની ઇજ્જત સાચવવાને ભામટા બનીને જેલમાં ગયા એટલે આ પ્રશ્ન વધારે ગંભીર બન્યો. હવે એ પ્રશ્ન ફક્ત નાગપુર કે મધ્યપ્રાંતનો ન રહ્યો પણ સમસ્ત હિન્દનો બન્યો. મહાસભાની કાર્યવાહક સમિતિએ આ પ્રશ્ન ઉપાડી લીધો અને પોતા તરફથી લડતની દોરવણી કરવાને ' અમારા સરદાર ' વલ્લભભાઈને નીમ્યા.

મહાસભાના આદેશને અનુસરી વલ્લભભાઈ લડતની લગામ હાથમાં લેવા નાગપુર ગયા. શહેરમાં છાવણી નાખી તેમણે હિન્દના બધાય પ્રાંતોને રાષ્ટ્રધ્વજની ઇજ્જત રાખવાની હાકલ કરી. સરદારના ગુજરાતે યોગ્ય જવાબ આપ્યો. મોહનલાલ કામેશ્વર પંડ્યાની આગેવાની નીચે ગુજરાતના ચુનંદા સત્યાગ્રહીઓની પ્રથમ ટુકડી નાગપુર જઈ પહોંચી, સરકારના દમનના ખપ્પરમાં એ હોમાતાં જ સરદારે ગુજરાતમાંથી ઉપરાઉપરી ટુકડીઓ બોલાવવા માંડી. ભારતજનની પુણ્યશ્લોક કસ્તુરબા પણ સ્ત્રીઓની એક મોટી ટુકડી લઇને સત્યાગ્રહમાં સામેલ થવાની તૈયારી કરવા લાગ્યા. દરેક પ્રાંતમાં સહાનુભૂતિ ઉભરાવા લાગી; અને સત્યાગ્રહમાં બરાબર રંગ જામ્યો.

નાગપુરનો રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહ તો હવે સમગ્ર હિન્દનો થઈ રહ્યો હતો. વલ્લભભાઇ એનું સંચાલન ચલાવી રહ્યા હતા. સરદારને નાગપુરમાં થાણું નાખીને બેઠેલા જોઇને જ સરકારી અમલદારો ગભરાટમાં પડ્યા હતા. તેમણે જુલ્મો શરૂ કર્યાં હતા બહાર કાયદા સખ્ત કર્યાં હતા પણ ગુજરાતથી ગાડીઓ ભરી ભરીને સત્યાગ્રહીઓ ઠાલવવાનો નિરધાર કરી બેઠેલા વલ્લભભાઈ સામે ટક્કર ઝીલવી એમના માટે મુશ્કેલ થઇ પડી હતી.

મધ્યપ્રાંતની ધારાસભાએ આ પ્રશ્નનો નિકાલ કરી નાખવાને

પ્રાંતની સરકારને વિનંતિ કરતો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો, સરકાર વધારે કડક અને વધારે જાગૃત બની હતી પણ સાથોસાથ એના હોશ પણ ખાટા થઈ ગયા હતા. કફોડી પરિસ્થિતિમાં મુકાઈ જવાથી એની મુંઝવણ વધી પડી; અને આ આફતમાંથી તાત્કાલિક ઉપાયો યોજીને છૂટી જવાના નિશ્ચય પર એ આવી.

વડી ધારાસભાના અગ્રગણ્ય સભ્યોએ ભેગા થઈને આ સત્યાગ્રહ બંધ થાય એમ કરવા હિન્દી સરકારને વિનંતિ કરી. હિન્દી સરકારે મધ્યપ્રાંતની સરકારને આ પ્રશ્નનો નિકાલ લાવવા આગ્રહ કર્યો, મધ્યપ્રાંતની સરકારે નિકાલ લાવવાની તત્પરતા બતાવી અને એ માટેનું માર્ગસૂચન કરવા વડી સરકારને વિનંતિ કરી. હિન્દી સરકારે વડી ધારાસભાના પ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલની સલાહ માગી. વિઠ્ઠલભાઈ તો અર્વાચીન હિન્દના ચાણક્ય. એમણે તો 'હું એકવાર નાગપુર જઈ આવું' એવો મુત્સદ્દીની ઢબે ઉત્તર આપ્યો.

શ્રી. વિઠ્ઠલભાઇ નાગપુર આવ્યા, અને મધ્યપ્રાંતના ગવર્નર તથા વલ્લભભાઇને મળ્યા. બંને ભાઇઓ નાગપુર જેલમાં ફરવા નીકળ્યા, બંને ભાઈઓને જોતાં જ જેલવાસીઓ બમણા ઉત્સાહમાં આવી ગયા.

શ્રી. વિઠ્ઠલભાઇ જેલની તપાસ કરી સરકારી મહેલે પહોંચ્યા. તરત તાર ટેલીફોન ચાલ્યા. સરકારે પોતાની હઠ છોડી દીધી અને સમાધાન થયું; અને જે જગ્યાએથી જમનાલાલ બજાજને પાછા વાળેલા, અને જે જગ્યાએ રાષ્ટ્રધ્વજ ખૂંચવાયેલો તે સ્થળેથી જ 'અમારા સરદાર' વલ્લભભાઇ અને હજારો સત્યાગ્રહીઓ અને નાગપુરના નાગરિકો રાષ્ટ્રધ્વજ ફરકાવતા સરઘસાકારે નીકળ્યા. 'ઝંડા ઊંચા રહે હમારા'ના નાદથી નાગપુરનો એરા હા ાનો લત્તો ગાજી ઉઠયો. સર્વત્ર આનંદ ઉત્સાહની હેલી મચી રહી.

'નહિ નમશે, નહિ નમશે,–નિશાન ભૂમિ ભારતનું' એ ઝંડા-ગીતના પડઘા સારા દેશમાં પડયા; અને રાષ્ટ્રધ્વજોથી શણગારેલી રેલ્વે ટ્રેનમાં ત્રણુસેંહ સૈનિકો સાથે 'અમારા સરદાર' વલ્લભભાઇ વિજય વરીને ગુજરાત તરફ પાછા ફર્યા.

વલ્લભભાઈ સીધી સટ વાતો માને છે, માનવીઓની ચકાસણી કરવાની ચકોર બુદ્ધિ ધરાવે છે અને પોતાના પ્રતિસ્પર્ધિઓના નબળા સ્થાનોને સહેલાઇથી જોઇ શકે છે. એમનો આખરી નિર્ણય લાંબા વિચાર–વિમર્શનું પરિણામ છે અને પ્રત્યેક નિર્ણયના મૂળમાં હાથ ધરેલા કાર્યક્રમની સફળતા માટે યોગ્ય વાતાવરણ સર્જવાનું પોતે ખાસ ધ્યાન રાખે છે.

કાયદા અને વ્યવસ્થાના નામે હિન્દભરમાં બ્રિટિશ શાસનતંત્ર કેટલું અને કેવું સડી ગયું છે એના સચોટ પુરાવા રજુ કરતી પરિસ્થિતિ સારાયે ખેડા જીલ્લામાં પ્રવર્તી રહી હતી. પ્રજાહિત, નીતિ અને ન્યાયને નેવે મૂકીને લૂંટારા, ધાડપાડુઓ, બહારવટિયા વગેરે સમાજના શાપ સમા તત્વોનો સહકાર સાધીને સાંઇયે શાસન–તંત્ર ચલાવાઇ રહ્યું હતું.

ખેડા જીલ્લાના નાના મોટા પોલીસ અમલદારોની આપખુદી અને જોહુકમીથી ઠેરઠેર અસંતોષની આગ સળગી રહી હતી. પોલીસના ખોટા રૂઆબ અને ત્રાસથી કંટાળી જઇને કેટલાકો બ્રિટિશ શાસનની સામે બહારવટે નીકળ્યા હતા. નડિયાદ તાલુકાના સોડપુર ગામમાં કડપથી કામ લેનારા મુખીને જાનથી મારી નાખીને ડાહ્યા નામનો બારૈયો, માતર તાલુકાના રીંજવાડા ગામના લોકોમાં ત્રાસ વર્તાવનારા મુખીને ઘર લૂંટીને ઠાર મારી નાખીને રાજલા નામનો બારૈયો, બાદરણ તાલુકાના સીસવા ગામનો ડાભલો અને મહેમદાવાદ તાલુકામાં નામદારિયો બહારવટે નીકળ્યા હતા અને પોતપોતાની ટોળીઓ જમાવીને ધાડો પાડતા, લૂંટો ચલાવતા અને ખૂનો પણ કરતા હતા.

આ પરિસ્થિતિને ખૂબ જ વણસાવી મૂકે એવી એક ઘટના અને એણે સારીયે જનતાને તેમજ સરકારને ખળભળાવી મૂકી. એ ઘટનાના મૂળમાં હકિકત એ હતી કે ધર્મજના એક પાટીદારના ઘરનોકર બાબર દેવાને સાધારણ ચોરી કરવાની ટેવ હતી. ભોગજોગે એક ચોરી થઈ અને પેટલાદ તાલુકાના ફોજદારને એના ઉપર શક આવ્યો. ફોજદારે તપાસ કરી પણ ચોરીનો મુદ્દામાલ કે એણે જ ચોરી કરી છે એવો કોઈ ચોકસ પુરાવો પણ મળ્યો નહિ. આમ છતાંય કેવળ શકને કારણે કંઈ નહિ કરવાનો વિશ્વાસ આપીને પોતાની પાસે બોલાવી ફોજદારે એને કેદમાં પૂર્યો અને ખોટા પુરાવા ઉભા કરી એને સજા કરાવવા યત્ન કરવા માંડયો. ગામના મુખીએ બાબરની માને ખૂબ હેરાનગતિ પહોંચાડી, વૃદ્ધ માતા બાબરને મળવા જેલમાં ગઈ અને પુત્રને જોઈ ખૂબ રડી પડી. માતાને દુઃખનું કારણ પૂછતાં વૃદ્ધાએ જણાવ્યું કે 'ગામનો મુખી મને ખૂબ કનડે છે. તારા જેવો બહાદુર પુત્ર હોવા છતાં મુખીના હાથે મારે અનહદ ત્રાસ વેઠવો પડે છે.' વૃદ્ધ માતાને વિપદમાં પડેલી જોઈ બાબરના દુઃખ અને ઉશ્કેરાટનો પાર રહ્યો નહિ. મોકો મળતાં એ પેટલાદની જેલમાંથી નાસી ગયો અને પરબાર્યો પોતાના ગામમાં જઈ એણે પોતાની માને હેરાન કરનારા મુખીને ગોળીએ દીધો.

મુખીનું ખૂન કર્યા પછી છૂપાતા રહેવા સિવાય બાબર માટે હવે કોઈ બીજો કોઈ આરોવારો રહ્યો નહોતો. આમ છૂપાતા રહેતાં એણે પોતાના ગુજરાન માટે ધાકધમકીથી પૈસા પડાવવા માંડયા. આ પ્રવૃત્તિમાં એને જોઈતા જોડીદારો પણ જડી આવ્યા. એમ કહેવાય છે કે એ પોતે લૂંટફાટ કે ધાડના કામો પસંદ કરતો નહિ. પોતાને જોઈતા પૈસા એ પૈસાદારોને ચીઠીઓ લખી મેળવી લેતો, પણ એના જોડીદારો એના નામે ધાડો પાડતા અને લૂંટો પણ કરતા. આમ છતાંય પોતાને પકડાવી દેવાને પોલીસને બાતમી આપવા માટે એને પોતાની પત્ની, ફોઈ અને કાકાનાં ખૂનો કરવા પડયા હતાં.

બોરસદમાંથી વળી અલિયો નામનો એક બાવીશ ત્રેવીસ વર્ષનો જુવાન મુસલમાન બહારવટે નીકળ્યો હતો. છનુભાઈ ભટ નામના એક વકીલ સાથે એને એક આંબાની માલિકી સંબંધમાં વાંધો પડયો હતો. એક દિવસ એ વકીલે એ વાંધાવાળા આંબાની કેરીઓ વેડવાનો પ્રયાસ કર્યો અને અલિયાએ એને જાનથી મારી નાખ્યો. ખૂન કરીને એ બહારવટે નીકળ્યો અને બાબર દેવાને જઈ મળ્યો.

આમ આખોયે ખેડા જીલ્લો ખૂન ખરાબાથી ખદબદી રહ્યો હતો. આ માથાભારે માનવીઓને ખેડા જિલ્લાની ભૌગોલિક પરિસ્થિતિ ખૂબ જ સહાય કરી રહી હતી. બોરસદ અને આણંદ તાલુકાના ગામો પેટલાદ અને ભાદરણ તાલુકાના ગામો સાથે સંકળાયેલા હતા; એટલે એક તાલુકામાં ગુન્હો કરીને બીજી સરહદના તાલુકામાં જઈને સંતાઈ જવું એમના માટે સહેલું થઈ પડયું હતું. વળી લોકો નિઃશસ્ત્ર હતા એટલે એમના તરફથી સામનો થવાનો એ જરા જેટલોય ભય સેવતા ન હતા. ઉલ્ટો એ એમને ડરી જઈને આશરા અને રોટલો આપતા હતા. અને પોલીસ તો બહારવટિયાનું નામ સાંભળતા જ સંતાઈ જવામાં શાણપણ સમજતી હતી. ઘણીયે વેળા આ લૂંટારૂ ટોળકીઓએ તમાચા મારીને એમના હથિયારો ખૂંચવી લીધાના બનાવો બન્યા. સપાટામાં આવી જતા ખુદ પોલીસ જ એમને લાંચ–રૂશ્વતો આપીને માંડમાંડ છૂટતી હતી ત્યાં ગરીબ ગ્રામ પ્રજાનું તો વળી રક્ષણ કોણ કરે?

પ્રજા અને પોલીસ લાચાર બની જતાં બહારવટિયા અને એમની હુંફે લૂંટફાટ કરવા મંડી પડેલા માથાભારે માનવીઓ નિર્ભયતાથી પોતાનું મનફાવતું કરવા લાગ્યા. કોઈ ત્રાસી ગયેલો પ્રજાજન ફરિયાદ કરવા જવાની હિંમત કરતો તો પોલીસ એને જ ગળે પડવા માંડતી, એને જ એ લૂંટારૂને ઓળખાવવાનું કહેતી અને એને જ હેરાન કરતી. આમ દિનપ્રતિદિન થતું રહેતું હોવાથી કોઈ ઊંહ

પણ ઉચ્ચારી શકતું ન હતું અને આ પરિસ્થિતિને જિલ્લામાં કાયદા અને વ્યવસ્થાનો સારો અમલ થતો હોવા તરીકે માની લેવામાં આવતું હતું.

આ અવદશામાં પોલીસને એક ઉદ્ધારક મળી ગયો. બહારવટે નીકળેલા અલિયા સાથે દોસ્તીનો દાવો કરતો અને પોલીસખાતાના બાતમીદાર તરીકે કામ કરતો ધંધાર્થે બોરસદમાં આવી વસેલો એક પાટીદાર આ વિકટ પરિસ્થિતિના ઉકેલ માટે બહાર પડયો. એણે પોલીસ ઇન્સ્પેકટરને વાત કરી કે 'બાબર દેવો સીધી રીતે પકડાય તેમ નથી. એને પકડવા માટે અલિયાને જ પ્રથમ સાધવાની જરૂર છે. એને ખાત્રી આપો કે સરકાર તને હેરાન નહિ કરે, અને જોઇતી મદદ સરકાર આપશે.' પોલીસ ઇન્સ્પેકટરને ખબરીની સલાહ ગળે ઉતરી અને એણે પોતાના વડા અમલદારને એથી માહિતગાર કર્યો. ખેડા જિલ્લાના પોલીસ અમલદારોએ આ સલાહ માની અને એ ખબરી મારફત અલિયા સાથે વાટાઘાટ ચાલી. અલિયાને બાબરને પકડવાનું કામ સોંપાયું અને એ કામ માટે એક મુખીની બંદુક અને પાંચ પોલીસ આપવામાં આવ્યા. અલિયો ફૂટયો છે એની ગંધ બાબરને ન આવે એ માટે અલિયાને લૂંટફાટ કરવાની પણ છૂટ આપવામાં આવી.

આમ લૂંટો કરવાનો અને ધાડો પાડવાનો સરકારનો સદર પરવાનો મળવાથી અલિયાએ અને એની મદદમાં આપેલા પોલિસોએ પ્રજામાં ત્રાસ ફેલાવવામાં મણા રાખી નહિ. સર્વત્ર ભય અને ત્રાસનું વાતાવરણ જામી ગયું. બહારવટિયાની આડે આવે એવું કોઈ રહ્યું નહિ. છડેચોક એ ગામડાંઓ પર ચઢી આવતા અને લૂંટો ચલાવતા પણ એમને પકડવાની કોઇ હિંમત કરી શકતું નહિ, કારણ કે બ્રિટિશ પોલીસખાતાએ પોતાની હદના તેમજ પરહદના પોલીસખાતાને સૂચના આપી હતી કે બાબરને પકડવાનું કામ

અલિયાને સોંપવામાં આવ્યું છે એટલે એને કોઈએ પકડવો નહિ કે હેરાન કરવો નહિ.

ગાયકવાડના એક જવાબદાર પોલીસ અધિકારીને આ ખાનગી સરક્યુલર મળતા એમની અજાયબીનો પાર રહ્યો નહિ. એ પોલીસ અધિકારીએ બાદરણ તાલુકાના કણુઝટ ગામના બાબરના સાળા મોતીને ચેતવ્યો કે અલિયો ખૂટયો છે, બાબરને પકડવાને એને ખેડા જિલ્લાની પોલીસે બંદુકો તથા માણુસોની મદદ આપી છે. મોતી આથી ચોંકી ઉઠયો. અલિયો બાબરના મિત્ર તરીકે એને ત્યાં અવારનવાર આવતો હતો; અને બાબરની હિલચાલથી માહિતગાર રહેતો હતો. વડોદરાના પોલીસ અધિકારીએ ચેતવ્યા પછી અલિયો મોતીને મળવા આવ્યો અને બાબરના ખબર પૂછવા લાગ્યો પણ મોતીએ એને જરાકે કોઠું આપ્યું નહિ. અલિયાની આશા પર પાણી ફરી વળ્યું. પોતાની નિષ્ફળતાની ગંધ પણ પોલીસખાતાને એણે આવવા દીધી નહિ. એણે તો પોલીસની મદદનો પૂરેપૂરો લાભ ઉઠાવવા માંડયો.

આમ મહિનાના મહિના નીકળી જવા છતાંય અલિયો બાબરને પકડી શકયો નહિ એટલે પોલીસખાતુ નિરાશ થયું. પોતાની આ અશક્તિ છૂપાવવાનો એણે નવો કીમિયો શોધી કાઢયો. લોકો બહારવટિયાઓને આશરો આપે છે એટલે એ પકડાતા નથી એવો આક્ષેપ કરતો રિપોર્ટ મુંબઈ સરકારને કર્યો અને બોરસદ તાલુકામાં કાયદો અને વ્યવસ્થા જાળવવા વધારાના ચારસેંહ પોલીસ રાખવાની સૂચના કરી. આ વધારાની પોલીસનો વરસ દહાડે અઢી લાખ ખર્ચ થવાનો હિસાબ કરી એ ખર્ચ તાલુકાના એકસો ને ચાર ગામના પાકી ઉંમરના બધા સ્ત્રીપુરૂષોના માથાદીઠ અઢી રૂપિયાનો વેરો નાખીને વસુલ કરવાની યોજના પણ સરકારને પેશ કરી. ખેડા જિલ્લાના અમલદારોની આ યોજના મુંબઈ સરકારે મંજુર રાખી.

હરેક હેડિયાવાળા સ્ત્રીપુરૂષને માથે નાખવામાં આવેલો આ વેરો એડીશનલ પોલીસ પ્યુનીટીવ ટેક્સ બોરસદની જનતામાં 'હેડિયા-વેરા'ના નામે જાણીતો થયો. એ હેડિયાવેરો વસુલ કરવાને ઘરદીઠ હેડિયાવાળા માણસોની ગણતરીના પત્રકો થયા. ચોર કોટવાળને દંડે એ પરિસ્થિતિ ઉભી થયેલી જોઇ લોકો થંભી ગયા. લોકોએ આ પરિસ્થિતિમાંથી ઉગરવાનો વિચાર કર્યો અને બોરસદ તાલુકા સમિતિને આ બાબત હાથ ધરવા વિનંતિ કરી. બોરસદ તાલુકા સમિતિએ લોકોની માગણી પર વિચાર કરી એ હિણપતભર્યો હેડિયાવેરો ન ભરવાને સત્યાગ્રહ કરવાની પરવાનગી આપવા અને લડતને દોરવણી આપવા ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિને વિનંતિ કરી. ગુજરા-તના સુબા તરીકે પ્રસિદ્ધિ પામેલા અને ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખપદે બિરાજતા વલ્લભભાઇ પટેલે આ બાબતનો નિર્ણય કરવા જિલ્લાના બધા કાર્યકર્તાઓને બોલાવ્યા. તેમને બધીયે બાબત-ની સમજણ પાડી અને તાલુકાઓના એકેએક ગામ ફરીને પૂરેપૂરી માહિતી અને સાબિતી મેળવીને રજુ કરવાની સૂચના આપી. સર્વ માહિતી અને સાબિતી મળી જતાં એ પર વિચારણા કરવામાં આવી અને સત્યાગ્રહ કરવાની પરવાનગી આપવામાં આવી.

આ પરવાનગી મળ્યા પછી સત્યાગ્રહ કરવાનો પ્રસ્તાવ સર્વા-નુમતે પસાર કરવા બોરસદ તાલુકા પરિષદ મળી. પરિષદમાં સાઠેક ગામના લોકો આવ્યા. પંદરેક હજારની માનવમેદની અને પોલીસ અમલદારો તથા રિપોર્ટરોની હાજરીમાં ગુજરાતના સૂબા વલ્લભભાઈ-એ વિદ્યુત સમી વેગીલી વાણીમાં તાલુકામાં પ્રવર્તી રહેલી પરિસ્થિતિનું વર્ણન કરતું વ્યાખ્યાન કર્યું; અને વધુમાં જણાવ્યું કે:—

" જે ખૂની એક લૂંટારો હતો, તેના હાથમાં એક બીજા લૂંટારાને પકડવા માટે બંદુકો આપવી પડે એ સરકાર માટે કેટલું શરમભરેલું છે! તે તો સરકારનું નહિ, પણ બહારવાટિયાનું જ રાજ્ય

થયું. બહારવટિયાને મદદ કરવા માટે લોકો પર દંડ મૂકવામાં આવ્યો; હવે સરકારે બહારવટિયાને મદદ કરી, જેના હાથમાં બંદુકો આપી તેનો શો દંડ કરવો? તેનો દંડ તો એક ઇશ્વર કરનાર છે.

"સરકારના પાણી વળતાં હોવા જોઇએ, તેનો દિવસ આથમતો હોવો જોઇએ, નહિ તો તેને આમ ખૂનીની દોસ્તી કરવી પડે નહિ. હથિયારો હાથમાં આવ્યા પછી એ જ માણસે કેટલાં બધાં ખૂન અને લૂંટો કર્યાં, જે સરકાર ન જાણતી હોય તેમ ન જ હોય. સરકારનો હેતુ બાબરને આની મદદથી પકડવાનો હશે, પણ લોકોને શી ખબર કે સરકારનો શો હેતુ હતો? સરકારે જાહેર કરવું જોઇએ કે તેણે ભૂલ કરી છે. અત્રિયે જે જે અત્યાચારો ગરીબ પ્રજા ઉપર કર્યાં હોય તેની જવાબદારી સરકારની જ છે."

બહારવટિઆઓને પકડવામાં મદદ ન કરવાનું આળ ચઢાવતો ખેડાના કલેક્ટર અને મુંબઇ સરકાર વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર વલ્લભભાઈએ પરિષદ સમક્ષ રજુ કર્યો અને પોલીસ ખાતાની સર્વ કારવાઈ ખુલ્લી પાડી દીધી.

પરિષદે સત્યાગ્રહ કરીને હૈડિયાવેરો ન ભરવાની તૈયારી કરવા જનતાને આદેશ આપતો ઠરાવ 'મહાત્મા ગાંધીની જય' અને 'વન્દેમાતરમ'ની ઉદ્‌ઘોષણા વચ્ચે સર્વાનુમતે પસાર કર્યો, ઉત્સાહ અને ઉમંગ વચ્ચે આમ બોરસદ તાલુકા પરિષદની પૂર્ણાહુતિ થઈ.

સરકારે એક બહારવટિયાને પકડવા બીજા બહારવટિયાની દોસ્તી કરી, એને બંદુકો આદિ હથિયારો પૂરા પાડી ખૂનો થવા દીધા, પોલીસે એના અનેક ગુન્હાઓ વિષે આંખઆડા કર્યા, વગેરે ગંભીર આક્ષેપો એક મહિના સુધી રાતદિવસ બોરસદ તાલુકાના ગામડે ગામડે ફરીને ગુજરાતના સુબા–વલ્લભભાઈએ ઉઘાડે છોગ સરકાર ઉપર મૂકયા અને સારાયે તાલુકાનું વાતાવરણ વીજળી વેગે ફેરવી નાખ્યું.

બોરસદ તાલુકાની આ લડત રાજ્યસત્તાથી થતાં અન્યાય સામે પ્રજામાં સુષુપ્ત રહેલી પ્રચંડ શકિતનું સરકારને ભાન કરાવવાની એક અમૂલી તક હતી; અને એ તક ઝડપી લેવાને જનતા જબ્બર જોમ અને જોશથી બહાર પડી.

બ્રિટિશ સરકારના સડેલા શાસનતંત્રની સામે આખરે અહિંસક સત્યાગ્રહ–સંગ્રામના રણશીંગા ફૂંકાયા; અને લોકો એ લડતમાં ઝૂકી પડયા. ખેડા જિલ્લાના ખડતલ ખેડૂતોને–એમાં ય વળી ખાસ કરીને પાટીદારોને કેમ લડવું એ કંઇ થોડુંક જ શીખવવું પડે છે? એ તો એમનો જાણે જન્માસદ્ધ હક્ક જ છે.

સત્યાગ્રહ સંગ્રામના સુસંચાલન માટે દરબાર શ્રી. ગોપાળદાસ દેસાઈની સીધી દેખરેખ અને અનુભવી આગેવાની નીચે બોરસદમાં સત્યાગ્રહ સંગ્રામની વડી છાવણી ખુલ્લી મુકાઇ, ગામેગામ સ્વયં-સેવકોની ભરતી, એમની વ્યવસ્થા, કાર્યકર્તાઓનો પ્રચાર કાર્યક્રમ, રોજ–બ–રોજના બનાવોના ખબર અને એ બનાવો અંગે જરૂરી સૂચનાઓ આપતી પત્રિકાઓ, લોકોની ઉપર નાહક ઠોકી બેસાડેલો એ હીણપતભર્યો હૈડિયાવેરો વસુલ કરવા માટેના સરકારના પ્રયત્નોથી

અવારનવાર ઉપસ્થિત થવા પામતી પ્રત્યેક પરિસ્થિતિના ઉકેલની યોજના વગેરેની પાકી ગોઠવણ કરવામાં આવી.

સત્યાગ્રહ-સંગ્રામની વડી છાવણીએ બોરસદ તાલુકાના જુદા જુદા ગામોના જૂથો પાડી મુખ્ય મુખ્ય ગામોમાં સત્યાગ્રહ-કેન્દ્રો સ્થાપ્યા અને એ કેન્દ્રોમાં અનુભવી અને સેવાભાવી કાર્યકરોને સત્યાગ્રહસંગ્રામની સંચાલનની સર્વ જવાબદારી સાથે નીમ્યા. આ પ્રત્યેક સત્યાગ્રહ-કેન્દ્રના કાર્યકરની મદદમાં ગામના ભોમિયા સ્થાનિક સ્વયંસેવકો રાતદહાડો તૈયાર રહે અને કાર્યકરની પ્રત્યેક સૂચનાને તાબડતોબ અમલમાં મૂકે વગેરે વ્યવસ્થાનો બોજ પ્રત્યેક ગામડાએ સ્વેચ્છાએ ઉપાડી લીધી.

હૈડિયાવેરો વસુલ કરવાનું કામ મહેસુલી નિયમ મુજબ થવાનું હતું અને એમાં મહેસુલી ખાતા સાથે પોલીસખાતું પણ સામેલ હતું. થાણદાર એ વેરો વસુલ કરવા જપ્તી લઇ આવે ત્યારે પોલીસે એને સહાય કરવાનું હતું; એટલે ગામલોકોને એ બેવડા ત્રાસમાંથી બચાવવા સત્યાગ્રહ-સંચાલન સમિતિને નવી નવી કરામતો કરવી પડી. દરેક ગામમાં મહેસુલી અને પોલીસ ખાતાની પ્રત્યેક પ્રવૃત્તિ પર બારીક તપાસ રાખવાને રાતદહાડો નજર નાખતા એકાદ બે સ્વયંસેવકોને ફરતા રાખ્યા. એ સ્વયંસેવકોને મળેલી માહિતી આસપાસના ગામોને પહોંચતી કરવા માટે એક તદ્દન નવીજ તરકીબ શોધી કાઢવામાં આવી. એ કાર્ય માટે ગામની ભાગોળે આવેલાં ચબૂતરા કે ઊંચા ઝાડ પર એક એક નગારૂં બાંધવામાં આવ્યું અને ગામમાં મહેસુલી અને પોલીસખાતાની પ્રત્યેક હિલચાલ ઉપર બારીક નજર રાખી રહેલા સ્વયંસેવકોનો સૂચના આપતો સંકેત સાંભળવામાં આવતાં જ નગારૂં વગાડીને આસપાસના બધાય ગામોને ખબર આપવા બબ્બે સ્વયંસેવકો રાત અને દહાડો સચેત બેસતા રાખ્યા. આમ એક ઠેકાણેથી અવાજ સંભળાય એટલે બીજા નગારાં વાગવા માંડે અને

લોકો પોતપોતાના કામકાજ ઝડપથી આટોપી લઈને બારીબારણાં બંધ કરી દઈને ઘરમાં ભરાઈ બેસી રહે અગર તો સીમમાં ચાલ્યા જાય એવી સૂચના ગામેગામ આપી દેવામાં આવી.

લોકોએ લડતની આ પ્રકારની વ્યૂહરચનાને ઉમંગથી અપનાવી લીધી અને શીઘ્ર જ એનું સુંદર પરિણામ આવ્યું. હૈડિયાવેરો વસુલ કરવાને થાણદારો પોલીસોનો સાથ સાધી ગામો પર અચાનક છાપો મારવા લાગ્યા, મધરાત કે પાછલી રાતના દોડાદોડી કરીને થાકયા પાકયા ગામમાં આશાભેર આવતાં જ એમને નિરાશાનો પાર રહેતો નહિ; કારણ કે ગામમાં સોપો પડેલો જણાતો મુખી, મતાદાર કે રાવણિયો પણ નજરે પડતો નહિ. થાકીને લોથપોથ થઈ ગયા પછી શરીરમાં નવી સ્ફૂર્તિ આણવાને એમને ચાહપાણી કે બીડી યે મળવાના સાંસા પડવા લાગ્યા. ભોગજોગે એકાદ જપ્તી થવા પામતી તો એ જપ્તીનો માલ ઉઠાવી લઈ જવાને મજૂર ન મળતા. પોલીસને હુકમ કરવામાં આવતા એ પણ એ કામ કરવાને સાફ ઈન્કાર સંભળાવી દેતા અચકાવા લાગ્યા નહિ. આવી અવદશાથી અમલદારો અકળાઈ ગયા અને જાણે ગામડાઓમાંથી બ્રિટિશ અમલ ઉઠી જવા જેવું વાતાવરણ ઊભું થઈ ગયું.

ગામડાઓના કરતાં તાલુકાના મુખ્ય ગામ બોરસદની પરિસ્થિતિ સાવ જુદા જ પ્રકારની હતી. આસપાસના અનેક ગામોના હટાણાનું એ મુખ્ય બજાર હતું એટલે દરરોજ જીવનની જરૂરીઆતની ચીજ-વસ્તુઓ ખરીદવાને લોકોની ત્યાં મોટી સંખ્યામાં અવરજવર થયા કરતી. આવા લોકોને પકડીને મામલતદારની કચેરીમાં ઊભા કરવામાં આવવા લાગ્યા અને એમની જડતી લેતાં મળી આવતા પૈસા પડાવી લઈને એમના હૈડિયાવેરા પેટે વસુલ થવા લાગ્યા. વેપારીઓ અને દુકાનદારો પણ આ વેરાની વસુલાતમાંથી બાકાત નહોતા એટલે એ પોતાની દુકાનો ઉઘાડી રાખતાં જ એમના પર દરોડા પડવા લાગ્યા અને દુકાનોનો માલ જપ્ત થવા લાગ્યો. આ

પરિસ્થિતિનો પણ સુંદર રીતે ઉકેલ કરવામાં આવ્યો. દિવસભર દુકાનો બંધ રાખવાનો અને રાત્રે સાતથી દુકાનો ઉઘડવાનું નક્કી કરવામાં આવ્યું. અને એની ગામેગામ ખબર આપી દેવાઇ. અને પછી તો દિવસભર ઉજ્જડ રહેતી બોરસદની બજાર રાત્રે માનવ હીલચાલથી ધમધમવા લાગી.

અજબ જેવું તો એ બન્યું કે બહારવટિયાની બ્હીકથી ધોળે દિવસે ય ગામમાં હરવા ફરવા ન નીકળતી જનતા અજવાળી કે અંધારી રાતે આસપાસના નજીકના તેમજ દૂરના ગામોથી નિર્ભય રીતે બોરસદ આવવા લાગી. છૂટથી પૈસા ઉછાળતા અને માલ લઇ જતા આવતા લોકોની અતૂટ અવરજવર ચાલુ રહી; અને સરકારના હાથ હેઠા પડયા.

હૈડિયાવેરો વસુલ કરવા જતાં જમીન મહેસુલ ઉઘરાવવાની મુશ્કેલી ઉભી થઇ. બહારવટિયા અને ચોર ડાકુને આશરો આપવાના આરોપવાળી પ્રજા પાસેથી જમીન મહેસુલ કેમ વસુલ કરવું એ સરકાર માટે ગૂઢ કોયડો બન્યો. લોકો પણ જમીન મહેસુલ ભરે એ હૈડિયા વેરા પેટે જમા ન થાય એની સરકાર પાસે ખાત્રી માગવા લાગ્યા. જમીન મહેસુલ ભરવા અંગે કોઇ ગેરસમજુતી ઉભી ન થવા પામે એની તકેદારી રાખવામાં આવી. જિલ્લાના કલેકટરે અને અન્ય નાનામોટા અમલદારોએ નવી પરિસ્થિતિ ઉભી થાય તો સરકારને જબ્બર ખાડામાં ઉતરવાની ભીતિની જાણ કરી. સરકારને પોતાની ભૂલ સમજાઈ ગઇ પણ એમાંથી ઉગરવાનો ઉપાય એને એકાએક ન સૂઝયો.

આ અરસામાં જ બાબર દેવાને પકડવા માટે અલિયાને હથિયારો આપી જરૂર પડતી લૂંટ કરવાની છૂટ આપતો અને એ કામ કરતા અલિયાને કોઈ સરકારી અમલદાર પકડે નહિ એવી ખાનગી સૂચના આપતો જિલ્લાના મુખ્ય અમલદાર તરફથી નીકળેલો સરકયુલર વલ્લભભાઇના હાથમાં આવ્યો. એમણે એ સરકયુલર 'યંગ ઇન્ડિયા'

માં પ્રસિદ્ધ કરાવ્યો; અને સરકારની બધીયે ચાલબાજી ઉઘાડી પાડી દીધી. સરકારની ભોંઠપનો પાર રહ્યો નહિ. સરકારે જાત તપાસ કરીને આ વાતનો જલ્દીથી નિકાલ કરી નાખવા પોતાના ગૃહમંત્રીને બોરસદ મોકલ્યા.

મુંબઇ સરકારનો ગૃહમંત્રી–હોમ મેમ્બર–હોટસને બોરસદની કચેરીમાં તાલુકાની પ્રજા, મુખી–મતાદારો, મહેસુલી અને પોલીસ અમલદારોની એક સભા ભરી. લોકોની મોટી ઠઠ વચ્ચે હોટસને વેરો ન ભરવાનાં કારણો ગામડાના આગેવાનોને પૂછ્યા. આગેવાનોએ એક પછી એક ઉભા થઈ એક જ સૂરે એના કારણો રજુ કર્યાં કે પોલીસ ખાતાની ગ્રશમપોશીથી બહારવટિયા ઉભા થયા, પોતાનો સ્વાર્થ સાધવાને એમની દોસ્તી કરી, એમને હથિયારો આપ્યા અને ધાડો પાડવાની છૂટ આપી; લોકો અસહકારી હોવાથી બહારવટિયા મોકલી લૂંટાવરાવાની ધમકી આપી, એની નબળાઇથી પ્રજા ત્રાસી ગઈ અને ન્યાય માગવા જતાં ચોર કોટવાળને દંડે એમ અમારા ઉપર હૈડિયાવેરો નંખાયો. આ અન્યાય દૂર કરવાને, અમલદારોની સાવ ઠેકાણે લાવવાને અને સરકારની આંખ ઉઘાડવાને જ લોકોએ સત્યાગ્રહ આદર્યો છે.

હોટસન તો આ હકીકત સાંભળીને હેબતાઇ ગયા. સરકારી અમલદારો લોકોની નિર્ભયતાથી ડઘાઇ ગયા; પણ પોતે દોષિત હોવાથી કંઇ પણ કરવાને અશક્ત નીવડયા. હોટસને મુંબઇ જઈને ગવર્નરને સર્વ હકીકત જણાવી અને બીજે જ દિવસે મુંબઈ સરકારે હૈડિયાવેરો રદ કરવાની અને વસુલ થયેલી રકમ અને જપ્ત થયેલી મિલ્કત જેની હોય એને પાછી સોંપવાની જાહેરાત કરી. સર્વત્ર આનંદ ઉમંગ છવાઇ ગયા.

વલ્લભભાઈની કુનેહ, કાર્યકુશળતા, ખરા સમયે જ ધા મારવાની હિંમત અને સમયસૂચકતાથી બોરસદની પ્રજાની જીત થઇ, સત્યાગ્રહ સર્વાંશે સફળ નીવડયો અને જનશક્તિની સર્વત્ર વાહવાહ પોકારાઇ.

૨૭

રાજકીય ઝંઝાવાતના સમયમાં ઉદ્ધત પશુબળને પ્રચંડ પડકાર આપીને તેમજ ન્યાય અને સ્વાતંત્ર્યનું સર્વસ્વના ભોગે પણ સંરક્ષણ કરીને ગુર્જર–વલ્લભભાઈએ આપણી અનોખી આબરૂ દેશભરમાં જામે એવું ઉત્તમોત્તમ ખમીર ગુજરાતમાં પ્રકટાવ્યું છે.

વલ્લભભાઈ તો ગુર્જર–પ્રજા જીવનના સાચા શિલ્પી–ઘડવૈયા છે; અને એક રાગ, સંગીન સંગઠન તેમજ પ્રગતિશીલ કાર્ય એમની પ્રસિદ્ધ પ્રણાલી છે. પ્રજાકીય પ્રવૃત્તિઓના એ પ્રમુખપ્રણેતા અને રચનાત્મક કાર્યોના રસિયા છે. એકતાન બની દેશની કોઈપણ પ્રકારે સેવા કરવી, દેશની ભિન્ન ભિન્ન કોમ વચ્ચે યત્નપૂર્વક ઐક્ય સાધવું, દેશની સામાજિક, આર્થિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવાને રાતદહાડો ઊંડી વિચારણા કરવી, સમાજમાં ઘર ઘાલી બેઠેલી વહેમ-ભરી અનિષ્ટ માન્યતાઓ અને બુરી બદીઓ દૂર કરવી વગેરે એમની અત્યંત પ્રિય પ્રવૃત્તિઓ છે.

ગુજરાતના જાહેર જીવનમાં નૂતન પેઢીના ઉગતા બુદ્ધિમાન યુવાનોને યોગ્ય સ્થાન મળે; તેઓ સંપૂર્ણ જવાબદારીથી, ઝડપથી આગળ વધે અને રાષ્ટ્રોન્નતિની સર્વદેશીય પ્રવૃત્તિઓમાં પ્રમુખ રહે એ જોવાને 'અમારા સરદાર' સદૈવ આતુર જ રહ્યા છે.

મહાસભાએ સ્થાનિક સંસ્થાઓ હાથ કરવાનો નિર્ણય કર્યો અને દેશનેતાઓને પોતપોતાના પ્રાંતોમાં રચનાત્મક કાર્યો ઉપાડી લેવાનો આદેશ આપ્યો. 'ગુજરાતના સુબા' તરીકે વલ્લભભાઈએ મહાસભાના એ નિર્ણય અને આદેશને અપનાવી લીધા; અને એને મૂર્ત સ્વરૂપ આપવાની પ્રવૃત્તિઓ ઉત્સાહભેર આરંભી દીધી. ગુજ-

રાતની પુનઃ રચનાનું કાર્ય એમણે ઝડપભેર ઉપાડી લીધું અને પોતાના પ્રાંતમાં રચનાત્મક કાર્યો ઊંડી જડ ઘાલે એવા અનેક યત્નો એમણે આદરી પણ દીધા.

તરિયા તોરણ બંધાયા અને શહેરની સ્થાપના થઈ એ સમયથી માંડીને અત્યાર સુધી અમદાવાદની આબરૂ ગુજરાતના રડતી સુરતવાળા રાજનગર તરીકે જ અંકાતી આવી છે. હિન્દના બગીચા ગણાતા ગુજરાતનું પાટનગર નજરે કરીને નિહાળવા મોગલ સમ્રાટ જહાંગીર ઠેઠ દિલ્હીથી અમદાવાદના આંગણે આવ્યો પણ ખૂબસુરત શહેર જોવાના એના ખ્યાલ ખોટા પડયા; એનો એકપણ રસ્તો, શેરી કે પોળ ધૂળ સિવાય બનેલા ન જોઈ એના ઉત્સાહ અને ઉમંગ ઓસરી ગયો; અને પોતાની રોજનિશીમાં અમદાવાદને ગુજરાતના રમણિય રાજનગરના બદલે ધૂળાબાદ અને બીમારીસ્તાન તરીકે ઓળખાવીને એણે અમદાવાદ પ્રત્યેનો પોતાનો ઊંડો અણગમો ઉઘાડે છોગ જાહેર કર્યો.

ગુજરાતના પાટનગરની આમ છડેચોક થતી બદબોઈ અને 'ધૂળાબાદ' કે 'બીમારીસ્તાન' તરીકે ઇતિહાસના પાને અંકાયેલી એની કલંકકથા કાયમના માટે ભૂંસી નાખવાને જ્યારથી કરમસદ છોડીને અમદાવાદને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું ત્યારથી જ વલ્લભભાઇ વિચારી રહ્યા હતા. મહાસભાના નિર્ણય અને આદેશથી 'અમારા સરદાર' ને શહેરની એ અવદશા ટાળવાનો અચ્છો મોકો તેમજ સમય મળી ગયો. આ ભગીરથ કાર્યને સાંગોપાંગ પાર ઉતારવાને એમણે સૌથી પ્રથમ શહેર સુધરાઈનો વહીવટ સંભાળી લેવાને કમર કસી.

૧૯૨૧ની સાલની અસહકાર ચળવળમાં મહાસભાના આદેશાનુસાર સરકારને શાસનકાર્યમાં સહકાર ન આપવાની તેમજ સરકારી શાળાઓ–કોલેજોનો બહિષ્કાર પોકારવાની પ્રવૃત્તિ પુરજોશથી ચાલી

રહી હતી ત્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીને બરતરફ કરી એનો વહિવટ સરકારે નીમેલી કમિટીએ કરવા માંડયો હતો; અને ત્યારે શહેરમાં પ્રજાકીય કેળવણી મંડળ નામનું એક મંડળ સરકારની દરમિયાનગીરી વગર શાળાઓ ચલાવવાનું કાર્ય ઉપાડી લેવા માટે વલ્લભભાઇના પ્રમુખપણા નીચે ઊભું થયું હતું આ મંડળે દર મહિને દશ હજાર કરતાં વધારે રકમ ખર્ચીને ત્રણ ત્રણ વર્ષ સુધી ખાનગી શાળાઓ ચલાવી હતી. આ શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા સાત હજાર કરતાં વધારે હતી, જ્યારે સરકારે નીમેલી સમિતિ હસ્તક ચાલતી શાળાઓમાં ત્રણચાર હજાર વિદ્યાર્થીઓ જ રહ્યા હતા. આ પ્રવૃત્તિઓના પ્રતાપે જ અમદાવાદમાં પ્રાથમિક શાળાઓમાં લેવાની ફી સદંતર બંધ થઈ હતી અને આમજનતાએ અક્ષરજ્ઞાન છૂટથી લેવા માંડયું હતું. નેતાઓના આ કાર્યની ત્યારથી જ ભુરીભુરી પ્રશંસા થઈ રહી હતી એટલે જનતાએ વલ્લભભાઈના નૂતન રચનાત્મક કાર્યને સર્વ પ્રકારે સાથ આપવાને તાબડતોબ તત્પરતા દાખવી.

અસહકારની ચળવળનો અંત આવ્યો અને સરકારને અમદાવાદ મ્યુનિસિપાલિટીનો વહીવટ નાગરિકોને પાછો સોંપી દેવો પડયો. ફરીથી ચૂંટણી કરવાનું ઠર્યું: આ ચૂંટણીમાં પ્રજાના સાચા સેવકોને વિજય અપાવવાનું બીડું વલ્લભભાઇએ ઝડપી લીધું અને એ માટે એમનો પોતાનો પક્ષ ઊભો કરી જુદાજુદા વોર્ડોમાંથી ઉમેદવારો ઊભા કર્યા. ચૂંટણીમાં પણ તો ભારે જંગ જામ્યો અને વલ્લભ-ભાઇનો પક્ષ બહુમતીથી મ્યુનિસિપાલિટીમાં દાખલ થયો. શહેર સુધરાઇના ચૂંટાઇ આવેલા સર્વ સભ્યોએ 'અમારા સરદાર' ને સર્વાનુમતે મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે સ્થાપ્યા. આ ચૂંટણીજંગમાં 'અમારા સરદાર' ની સંગઠન અને કાર્ય કરવાની અપૂર્વ ક્ષમતાનો સર્વને અચ્છો પરિચય પણ થવા પામ્યો.

ચૂંટણીમાં અપૂર્વ ફત્તેહ મેળવી લોકમાન્ય સભ્યોએ શહેર સુધરાઇનો વહીવટ સંભાળી લીધો. શહેર સુધરાઈ સાથેસાથ રાષ્ટ્રીય

સંસ્થા બની અને ત્રિરંગી રાષ્ટ્રધ્વજ એના તમામ મકાનો પર ફરકતા થયા. પ્રાંતની ભાષામાં—ગુજરાતી ભાષામાં કાર્યક્રમો જાહેર થયા અને સુધરાઈની ભાષા પણ ગુજરાતી જ નક્કી થઇ. સારૂં યે વહીવટી કામ પણ શુદ્ધ અને સરકારી ઓફિસોના કરતાં યે વિશેષ નિયમિત બન્યું. પ્રજા પણ મ્યુનિસિપાલીટીના કામકાજમાં ઊંડો રસ લેવા લાગી.

નાના નાના કાર્યોમાં પણ પોતાનું જ ધાર્યું કરાવવાના વલ્લભભાઈ મમતીલા છે અને કોઇ હેતુનું સમર્થન કરવામાં અંગત જોખમ વહોરી લેવામાં પણ સાવ લાપરવાહ છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં પ્રજાસેવકો ચૂંટાઇને આવ્યા હતા ત્યારે શેઠ કસ્તુરભાઈ લાલભાઈ અને શેઠ અંબાલાલ સારાભાઇ સરકાર તરફથી નીમાઈને આવ્યા હતા. શહેર સુધરાઇના વહીવટ માટેની કોઇપણ કમિટીમાં તેમને લેવાને વલ્લભભાઈ ઇચ્છતા ન હતા એટલે ખાનગીમાં આ બન્ને શેઠીઆઓ 'આવા ભેદભાવ રાખવા ન જોઈએ' એમ કહેવા લાગ્યા. વલ્લભભાઈને એ વાતો કાનો પર અથડાણી અને એમણે સીધો સટ ઉત્તર આપી દીધો કે "હું પક્ષીય સરકારમાં માનું છું અને એક જ હૃદયના માણસો જ્યાંસુધી જોડે ન હોય ત્યાંસુધી કોઇ કાર્ય બરાબર થતું નથી તેનો મને અનુભવ છે, છતાં તમને ખાત્રી ન થતી હોય તો તમે તમારો પોતાનો પક્ષ સ્થાપો અને અમે બધો કારભાર તમને સોંપી દેવાને તૈયાર છીએ." કહેવાની જરૂર નથી કે શેઠ અંબાલાલ અને શેઠ કસ્તુરભાઇએ એવો પ્રયાસ કર્યો પણ ખરો અને એમાં એમને નરી નિષ્ફળતા સાંપડી હતી.

અસહકારના યુગમાં આમ જનતાને અક્ષરજ્ઞાનથી વંચિત રાખનારા પ્રજાકીય કેળવણી મંડળનું ઋણ અમદાવાદ વિસરી ગયું ન હતું. એ મંડળના નાણા ઉધરાવવાનું મ્યુનિસિપલ ચૂંટણીની ગોઠવણ થઈ ત્યારથી બંધ રહ્યું હતું એટલે એ મંડળે ખર્ચ કરવા સારૂ જે

દેવું કર્યું હતું એ પતાવી દેવા અમદાવાદ મ્યુનિસિપાલિટીએ દોઢ લાખ રૂપિયાનો ચેક પ્રજાકીય કેળવણી મંડળના મંત્રીને મોકલી આપ્યો અને તેમાં સરકાર પણ કોઇ જાતની રોકાણ કરી શકી નહીં.

આ વખતે મી. ગેરેટ નામનો અંગ્રેજ અમદાવાદનો કલેકટર હતો; અને મ્યુનિસિપલ મીટીંગનું કામ કેવી રીતે ચાલે છે એ જોવાને એક બે વખત ગયેલ, ત્યારે મ્યુનિસિપાલિટીના પ્રમુખ વલ્લભભાઇએ કે મ્યુનિસિપાલિટીના કોઈપણ સભ્યે તેમના તરફ ખાસ વિવેક અગર ખુશામત જેવું બતાવ્યું નહોતું. કલેકટર કોઇ સામાન્ય સદ્‌ગૃહસ્થ હોય તેમ આવીને બેઠા અને મ્યુનિસિપલ મીટીંગનું વ્યવસ્થિત કામકાજ જોઇને પ્રસન્ન થયા હતા.

અમદાવાદ મ્યુનિસિપાલિટીના ઘડતર અને વિકાસમાં વલ્લભભાઈએ ઘણો કીંમતી ફાળો આપ્યો છે. એનો મોભો વધારવા અને એના હક્કોની જાળવણી માટે એ સરકાર પક્ષ સાથે લડતા અને મ્યુનિસિપાલિટીમાં એક ચક્રે રાજ્ય કરતા. પ્રજાકીય હિત સાચવનારા સભ્યોની સીધી દેખરેખ નીચે જ્યાંસુધી અમદાવાદ મ્યુનિસિપાલિટી નહોતી આવી ત્યાંસુધી મોટા સરકારી અમલદારો અને કેન્ટોનમેન્ટના લશ્કરી અફસરો મ્યુનિસિપાલિટી તરફથી અપાતા પાણી માટે એક પાઇ પણ આપતા ન હતા. વલ્લભભાઇના ધ્યાન પર આ વાત આવી. એમણે આ બાબતમાં પત્રવ્યવહાર ચલાવ્યો, કડકાઇથી કામ લીધું અને એમની પાસેથી કરનાં નાણાં બરોબર વસુલ પણ કર્યાં.

શહેર સુધરાઈના પ્રમુખ તરીકે શહેરની સર્વોત્તમ સેવા બજાવવા 'અમારા સરદાર' મ્યુનિસિપલ વહીવટ પર બારીક નજર રાખતા; અને પોતે બપોરના બાર વાગ્યાથી ઓફિસમાં જઈ કોઈની ફરિયાદ હોય તો એ સાંભળી એનું નિરાકરણ કરતા અને ગરીબ પ્રજાજનને કોઈ સતાવે નહિ તે તરફ ધ્યાન રાખતા. શહેરની અનેક જરૂરિયાતો

પુરી પાડવામાં એ પાછી પાની ભરતા નહિ. એમના અવિરત યત્નોના પ્રતાપે જ આખા શહેરને ડ્રેઇનેજ મળી અને પૂરતું પાણી પણ મળ્યું. શહેરના રસ્તા સુધારવા પાછળ તેમજ લોકોની સુખ–શાંતિ માટે પણ એમણે અથાગ શ્રમ ઉઠાવ્યો હતો.

ગુજરાતના પાટનગર તરીકે અમદાવાદે પોતાની મહત્તા ગુમાવી હતી; અને ગંદકી અને ધૂળ નીચે પોતાની શકલ બદસુરત બનાવી હતી. આ વસ્તુ વલ્લભભાઈને સાલી રહી હતી. શહેરની ગંદકી અને ધૂળ દૂર કરવા માટે એમણે કમર કસી. પોળો અને શેરીઓ સાફ કરનારા સ્વયંસેવકોની એમણે ટુકડીઓ ઉભી કરી અને પોળેપોળે અને શેરીએશેરીએ સભાઓ ભરીને જનતાને સ્વચ્છતા સમજાવતા ભાષણો કરવાની યોજના ઘડી કાઢી. અને પછી તો સારાયે શહેરમાં ધમાલ ચાલી અને સ્વયંસેવકોને સાથ આપવા શહેરીઓ પણ બહાર પડયા. જોતજોતામાં કાળજૂના કચરા ઉંચકાઇ જવાયા અને પોળો અને શેરીઓ છણુછણુતી છીંકો આવે એવા સાફ અને સ્વચ્છ થઇ ગયા. શહેરમાં ગટરો અને આસ્ફાલ્ટના રસ્તા થયા અને સારાયે શહેરની રોનક બદલાઇ ગઈ.

શહેરના સ્વાસ્થ્યની સાચવણી અંગેની જહેમત પણ જાણવા જેવી છે. એમના યત્નના લીધે જ અમદાવાદ આજે વાડીલાલ સારાભાઇ હોસ્પીટલ જેવી સુંદર અને અદ્યતન સાધનસામગ્રી સંપન્ન હોસ્પીટલ ધરાવી શકે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં આ હોસ્પીટલ અંગે અનેક મતભેદો હતા. અનેક મુશ્કેલીઓ હોવા છતાંય વલ્લભભાઇના વ્યકિતત્વના પ્રભાવથી અને પરિશ્રમથી આ સુંદર અને સ્તુત્ય કાર્ય પાર પડ્યું અને એના સંચાલનની પણ સરસ વ્યવસ્થા થઈ ગઇ.

અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં સભ્ય તેમજ પ્રમુખ તરીકે 'અમારા સરદારે' જે કાર્યશક્તિ દાખવી છે, એમાંથી તો દેશને

નવી જ પ્રેરણા મળી છે. દેશનેતાઓને માનપત્રો આપવાની પહેલ તો હિન્દભરમાં અમદાવાદની મ્યુનિસિપાલિટીએ જ કરી છે.

વલ્લભભાઈએ અમદાવાદ શહેરને વિસ્તૃત બનાવ્યું છે, શહેરની સુખાકારી સુધારી છે, પ્રાથમિક શાળાના શિક્ષકોમાં દેશભક્તિની ભાવના જાગૃત કરી છે અને સુધરાઈ કમીશ્નર તથા આરોગ્ય અધિકારીઓમાં લાભકારી ભયની લાગણી પણ પેદા કરી છે. શહેરના પ્રથમ શહેરીનો આદર્શ ખરેખર એમણે જ પૂરો પાડ્યો છે.

અમદાવાદના આજના રાજમાર્ગો, સોસાયટીઓ, મિલઉદ્યોગ, મજુર-પ્રવૃત્તિ અને એની આબેહૂબ તથા આબાદીની પાછળ વલ્લભભાઈના પરિશ્રમ અને પ્રેરણાનો ઇતિહાસ છૂપાયો છે. આજનું અમદાવાદ 'અમારા સરદાર'નું અમર સ્મારક છે.

નૈસર્ગિક આપત્તિઓ, રાજદ્વારી ઝંઝાવાતો અને આમજનતાની અનેકવિધ યાતનાઓને પોતાની બનાવીને એ દુઃખ અને મજબનાક આફતોનો હિંમતપૂર્વક સામનો કરવાની પ્રજાને દોરવણી અને હામ આપવામાં 'અમારા સરદાર' સદૈવ સૌથી મોખરે જ રહ્યા છે.

૧૯૨૭ની સાલના જુલાઇ માસના છેવટના ભાગમાં ગુજરાત–કાઠિયાવાડ કુદરતના કારમા કોપનું ભોગ બન્યું. એકાએક આભમાં કાળાં વાદળાંઓ ચઢી આવ્યાં, પવન જોરથી સુસવાટા મારતો ફૂંકાવા લાગ્યો અને વરસાદ મુશળધારે વરસવા માંડયો.

વરસાદે પોતાનું વિકરાળ સ્વરૂપ વિકસાવ્યું અને ગુજરાત–કાઠિયાવાડને—નર્મદાની ઉત્તરથી માંડીને ઇડર સુધી ગુજરાતને અને રાધનપુરથી માંડીને રાણપુર સુધીના કાઠિયાવાડને જોતજોતામાં જળબંબાકાર કરી મૂકયા. સાબરમતી, મહી, વાત્રક, વિશ્વામિત્રી, અને નર્મદામાં પ્રચંડ પૂર આવ્યાં. નાની નાની નદીઓએ વિરાટ રૂપ ધારણ કરી ભારે તાંડવ નૃત્ય કર્યું.

ચાર પાંચ દિવસના ગાળામાં પચાસ ઇંચ જેટલો વરસાદ પડયો. ઢોર ઢાંખર અને રાચરચીલાં સહિત ગામનાગામો ભોંય ભેગાં થઇ ગયાં. હજારો લોકો નિરાધાર બની ગયા, પાક નાશ પામ્યો અને તાર, ટપાલ તથા રેલવેનો વહેવાર પણ તૂટી ગયો. બ્રિટિશ અને દેશી રાજ્યોનો પ્રદેશ મળીને ઓછામાં ઓછાં ચાર હજાર ગામો આફતમાં આવી પડયાં. એમાં પચાસથી સાઠ ટકા જેટલાં ગામોમાં તો નેવુ ટકા ઘરો પડી ગયાં.

માનવસંહારની કરૂણુ કરચલીઓ સારા યે દેશના મુખ પર છવાઈ ગઈ. વલ્લભભાઈ તો કંપી ઉઠયા. એ કંપનના પ્રતિધ્વનિ રૂપે સારા યે દેશના જનહૃદયમાં અનુકંપા જન્મી. આ સંહાર-તાંડવામાંથી યે માનવતાના અમોલ બોલ પડયા અને માનવતાની છોળોથી ગુજરાત એક અને અવિભક્ત દેખાયું.

આફતોમાં સપડાયેલા પાડોશીઓ અને ગ્રામજનોને મદદ કરકરવાનું કામ લોકોએ આપોઆપ ઉપાડી લીધું. લોકો આ આપત્તિમાં ન્યાત જાતના અને ઊંચ નીચના ભેદો ભૂલી ગયા અને તેને પહોંચી વળવા માટે વલ્લભભાઈની આગેવાની નીચે સજ્જ થઈ ગયા. એક રાતભરમાં તો બે હજાર સેવકો રાહત કાર્ય માટે તૈયાર થઈ ગયા અને સરકારી અમલદારોને આપત્તિનાં વિસ્તાર અને ગંભીરતાનો ખ્યાલ આવે તથા તેને પહોંચી વળવાના ઉપાયો લેવાને તેઓ તેમના ઉપરી અમલદારોની સલાહ લે તે પહેલાં તો મહાસભાનું રાહતકાર્ય પૂરજોશમાં સર્વત્ર ચાલુ થઇ ગયું. નિરાધારો માટે ખાવાનું તથા કપડાં આપવાનું, ઢોર ઢાંખર ને ઘાસદાણો પૂરો પાડવાનું અને ઘરબાર વિનાના થઇ પડેલાંઓને ધર્મશાળા કે નિશાળના મકાનમાં અગર તો ગામના ચોરાના મકાનમાં રાખવાનું કામ ગામડે ગામડે હાથ ધરાયું.

દેશભરમાં સતત મુસાફરી કરવાને લીધે ગાંધીજીનું શરીર લથડી રહ્યું હતું એટલે તેઓ મ્હૈસુર રાજ્યમાં પોતાની તબિયત સુધારી રહ્યા હતા. ગુજરાત પર રેલસંકટના વર્તી રહેલા ત્રાસથી તેઓ ત્રાસી ઉઠયા અને તેમણે રાહત કાર્ય માટે ગુજરાતમાં આવવા જણાવ્યું પરંતુ વલ્લભભાઈએ તેમની માગણી નામંજુર કરી; અને અમદાવાદના મુખ્ય મથકે રેલસંકટ નિવારણ સમિતિની સ્થાપના કરી.

વલ્લભભાઇ જે કામ ઉપાડે તે આખરે પૂરૂં જ થવાનું અને જ્યારે એ સંપૂર્ણ થાય ત્યારે એની અંદરથી એક કાંકરો પણ ખસી ન શકે એટલું મજબૂત અને ટકાઉ હોય છે.

વલ્લભભાઈએ રેલસંકટગ્રસ્તોને રાહત આપવાનું કામ ઉપાડી લીધુ. પાણીથી છલકાતા વિસ્તીર્ણ પ્રદેશ પાર કરી સ્વયંસેવકોએ સંકટગ્રસ્ત ગ્રામવાસીઓને ખોરાક, કપડાં વગેરે જીવનની પ્રાથમિક જરૂરિયાતો પહોંચાડી. આ મદદમાંથી તેમણે સરકારી અધિકારીઓને પણ બાકાત ન રાખ્યા; કારણ કે આફતમાં સપડાયેલાઓને મદદ આપવામાં રાજકારણના ભેદભાવને સ્થાન નથી.

સરકારી તંત્ર તો વરસાદના પહેલા ઝાપટા અને પવનના પહેલા સૂસવાટા સાથે જ તૂટી પડ્યું હતું. મહાસભાએ અને જનતાએ ઊભું કરેલું તંત્ર જ આ ગંભીર આફતના સમયે પ્રજાની પીઠ પાછળ ઊભું હતું. સંકટના એ કારમા દિવસોના કંઈક સરકારી અધિકારીઓને પ્રજાની મદદ ઉપર જીવવું પડ્યું હતું. ખેડાના કલેક્ટરનો દિવસોથી દુનિયા સાથેનો સંબંધ તૂટી ગયો હતો. તેમને ખાસ સ્વયંસેવકો દ્વારા જાનના જોખમે વલ્લભભાઈએ ખોરાક અને બીજી જરૂરી વસ્તુઓ પહોંચાડી. તેનો તેમણે આભારપૂર્વક સ્વીકાર કર્યો હતો.

એક અઠવાડિયા સુધી સરકારનું તંત્ર તૂટી ગયું હતું અને મહાસભાના કાર્યનો વિસ્તાર અને કાર્યકર્તાઓની સંગઠનશક્તિ તેમજ વ્યવસ્થા શક્તિની કસોટી વધી ગઈ હતી. સરકારના ઉપરી અધિકારીઓ પોતાના હાથ નીચેના અધિકારીઓ પાસેથી હેવાલની રાહ જોતા હતા તે વખતે મહાસભાના કાર્યકરો અને સ્વયંસેવકો આફતનાં સ્થળોએ પહોંચી જઈ સંકટગ્રસ્તોને મદદ પહોંચાડી રહ્યા હતા. સેવાની ભાવનાથી પ્રેરાયેલા બુદ્ધિશાળી અને સાધનસંપન્ન લોક સમુદાયના સ્વાશ્રય અને પરસ્પરાશ્રયનું વિરલ દૃષ્ટાંત રજૂ કરી રહ્યા હતા.

રાહતના પ્રથમ પગલાં—સંકટગ્રસ્તોને અનાજ તથા કાપડ પૂરું પાડવાનાં પૂરાં થયાં કે સંકટગ્રસ્ત વિસ્તારોમાં સસ્તા અનાજની દુકાનો ખોલી નાખવામાં આવી હતી. ખેતીના પણ એ દિવસો હતા.

જળપ્રલયથી આગોતર પાકનું સત્યાનાશ વળી ગયું હતું. પાછોતર પાક માટે પ્રયાસ ન થાય તો જળપ્રલય ઉપર દુષ્કાળની કારમી આફત આવી ઉભવાનો ભય ડારી રહ્યો. એટલે સસ્તા અનાજ સાથે સસ્તા બીની દુકાનો પણ ખોલવામાં આવી અને ગુજરાતને ભયંકર દુષ્કાળમાંથી બચાવી લેવામાં આવ્યું.

રાહતકાર્ય ચાલ્યું તે તો આમજનતાના દાન ઉપર જ ચાલ્યું હતું. સ્થાનિક અને બહાર વસતા ગુજરાતીઓએ દાનનો પ્રવાહ રેલસંકટની નદીઓના પૂરની માફક વહાવ્યો હતો, પણ આ આફતનો વિસ્તાર એટલો મોટો હતો કે પ્રજાકીય સંસ્થાઓ તેને પહોંચી વળી શકે એમ નહોતું. ખોરાક વગેરેની તાકીદની જરૂરિયાતોની રાહત આપ્યા પછી નાશ પામેલા પાકની જગ્યાએ બીજો પાક વાવવાનો તથા ભાંગેલા ઘરો પાછા બાંધવાનો પ્રશ્ન સરકાર તથા પ્રજા સમક્ષ ઊભો થયો. ગુજરાતની પુનરરચના માટે આગળ આવીને સરકારે ખેડૂતને છૂટે હાથે તગાવી આપીને તેમની ખેતી તથા કુટુંબોને બચાવવા જોઈએ અને ભાંગેલા મકાનો ફરીવાર ઊભા કરવા માટે સરકારે જ મદદ કરવી જોઈએ એમ સર્વત્રથી અભિપ્રાય વ્યક્ત થઈ રહ્યો.

બીજો પાક વાવવા માટે વધુ દિવસો જાય એ પાલવે એમ હતું જ નહિ. અને સરકાર તો રાહત આપવાની બાબતમાં વિમાસણમાં પડી હતી અને વિધિનિષેધના વાંધા રજૂ કરતી હતી. પરંતુ ગુજરાતના પ્રબળ લોકમત તથા વલ્લભભાઈની કુશળતાને વશ થઈ મુંબઈની સરકારને બળદો, ખેતીના ઓજારો, ઘર બાંધવાનો સરસામાન તથા દાણા ખરીદવાને હલકી શરતોથી ખેડૂતોને લોન આપવા માટે દુકાળ ફંડમાંથી એક કરોડ ચોપન લાખ રૂપિયાની રકમ રાહત માટે આપવાની ફરજ પડી. વલ્લભભાઈની વ્યવસ્થાશક્તિની ખાત્રી પામેલ સરકારે તેમની સાથે અથડામણમાં આવવાનો કે તેમની અવગણના કરવાનો માર્ગ છોડી તેમની સાથે સહકારનો માર્ગ સ્વી-

કાર્યો; અને ગુજરાતની પુનરરચના માટે ઉપરોક્ત રકમ સરકારી નોક- રોના હાથે મનસ્વીપણે નહિ પણ વલ્લભભાઇની ગુજરાત રેલસંકટ નિવારણ સમિતિની મારફત જ ખર્ચવાનું કબૂલ રાખ્યું.

મહાસભાનું સંગઠન એટલું સુવ્યવસ્થિત હતું કે રાહત આપનારી બીજી સંસ્થાઓ અને સરકારને પણ રાહતકાર્ય માટે તેનો ઉપયોગ કરવો પડયો. તે વખતના મુંબઈ સરકારના નાણામંત્રીએ આણંદ અને નડિયાદમાં મળેલી ' શિક્ષક પરિષદ ' માં વલ્લભભાઈ તથા બીજા કાર્યકર્તાઓને આમંત્રણ આપ્યું. અને મહાસભાની સંસ્થાઓની મારફતે રાહત આપવાનો સ્વીકાર કર્યો.

સરકારી મદદ ઉપરાંત મહાસભા અને બીજી સંસ્થાઓ મારફતે ત્રીસ લાખ રૂપિયા એકઠા કરી રાહત માટે વાપરવામાં આવ્યા હતા. આમ સરકાર, વડોદરા રાજ્ય, મહાસભા તથા બીજી રાહતકાર્ય માટે ઊભી થયેલી રાહત સંસ્થાઓએ એકત્ર મળી મહાસભાની આગે- વાની નીચે લગભગ એક વરસ સુધી રાહતનું કાર્ય કર્યું. આ બાબતમાં મુંબઈ સરકારના નાણામંત્રી સર ચુનીલાલ મહેતાને એવો મીઠો અનુભવ થયો કે મુંબઇની ધારાસભામાં બજેટ રજુ કરતી વખતે તેમણે મહાસભા તથા તેના મહાન નેતાની ખુલ્લા દિલથી પ્રશંસા કરીઃ—

" તાત્કાલિક રાહત આપવા માટે હિંમત, ઝડપ અને સાધનોની આવશ્યકતા હતી. ઉત્સાહી સ્વયંસેવકોની ટુકડીઓ સંકટમાં સપડાયેલા- ઓની મદદે જઇ પહોંચી અને કેટલાક લોકોને મરતાં બચાવ્યા તથા ખોરાક કપડાં પહોંચાડયાં એને માટે માન ઉપજે છે."

"વણિકવૃત્તિ ગુજરાત થોડાં વરસ પહેલાં નિઃસ્વાર્થ જાહેર કાર્યની વાત કરી શકે એમ નહોતું. ગ્રામજનતાની સેવા અર્થે ધાર્મિક વૃત્તિથી કાર્ય કરનાર સ્વયંસેવકો તૈયાર કરવામાં તેમણે લીધેલો શ્રમ સફળ થયો છે તથા ગુજરાત વિદ્યાપીઠના સ્વયંસેવકોએ પોતાના પ્રિય નેતાની ગેરહાજરીમાં પણ આવી આપત્તિને સમયે પોતાની ફરજ

બહુ સારી રીતે અદા કરી છે તે જાણીને મહાત્મા ગાંધીને ભારે સમાધાન થયું હશે. રાહતકાર્યની જવાબદારી માથે લઈ શ્રી. વલ્લભભાઈએ તે કેવી કુશળતાથી પાર પાડ્યું એ જગજાહેર છે. આ બધા કાર્યકર્તાઓ નાફેરવાદી પક્ષના હતા પરંતુ તેમણે જોયું કે આ સરકારથી અળગા રહેવાનો કે તેનો વિરોધ કરવાનો અવસર નથી એ બહુ સંતોષની વાત છે.

"મારી અંતરની અભિલાષા છે કે મહાત્મા ગાંધીએ ધાર્મિક વૃત્તિથી સેવા કરવાનું વાતાવરણ પેદા કર્યું છે તે કાયમ રહો."

વાલ્મિકી, મિંઢોળા અને પૂર્ણા નદીઓના જળપ્રવાહથી સદૈવ પ્લાવિત રહેતા ગુજરાતના સુરત જિલ્લાના બસેંહ બાવીસ ચોરસ માઈલના ક્ષેત્રફળના વિસ્તારમાં વસેલા એકસો સાડત્રીસ ગામડાંઓનાં બનેલા બારડોલી તાલુકાનો એ ૧૯૨૮ની સાલનો બેડો બળવો પ્રાચીન-યુગના ધઝરાયલીઓના આઝાદી જંગ અને મધ્યકાળના જાલીમ ઝારોના જુલમોથી ઉગરવા ટાટર લોકોએ આદરેલા અવિરત યુદ્ધની અમર યાદ આપી રહ્યો છે.

સુરત જિલ્લાની પૂર્વ બાજુએ આવેલા બારડોલી તાલુકાની ઉત્તરે અસ્ખલિત પ્રવાહે વહતી તાપી નદી વહે છે અને પૂર્વ, પશ્ચિમ તથા દક્ષિણ દિશાએ ગાયકવાડી હદ આવેલી છે. તાલુકાનો ઉત્તર વિભાગ ખેતી માટે ફળદ્રુપ છે, જ્યારે પશ્ચિમ વિભાગ જંગલી અને 'દાદરિયા' છે અને એથી જમીન નબળી અને હવાપાણી નબળા છે. તાલુકાની જનસંખ્યા સત્તાશી હજારની છે અને એમાં મોટા ભાગની વસ્તી કણબી, અનાવલા, બ્રાહ્મણ, વાણિયા અને કાળીપરજ અથવા રાનીપરજ લોકોની છે. કણબી અને અનાવલા જમીનની માલિકી ધરાવનારા અને જાતે ખેતી કરનારા છે; જ્યારે વાણિયાઓના હાથમાં જમીન ઘણી હોવા છતાં તેઓ જાતે ખેતી કરનારા નથી. જમીનના મૂળ માલિકો રાનીપરજ લોકો હતા, પણ અત્યારે તો તેઓ ખેતીની મજૂરી કરે છે.

સેંકડો વર્ષો થયાં જમીનનો માલિક એ જમીનનો ભોગવટો કરનાર ખેડૂત મનાતો આવ્યો છે, સરકાર માલિક નથી; પણ અંગ્રેજ સરકાર તો જમીનની માલિક થઈ બેઠી છે અને વધારેમાં વધારે

મહેસુલ ઉત્પન્ન કરવાનું એને સાધન માને છે. આ જમીનમહેસુલ ઠરાવવામાં ખેડૂતોનો અભિપ્રાય લેવામાં નથી આવતો, એને કહેવામાં આવે છે કે આટલું તારે આપવું પડશે, તને પરવડે તો ભર, નહિ તો જમીન છોડ. જમીનમહેસૂલ એ જમીનની આવક ઉપર એક પ્રકારનો કર છે; ભાડું નથી. આમ છતાંય સરકાર જમીનની માલીક થઈ પડી છે અને જમીનમહેસુલના કાયદાની આકરામાં આકરી કલમો, ખેડૂતથી જમીનમહેસુલ ન ભરી શકાય તો ખેડૂતની હજારગણી કિંમતની જમીન ખાલસા કરવાનો સરકારને અધિકાર આપનારી રાક્ષસી કલમો સરકારે માની લીધેલા માલિકીહકમાંથી ઉત્પન્ન થયેલ છે.

હિન્દના અન્ય કોઇપણ પ્રાંતના કરતાં મુંબઈ પ્રાંતમાં માથાદીઠ જમીન મહેસુલનો દર વધારે છે એટલે કે માથાદીઠ બે રૂપિયા અને એકર દીઠ દર ગુજરાતના જિલ્લાઓમાં વધારેમાં વધારે છે; એટલે કે એકરે ચાર રૂપિયા છે. અને વળી ગુજરાતમાંય સુરત જિલ્લામાં વધારેમાં વધારે એટલે એકરે પાંચ રૂપિયા નવ આના છે.

જમીનમહેસુલને લગતી બારડોલી તાલુકાની જમાબંધી છેલ્લી ૧૮૯૬ની સાલમાં થઈ હતી. આવી આકારણી દર વીસ ત્રીસ વર્ષે કરવાની ચાલી આવતી પ્રથા પ્રમાણે સને ૧૯૨૬માં નવી જમાબંધી થવાનો સમય આવી પહોંચ્યો અને એ કામ સનંદી નોકરીવાળા શ્રી. જયકરને સોંપવામાં આવ્યું શ્રી. જયકર ત્યારે સુરતના ડેપ્યુટી કલેકટર હતા અને એમને આવા કામનો કશો જ પૂર્વ અનુભવ નહોતો ૧૯૨૫ની સાલની શરૂઆતમાં તેમણે કામ શરૂ કર્યું અને પાંચ મહિનામાં બારડોલી અને ચોર્યાસી તાલુકાઓનાં 'રિવિઝન' તૈયાર કરીને સરકારને મોકલી આપ્યાં. શ્રી. જયકરે આખા તાલુકામાં ચાલતા મહેસુલના દરમાં પચીસ ટકા વધારો સૂચવ્યો પણ ત્રેવીસ ગામોને નીચલા વર્ગમાંથી ઉપલા વર્ગમાં ચડાવ્યાં એટલે એ ગામો ઉપર

ઉપલા વર્ગના વધારે મહેસુલનો અને મહેસુલના વધારેલા દરનો એમ બેવડો મારો પડયો અને આખાયે તાલુકાનું મહેસુલ ત્રીસ ટકા વધી ગયું. મૂળ મહેસુલ રૂા. ૫,૧૪,૭૬૨ હતું તેને બદલે તે રૂા. ૬,૭૨,૨૭૩ નું કરવાની ભલામણ થઇ.

આ ભલામણના સમર્થનમાં શ્રી. જયકરે કેટલાંક કારણો પણ આપ્યાં હતાં, પરંતુ દલીલો આગળ એ કારણો ટકી શકે એવાં નહોતાં. બારડોલીના ખેડૂતોને લાગ્યું કે તેમની મહેસુલમાં વધારો થવો ન જોઇએ કારણ કે સરકારને તેમની જમીનમાં જે કાંઈ વધારે ઉત્પન્ન થતું દેખાતું હતું, તે તો મહેનત અને નાણાંનો બોજ આપીને તેમણે કરેલી જમીનની સુધારણાનું પરિણામ હતું. મહેસુલ વધારવું જ ન જોઇએ એમ ન કહેતાં તેમણે તો એક નિષ્પક્ષ તપાસ સમિતિ નીમીને મજુરી, ભાવો, રસ્તાઓ, આર્થિક સ્થિતિ તેમજ કરવેરાની તપાસ કરીને મહેસુલ વધારવું જોઈએ કે નહિ તથા વધારવું હોય તો કેટલું વધારવું એ નક્કી કરવાને વિનંતિ કરી. દાખલા દલીલોથી આ વધારો અન્યાયી સાબિત થાય એમ હતું છતાં ય એ દલીલોને સરકારે સાવ અવગણી કાઢી. એ પછી પણ બંધારણીય રીતે આ અન્યાય દૂર કરાવવાના પ્રયત્નો થયા. ધારાસભાના સભ્યોએ પણ પ્રયત્નો કર્યા છતાંય કાંઈ વળ્યું નહિ; એટલે ' અમારાથી કાંઇ થઈ શકે એમ નથી એવો ધારાસભ્યોએ એમને સ્પષ્ટ ઉત્તર આપી દીધો.

ધારાસભ્યોએ પોતાનાથી કાંઇ થઇ શકે એમ નથી એવો ઉત્તર આપવાથી લોકોમાં ભારે નિરાશા પ્રસરી ગઇ. આખરે એમણે મદદ માટે વલ્લભભાઈ પર મીટ માંડી. લોકોના પ્રતિનિધિઓ અમદાવાદ ગયા. અને વલ્લભભાઇને બારડોલી આવી ખેડૂતો પાસે સત્યાગ્રહની લડત લડાવવાની વિનંતી કરી. વલ્લભભાઇએ તેમને શાંતિથી સાંભળ્યા પછી જણાવ્યું કે " તમે પાછા બારડોલી જાઓ, એકલો વધારો

નહિ પણ આખું મહેસુલ ન ભરવાને માટે ખેડૂતો તૈયાર હોય અને તેમ કરીને છેક ફના થવા તૈયાર હોય તો હું આવવા તૈયાર છું પણ તમે આખા તાલુકામાં ફરી વળો અને લોકો શું ધારે છે તે મને તમે ફરી પાછા આવીને જણાવો."

કાર્યકરોએ બારડોલી પાછા આવી ગામડે ગામડે ફરી ખેડૂતોને પૂરેપૂરા ચકાસી જોયા; અને અમદાવાદ આવી વલ્લભભાઈને બારડોલીના ખેડૂતોની તૈયારીથી માહિતગાર કર્યા. વલ્લભભાઈને બારડોલીના ખેડૂતોનું દુ:ખ વસી ગયું. તેમણે બારડોલીના કાર્યકરોને 'બાપુજી'ની સંમતિ લેવાની ભલામણ કરી. તેઓ ગાંધીજી પાસે ગયા અને લડત માટે સંમતિ આપવાને વિનંતિ કરી. "વલ્લભભાઈને લડત વ્યાજબી લાગતી હોય તો મારે એટલું જ ઇચ્છવું રહ્યું કે વિજયી ગુજરાતનો જય હો." એમ કહેતાં ગાંધીજીએ ભાવી લડતને આશીર્વાદ પણ આપ્યા.

ગાંધીજીના આશીર્વાદ મળી જવા છતાંય વલ્લભભાઈએ લોકોની નાડ તપાસ્યા વિના કોઈ પગલું ભરવાની ઉતાવળ ન કરી. વલ્લભભાઈએ બારડોલી આવી સૌથી પ્રથમ કામ કરનારાઓને તપાસ્યા, અને તેમને જણાયું કે તેમને સત્યાગ્રહ કરવાની ચળ નહોતી, તેઓ તો હજાર વાતનો વિચાર કરીને પગલું ભરવા માગતા હતા, અને કેટલાકને લડત ચલાવવાની લોકોની શક્તિ વિષે સ્પષ્ટ અશ્રદ્ધા હતી. આ પરિસ્થિતિને પામી જઈ વલ્લભભાઈએ ગામોના પ્રતિનિધિઓને બોલાવ્યા. અગણ્યાશી ગામોના માણસ આવ્યા. બધાય કાંઈક જવાબદારીવાળા માણસો હતા, સારા સારા ખાતેદારો હતા. અને લોકોના મોટા ભાગે જાહેર કર્યું કે વધારેલું મહેસુલ અન્યાયી છે અને ન જ ભરવું જોઈએ વલ્લભભાઈએ એક પછી એક માણસને સવાલ કર્યો અને જાહેર ભાષણ કરીને ચેતવણી આપી કે—" મારી સાથે ખેલા ન થાય. બિનજોખમી કામમાં હું હાથ ઘાલનારો નથી. જેને

જોખમ ખેડવાં હોય તેની પડખે હું ઉભો રહીશ. ૧૯૨૧માં આપણી કસોટી થવાની હતી, પણ ન થઈ. હવે સમય આવ્યો છે. પણ તમે તૈયાર છો ? આ એક તાલુકાનો પ્રશ્ન નથી, અનેક તાલુકાઓ અને જીલ્લાઓનો છે. તમે હારશો તો બધાનું ભાવી બગડશે."

આખરે સાત દિવસ વધારે વિચાર કરવા, શાંતિથી બધાં જોખમોનો વિચાર કરી નિશ્ચય કરવા તેમણે લોકોને સલાહ આપી તેમજ સરકાર સાથે મસલત કરવાનું પણ જણાવ્યું અને નિષ્પક્ષ પંચ નીમવાની સૂચના સરકાર સ્વીકારે તો સત્યાગ્રહ કરવાનું પગલું લેવાની જરૂર ન પડે એમ પણ જણાવ્યું.

બારડોલીના લોકોની ખૂબ ખૂબ તાવણી કર્યા પછી વલ્લભભાઈ અમદાવાદ ગયા અને મુંબઈના ગવર્નરને કાગળ લખી આખી વસ્તુસ્થિતિ વર્ણવી. સરકારની જમીન મહેસુલની નીતિને લીધે કમનસીબ ગુજરાતને કેટલું વેઠવું પડયું છે તે જણાવ્યું અને વધુમાં લખ્યું કે:—" મારી વિનંતી એટલી જ છે કે લોકોને ન્યાય આપવા ખાતર સરકાર ઓછામાં ઓછું એટલું કરે કે નવી આકારણી પ્રમાણે મહેસુલ વસુલ કરવાનું હમણાં મુલતવી રાખે અને આખો કેસ નવેસરથી તપાસી જાય. આ તપાસમાં લોકોને પોતાની હકીકત રજૂ કરવાની તક મળે અને તેમની રજુઆતને પૂરતું વજન આપવાની ખાતરી આપવામાં આવે. આ લડત જે તીવ્ર સ્વરૂપ પકડે એવો સંભવ છે તે અટકાવવી આપના હાથમાં છે; અને તેથી આપને માન સાથે આગ્રહ કરું છું કે લોકોને પોતાનો કેસ નિષ્પક્ષ પંચ સમક્ષ રજૂ કરવાની તક આપો. આ બાબતમાં આપ નામદારને એમ લાગે કે આ બાબતમાં રૂબરૂ મળવા જેવું છે તો બોલાવો ત્યારે આપને મળવા આવવા હું તૈયાર છું."

આ કાગળનો એક ટૂંકો અને ટચ જવાબ ગવર્નરના પ્રાઇવેટ સેક્રેટરીએ લખ્યો અને તેમાં જણાવવામાં આવ્યું કે "તમારો કાગળ

નિકાલ માટે મહેસુલ ખાતા તરફ રવાના કરવામાં આવ્યો છે! મહેસુલ ખાતાના જવાબની રાહ જોવાઇ પણ જવાબ ન આવ્યો. એટલે વલ્લભભાઇ બારડોલી આવ્યા અને ખેડૂતોને મળ્યા. ખેડૂતોના સેવકો ગામે ગામ ફરી વળ્યા હતા. તેમણે એક પ્રતિજ્ઞા ઉપર ખેડૂતોની સહીઓ લીધી હતી અને સહી કરનારા આગેવાનોને ભેગા કર્યાં હતા. વલ્લભભાઇએ એકે એક ગામના માણસોને ફેરવી ફેરવીને સવાલો પૂછ્યા. સૌના જવાબમાં સાચનો રણકાર હતો, શેખી નહોતી; પણ સાચી દૃઢતા અને મક્કમતા હતી અને પરિસ્થિતિનું ભાન હતું. મસલત સભાનો રંગ જોઇ વલ્લભભાઈએ પોતાના ભાષણમાં લોકોને ખૂબ ચેતાવ્યા; અને જોખમના કામને વિસ્તારથી સમજાવતાં જણાવ્યું કે:

"મેં સરકારને કાગળ લખ્યો હતો અને તેમાં નિષ્પક્ષ પંચ નીમવાની ભલામણ કરી હતી. તેનો જવાબ મને એવો મળ્યો છે કે તે કાગળ મહેસુલ ખાતામાં વિચાર અને નિકાલ માટે મોકલ્યો છે. એ જવાબ જ ન કહેવાય. સરકારનો જમીનમહેસુલનો કાયદો ભારે અટપટો અને ગુંચવણ ભરેલો છે. એ એવી રીતે ઘડેલો છે કે સરકાર તેનો જ્યારે જેવો ધારે તેવો અર્થ કરી શકે. જુલમીમાં જુલમી રાજ્યમાં થઇ શકે એવો આ કાયદો છે. એટલે કે તેમાંથી જેવો અર્થ જોઇતો હોય તેવો અમલદારો ઉપજાવી શકે.

"મહેસુલ વધારો અન્યાય નહિ પણ ગેરકાયદેસર પણ છે. કલમ ૧૦૭ પ્રમાણે આજે મહેસુલ આકારાય છે ને લેવાય છે, તે કલમની રૂએ ખેડૂતને નીપજ થાય તે ઉપર જે કાયદો નહે તેના ઉપર મહેસુલ આકારનું ધોરણ મૂકેલું છે. આ ધોરણની વિરુદ્ધ તે બધું કાયદા વિરુદ્ધ ગણાય. એટલે આ વર્ષે બારડોલી તાલુકા પર સરકારે જે નવી આકારણી કરેલી છે તે જમીન મહેસુલના કાયદાની વિરુદ્ધ જઇને કરેલી છે.

"મુદ્દાની વાત એ છે કે સેટલમેન્ટ ઓફીસરે જેમણે આ

તાલુકાની સ્થિતિનો મૂળ તપાસ કરીને સરકારમાં રિપોર્ટ રજૂ કર્યો તેમણે તો કાયદાને વળગીને જ કામ કરેલું. જો કે પોતાને તો એની વિરુદ્ધ પણ ખૂબ ફરિયાદ છે. સેટલમેન્ટ ઓફીસરે પોતાનો જે રિપોર્ટ કર્યો તે ૧૦૭મી કલમને આધારે જ કરેલો, છતાં જ્યારે તે રિપોર્ટ સેટલમેન્ટ કમિશ્નર પાસે ગયો ત્યારે તેમણે તેને સાવ ફેરવી નાખ્યો અને કોડની કલમને ઊંચી મૂકી ભાડાની આંકણી અથવા ગણોતના દર વધ્યા છે એટલી જ બીના ઉપર આંકણીનું ધોરણ રચ્યું. સરકારે પણ આમ થઈ શકે કે નહિ તે કાયદાની દૃષ્ટિએ વિચારવાનું બાજુએ મેલી કમિશ્નરની ભલામણને ધોરણે જ ગામોનાં વર્ગીકરણની રચના ફેરવી નાખી. તેમ થતાં જે ગામો નીચલા વર્ગમાં હતા તે ઉપલા વર્ગોમાં મૂકાયાં અને પરિણામે મૂળ રિપોર્ટની આકારણીને ધોરણે જેમના ઉપર વીસ ટકા વધારો આવતો હતો તેમના ઉપર સાઠ ને છાસઠ ટકા વધારો ચોંટ્યો.

"જે ગામડાં ઉપર આવો અણુધાર્યો બોજો નાંખવામાં આવ્યો તેમને તો ખબર પણ નથી અપાઇ કે તમારૂં આમ થયું, નથી તેમની પાસેથી આ સામેના વાંધા માગવામાં આવ્યા. જે કંઈ થયું છે તેમાં માત્ર ઉતાવળ અને ભૂલો જ કરી છે. સરકારને ઓણુ સાલ જ નવી આકારણીનો અમલ કરવાની ઉતાવળ હતી. તેણે ધાર્યું કે જમીન મહેસુલના કાયદાની ઝીણવટો ભાગ્યે જ કોઈ સમજતું હોઇ તેમાં જેમ કરીશું તેમ ચાલશે. જ્યારે આમ કર્યું ત્યારે તમારી જોડે વિચાર કરી લઈને મેં સરકારને કાગળ લખ્યો કે આ બાબતમાં સરકાર તરફથી ઘણી ભૂલો થઈ છે. પણ મને જવાબ મળે છે કે તમારો કાગળ વિચાર થવા મોકલ્યો છે! વિચારમાં ઢીલ થઇ શકે, પણ અહીં હપ્તો શરૂ થયો તેનો વિચાર કોણ કરી શકે? કાગળનો નિકાલ થતાં સુધી હપ્તો મુલતવી રાખવાનું કહીએ તો સરકાર થોડું જ મોકુફ રાખે તેમ છે? આ રાજ્યમાં પૈસો લેવાનો હોય તેમાં મીનમેખ ન થાય;

તે તો વખતસર, નિયમસર અને વ્યાજ સહિત જ લેવાય. આ સ્થિતિમાં મારે સરકારને વધુ શું કહેવાપણું હોય? હું તો તમને જ સલાહ આપી શકું અને તમારા પોતાના જ જોર પર.

"આપણે બીજા બધા જ ઉપાયો અજમાવી ચૂક્યા, હવે કોઇ સાંભળે એ આશા ખોટી છે; તો છેવટનો એક જ ઉપાય હવે બાકી રહ્યો છે, અને કોઇપણ પ્રજા માટે એ એક જ ઉપાય છેવટના તરીકે રહેલો છે. તે બળની સામે બળ સરકાર પાસે તો હકુમત છે, તોપ-બંદૂક છે, પશુ બળ છે. તમારી પાસે સાચનું બળ છે, દુઃખ સહન કરવાની શક્તિ છે. આવો આ બે બળનો મુકાબલો છે. તમારી વાત સાચી છે એનું જો તમને બરાબર ભાન હોય, આ અન્યાય છે અને તેની સામે થવું એ ધર્મ છે એ વાત તમારા અંતરમાં ઊગી ગઈ હોય, તો તમારી સામે સરકારની બધી શક્તિ કશું કામ કરી શકવાની નથી. એમને લેવાનું છે અને તમારે દેવાનું છે, તમે સ્વેચ્છાએ હાથથી ઉપાડીને ન આપો ત્યાં સુધી એ કામ કોઇ કાળે બનવાનું નથી. મહેસુલ ભરવું ન ભરવું એ તમારી ઇચ્છાની વાત છે. જ્યારે તમે એમ ઠરાવો કે અમે રાતી પાઈ ભરનાર નથી, આ સરકાર મરજીમાં આવે તે કરે, જપ્તી કરે, જમીનો ખાલસા કરે, અમે આકારણી સ્વીકારતા નથી, તો તે લેવાનું સરકારથી કદી બની શકવાનું નથી. એ કોઈપણ રાજ્યથી બની શકે તેવું નથી. જુલમીમાં જુલમી રાજ્ય પણ પ્રજા એકત્ર થાય છે ત્યારે તે સામે ટકી શકતું નથી. જો તમે ખરેખર એકમત થઈને નિશ્ચય કરતા હો કે આ મહેસુલ ખુશીથી કે સ્વેચ્છાએ નથી જ ભરવું. તો હું ખાત્રી આપું છું કે આ રાજ્ય પાસે એવું કોઇ સાધન નથી કે જે તમારો નિશ્ચય તોડાવી શકે. એ નિશ્ચય કરવાનું કામ તમારું પોતાનું છે. કોઈના ચઢાવ્યાથી, કોઈના કે મારા જેવા ઉપર આધાર રાખીને નિશ્ચય ન કરશો. તમારા જ બળ ઉપર ઝૂઝવું હોય, તમારી જ હિંમત હોય, તમારામાં આ લડત પાછળ ખુવાર થઈ જવાની શક્તિ હોય તો જ આ કામ કરજો.

"આમ લડતના જોખમો પૂરાં વિચારજો. એમાં જેટલાં મોટાં જોખમો છે તેટલાં જ મોટાં પરિણામો સમાયેલાં છે એ યાદ રાખજો. કામ જેટલું મુશ્કેલ છે તેટલું જ મહત્વનું છે. જરા સખ્તાઈ થતાં જ તમે આમાંથી ખડી જવાના હો તો તેમાં તમને એકલાને જ નહિ પણ ગુજરાતને અને આખા હિંદુસ્તાનને નુકશાન પહોંચવાનું છે. માટે જે નિશ્ચય કરો તે ઈશ્વરને હાજર સમજીને પાકે પાયે કરજો કે પાછળથી કોઈ તમારા તરફ આંગળી ન ચીંધે. જો તમારા મનમાં એમ હોય કે મીણનો હાકેમ પણ લોઢાના ચણા ચવડાવે ત્યાં આવડી મોટી સત્તા સામે તો આપણું શું ગજું, તો તમે આ વાત છોડી જ દેજો. પણ જો તમને લાગે કે આવા સવાલમાં તો લડવું જ ધર્મ છે, જો તમને લાગે કે જે રાજ્ય કોઈ રીતે ઇન્સાફની વાત કરવા તૈયાર નથી તેની સામે ન લડવું અને પૈસા ભરી દેવા તેમાં આપણી અને આપણા બાળ બચ્ચાંની બરબાદી જ થાય છે, એટલું જ નહિ પણ આપણું સ્વમાન પણ જાય છે, તો તમે આ લડત માથે લેજો.

"આ કાંઈ લાખ સવા લાખના વધારાનો કે ત્રીસ વરસના સાડત્રીસ લાખનો સવાલ નથી. પણ સાચ જૂઠનો સવાલ છે, સ્વમાનનો સવાલ છે. આ સરકારમાં હમેશને માટે ખેડૂતનું કોઈ સાંભળનાર જ નહિ એ પ્રથાની સામે આમાં થવાનું છે. રાજ્ય આખાની મદાર ખેડૂત પર છે. રાજ્યતંત્ર બધું ખેડુત પર ચાલે છે, છતાં તેનું કોઈ સાંભળતું જ નથી, તેને કોઈ દાદ દેતું નથી. તમે કરો તે બધું ખોટું જ. આ સ્થિતિ સામે થવું એ તમારો ધર્મ છે અને તે એવી રીતે સામા થવું કે જેથી ઇશ્વરને ત્યાં જવાબ દેવો પડે તે દિવસે તમને ભારે ન પડે. મિજાજ કાબૂમાં રાખીને, સાવ અડગ રહીને, સંયમ પાળીને સરકાર સામે ઝૂઝવાનું છે. જપ્તી અમલદારો આવશે, તમને ખુબ સતાવશે, ઉશ્કેરણીનાં કારણો આપશે, ગમે તેવી ભાષા વાપરશે, તમારી સતામણી કરશે અને જેટલી જેટલી તમારી નબ-

જાઇઓ તેમના જોવામાં આવશે તેટલી મારફતે તમારા ઉપર હુમલા કરવા મથશે, છતાં મુખ્ય વસ્તુ ઉપરથી તમે ન ડગશો, અહિંસાની પ્રતિજ્ઞા ઉપરથી ન ચળશો. શાંતિથી અને સંયમથી દઢ રહેજો કે અમારે હાથે કરીને સરકારને પાઇ પણ નથી આપવી, જોઇએ તો જમીઓ કરો, ખાલસા કરો, ખેતર પર જાઓ, હરરાજીઓ બોલાવો, જે કંઇ કરવું હોય તે જબરદસ્તીથી કરો. મરજિયાત કંઈ નહિ કરાવી શકો; અમારે હાથે તમને કશું નહિ મળે. એ જ આ લડતનો મૂળ પાયો છે. આટલું જો તમે કરી શકો તો ધાર્યું પરિણામ આવે જ એ વિષે મને કંઈ શંકા નથી. કારણ તમારી લડત સાચ ઉપર મંડાયેલી છે."

ગુજરાતના સુબા વલ્લભભાઈનું ભાષણ એકધારી અસર ઉપજાવી શક્યું. મસલત સભાએ વલ્લભભાઇની વાતનો વિચાર કર્યો અને છેવટે સત્યાગ્રહ કરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો કેઃ—

"અમારા તાલુકામાં લેવામાં આવતા મહેસુલમાં સરકારે જે વધારો લેવાનો જાહેર કર્યો છે તે અયોગ્ય, અન્યાયી અને જુલમી છે એમ અમારૂં માનવું છે, એટલે જ્યાં સુધી સરકાર ચાલુ મહેસુલને પૂરેપૂરા મહેસુલ તરીકે લેવા, અગર તો નિષ્પક્ષ પંચ મારફતે આ આંકણી ફરી તપાસવા તૈયાર ન થાય ત્યાં સુધી સરકારને મહેસુલ મુદ્દલ ન ભરવું; અને તેમ કરતાં સરકાર જપ્તી, ખાલસા વગેરે જે કંઇ ઉપાયો લે તેથી પડતાં સઘળાં કષ્ટો શાંતિથી સહન કરવા."

આ ગંભીર ઠરાવ ખુદાના પાક નામ વિના અને રામધૂન વિના પસાર ન થાય, એટલે ઇમામ સાહેબે કુરાને શરીફમાંથી આયત સંભળાવી અને નાચેનું કબીરનું સંગ્રામગીત આખી મસલત સભા ઝીલે એવી રીતે સંભળાવવામાં આવ્યું અને રામધૂન ચાલીઃ–

'શૂર સંગ્રામકો દેખ ભાગે નહિ,
    દેખ ભાગે સોઉ શૂર નાહીં—શૂર

કામ ઔર ક્રોધ, મદ લોભશે ઝૂઝવા,
    મંડા ઘમસાણ તંહ ખેત માંહી—શૂર

શીલ ઔર શૌચ-સંતોષ સાથી ભયે,
    નામ શમશેર તંહ ખૂબ બાજે—શૂર

કહત કબીર કોઉ ઝૂઝી હૈ શૂરમા,
    કાયરા ભાગ તંહ તુરત ભાજે—શૂર.'

## ૩૦

ગુજરાતની અસ્મિતાના જ્યોતિર્ધર વલ્લભભાઈએ બારડોલી જઈ સ્વરાજ આશ્રમમાં પડાવ નાખ્યો. તાલુકાના ગામડે ગામડે પ્રચાર શરૂ થયો અને ઢીલી કડીઓને મજબૂત બનાવવા માંડી. બારડોલી, મઢી, સરભોણ, વેડછી, વાલોડ, વાંકાનેર, વરાડ, બામણી, બુહારી, બાલદા અને બાજીપુરામાં સત્યાગ્રહ છાવણીઓ ખોલાઈ. તાલુકાના અને ગુજરાતના કસાયેલા કાર્યકરો કામે લાગી ગયા. પ્રચાર–પત્રિકાઓ, તસ્વીરો વગેરે પ્રકાશન કાર્ય પણ પૂર વેગમાં શરૂ થઈ ગયું.

લોકોની મનોદશામાં તાત્કાળ પલટો કરવા, કાયરને શૂરા બનાવવા અને મુડદામાં પ્રાણ પૂરવા માટે આખુંયે તંત્ર તૈયાર થવા માંડયું. વલ્લભભાઈ બારડોલીમાં એક ઘડી પણ બેસે એમ નહોતું. આજ સુધી લોકોને એવું વિચારવાની તાલીમ મળી હતી કે વધારા જેટલી રકમ ન ભરવી, જે જે ભાષણો થયા હતા તેમાં, ધારાસભાના સભ્યો તરફથી જે સલાહ મળી હતી તેમાં, એ જ વાત કરવામાં આવી હતી અને એ વાત મોટા ખાતેદારો ફરી ફરીને સંભળાવતા હતા. નબળા–પાતળા જે આવતા તોફાન સામે ટક્કર ઝીલી શકે એવા નહોતા તે મહેસુલ ભરી ચૂકયા હતા અને સત્યાગ્રહનો ઠરાવ છતાં પણ કેટલાક તો બારી શોધતા હતા. કેટલાક રાહ જોઈને બેઠા હતા કે "જોઈએ છીએ. એકાદ મહિનામાં તો ખબર પડી જશે કે લડત કેવી રીતે ચાલે છે, પછી આપણે પણ ઠરાવ કરીશું."

પણ લાખ વિચાર કરીને લડતનો નિશ્ચય કરનાર નાયક આ પરિસ્થિતિથી ડગે એવા નહોતા. વલ્લભભાઈ વાંકાનેર ગયા અને એક સભા ભરી. ગામના નાના મોટા લોકો અને આસપાસથી અનેક જણ

સભામાં આવ્યા. આખી યે લડતના પાયા રૂપ અને બારડોલીના ભાષણને ભૂલાવે એવું ભાષણ કરતાં વલ્લભભાઈએ જણાવ્યું કે :—

"બારડોલીમાં આજે હું એક નવી પરિસ્થિતિ જોઉં છું. અગાઉના દિવસો મને યાદ છે. તે કાળે આવી સભાઓમાં પુરૂષો જેટલી બહેનો પણ આવતી. હવે તમે પુરૂષો એકલા જ સભામાં આવો છો. તમે કહેવાતા મોટાઓનું જોઈને મલાજો શીખતા જતા દેખાઓ છો. પણ હું કહું છું કે જો આપણી બહેનો, માતાઓ, સ્ત્રીઓ આપણી સાથે નહિ હોય તો આપણે આગળ ચાલી શકવાના નથી. કાલ સવારે જપ્તીઓ આવશે. આપણી ચીજો, વાસણો, ઢોરઢાંખર લઈ જવા જપ્તીદારો આવશે. જો આપણે બહેનોને આ લડતથી પૂરી વાકેફગાર નહિ રાખી હોય, તેમને આપણી જોડે જ તૈયાર કરી નહિ હોય, આ લડતમાં પુરૂષના જેટલો જ રસ લેતી નહિ કરી હોય, તો તે વખતે તેઓ શું કરશે? ખેડા જિલ્લાના મારા આવા અનુભવોમાં મેં જોયું છે કે ઘરનું ઢોર છોડી જવામાં આવે ત્યારે સ્ત્રીઓને લડતમાં કેળવવામાં ન આવી હોય તો તેમને મોટો આઘાત પહોંચે છે. માટે તમો બહેનોને લડતમાં બરાબર કેળવો. ગમે તેટલી હાડમારી, ગમે તેટલાં દુઃખ પડે, બધું સહન કરીને પણ આવી લડતો લડવી રહી. ભલે સરકાર જમીન ખાલસા કરવાના હુકમો કાઢે, ચાહે તેમ થાય, પણ આપણા હાથ ઉપાડીને એક પૈસો પણ ન આપવાના નિશ્ચયમાંથી આપણે ન ડગવું જોઈએ.

"તમે લગ્નો લઇ બેઠા છો તે બધાં ટૂંકમાં પતાવવાં પડશે. લડાઈ જગાવવી હોય ત્યાં બીજું શું થાય? કાલ સવારે ઊઠીને તમારે ઊગ્યાથી આથમ્યા સુધી ઘરને તાળાં મારી ખેતરમાં ફરતા રહેવું પડશે, છાવણી જેવી જિંદગી ગાળવી પડશે. બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ સૌ આ સ્થિતિ સમજે, ગરીબ—તવંગર, બધી કોમ એકરાગ થઇ એક ખોળિયે પ્રાણ હોય તેમ વર્તે, રાત પડયે સૌ ઘેર આવે. આવું

થવું જોઇશે. જપ્તીઓ કરવા સરકારને ગામમાંથી જ અથવા તાલુકા-માંથી જ માણસો લાવવા પડે છે ને? તે કામ માટે એક માણસ શોધ્યો ન જડે એવી આખા તાલુકાની હવા થઇ જવી જોઇએ. જપ્તીદાર કોઇ ખભે ઊંચકીને વાસણો લઈ જનારો મેં હજુ જોયો નથી. સરકારી અમલદારો અપંગ હોય છે. પટેલ, મુખી, વેઠિયો, તલાટી કોઇ સરકારને મદદ ન કરે અને ચોખ્ખું સંભળાવી દે કે મારા ગામની અને તાલુકાની લાજ-આબરૂ જોડે મારી લાજ-આબરૂ છે. તાલુકાની આબરૂ જાય તો મુખીપણું શા ખપનું? તેના હિતમાં જ મારૂં હિત છે. તાલુકો ઘસાય, અપંગ થાય, એમાં પટેલનું હિત નથી. એટલે આપણે આખા તાલુકાની હવા એવી કરી મૂકીએ કે તેમાં સ્વરાજની ગંધ હોય, ગુલામીની નહિ; તેમાં સરકારની સામે ઝૂઝવાના ટેકનું તેજ ચહેરા પર દેખાઈ આવતું હોય.

"આજે હું તમને ચેતવણી આપવા આવ્યો છું કે હવે રમતના છંદમાં, મોજશોખમાં ઘડી પણ ન રહો; જાગૃત થાઓ. બારડોલીનું નામ ચારખંડ ધરતીમાં ગવાયું છે. આજે બપોરે જ પરિષદમાં એક મુસલમાન ભાઈએ આપણને સંભળાવ્યું કે બારડોલીના કોઈપણ વત-નીને જોતાં જ બંગાળામાં લોકો કેવા તેના પગની ધૂળ લેવા તૈયાર થતા! કાં તો આપણે, તાલુકાએ ખરાબ થવું છે અને મરી પીટવું છે ને કાં તો સુખી થવું છે. હવે રામબાણ છૂટી ગયું છે. ભાંગશું તો આખા હિન્દુસ્તાનને ભાંગશું; અને ટકશું તો તરશું, અને હિંદુસ્તાનને પદાર્થ-પાઠ આપશું. તમારા જ તાલુકાએ ગાંધીજીને આખા દેશની લડતના પાયાની ઇંટ થવાની આશા આપી હતી. તે પરીક્ષા તો તે વખતે ન થ... જો કે દેશ પરદેશ બારડોલીનો ડંકો વાગી ગયો. હવે એ પર... આજે આપવાનો પ્રસંગ આવ્યો છે. તમે હિન્દુસ્તાનને સ્વરાજ અ...વવા નીકળ્યા હતા, તે હવે તમારા ઘરની લડત માટે શું કરો છો તે... પરીક્ષા થશે. આમાં પાછા પડીએ તો ઇજ્જત આબરૂ જશે અને હિન્દુસ્તાનને ભારે નુકશાન થશે.

"આજે જ પરિષદ પૂરી કરીને તરત હું અહીં આવ્યો છું, કારણ કે હવે તાલુકાના જેટલા ભાઈબહેનો મળે તેટલાને મારો સંદેશો આપવા માગું છું કે હવે સૌ ચેતતા રહેજો, હવે પૂરેપૂરા જાગૃત રહેજો. ગાફેલ ન રહેશો. સરકાર એકે ઉપાય બાકી નહિ રાખે, તમારામાં ફાટફૂટ પાડશે, કજિયા કરાવશે, કંઈ કંઈ ફેલ કરશે, પણ તમે તમારા બધા અંગત અને ગામના કજિયાને હમણાં લડત ચાલતા સુધી કૂવામાં નાંખજો, લડત પૂરી થાય ત્યાં સુધી એવી એકે એક વાત ભૂલી જજો; પાછળથી બધું યાદ કરીને જોઈએ તો લડી લેજો. જોઈએ તો તેવી રીતે પાછળથી લડવાના તમારા નિશ્ચયના દસ્તાવેજો કરીને પેટી પટારામાં સાચવી મૂકજો! પણ અત્યારે તો બાપદાદાનાં વેર પણ ભૂલી જજો. જિંદગી સુધી જેની સાથે ન બોલ્યા હો અને અબોલા પાળ્યા હોય, તેની સાથે પણ આજે બોલજો; આજે ગુજરાતની ઈજ્જત તમે તમારા હાથમાં લીધી છે તે સંભાળજો. અને આપણે હાથેથી એક દમડી સરકારને નથી આપવી એ નિશ્ચયમાં કાયમ રહેજો; નહિ તો જીવ્યું ન જીવ્યું થઈ જશે. અને તાલુકો કાયમના બોજામાં પડશે. કેટલાકને જમીન ખાલસા થવાનો બાઉ છે. ખાલસા એટલે શું? શું તમારી જમીનો ઉખાડીને સુરત કે વિલાયત લઈ જશે? જમીન ખાલસા કરે કે ચાહે તે કરે, ફેરફાર થાય તે સરકારના દફતરના પાનામાં થાય, પણ તમારામાં સંપ હોય તો તમારી જમીનમાં બીજો કોઈ આવીને હળ ન નાખે એમ કરવું એ તો તાલુકાનું કામ છે. પછી સરકારી દફતરે ભલે ખાલસા થાય. ખાલસાની બીક છોડી દો. જે દિવસે તમારી જમીનો ખાલસા કરાવવા તમે તૈયાર થશો તે દિવસે તો તમારી પાછળ આખુંય ગુજરાત ઊભું છે એમ ખચીત માનજો. ખાલસાની બીક હોય, એવી નામર્દાઈ હોય તો લડત લડાય જ નહિ. તમારા એક જ ગામમાં પાકો બંદોબસ્ત કરશો, તો પણ આખા તાલુકાને મક્કમ કરી શકશો, આખા પરગણાને જાગૃત કરશો.

"લડતનું મંડાણ થઈ ચૂક્યું છે. હવે ગામેગામ મોટી લશ્કરી

છાવણીઓ છે એમ માનો. ગામેગામની હકીકત રોજ તાલુકાના મથકે પહોંચવી જોઈએ, અને મથકના હુકમો ગામેગામ પહોંચવા અને અમલમાં મુકાવા જોઈએ. આપણી તાલીમ એ જ આપણી જીતની કૂંચી છે. સરકારનો માણસ ગામેગામ એકાદ તલાટી કે મુખી હોય છે. આપણી પાસે તો આખું ગામ છે."

આમ લડતની તૈયારી ચાલી રહી હતી ત્યારે સરકાર સાથે પત્ર-વ્યવહાર પણ ચાલી રહ્યો હતો. ગમે ત્યારે, ગમે તે દશાએ, સરકાર સુલેહ કરવાને તૈયાર હોય તો આપણે તૈયાર હોવું જોઈએ એજ મનોદશા વલ્લભભાઈએ રાખી હતી અને સરકારની કોઈપણ રીતે ગેરસમજ ન થાય એ વખતોવખત સ્પષ્ટ કરવાની તેમણે તક લીધી.

આખરે વલ્લભભાઈએ લખેલા કાગળનો જવાબ સરકારે આપવો પડયો. એમાં જણાવવામાં આવ્યું હતું કે "શ્રી. એમ. એસ. જયકર દશ મહિના સુધી તાલુકામાં ફર્યા છે અને દરેક ગામની તેમણે બરાબર તપાસ કરી છે. સરકારે સેટલમેન્ટ ઓફિસર અને સેટલમેન્ટ કમિશનરે સૂચવેલા દરોમાં ખૂબ ઘટાડો કરી નાખ્યો છે. હવે નવી આકારણી પ્રમાણે વસુલ લેવાનું મુલતવી રાખવા અથવા આકારણીનો ફરી વિચાર કરવા અથવા બીજી કોઈપણ જાતની વિશેષ રાહત આપવા તૈયાર નથી. આ પ્રમાણે જાહેર કરવા છતાં બારડોલીના લોકો પોતાની જ બુદ્ધિએ ચાલીને અથવા બહારનાઓની શિખામણને વશ થઈને મહેસુલ ભરવામાં કસુર કરશે તો 'લૅન્ડ રેવન્યુ કોડ' અનુસાર જે પગલાં લેવાં જોઈશે તે લેતાં ગવર્નર અને તેની કાઉન્સીલને જરા પણ સંકોચ નહિ થાય, અને તેને પરિણામે મહેસુલ નહિ ભરનારાઓને જાણીબૂઝીને જે નુકશાનમાં ઊતરવું પડશે તેને માટે સરકાર જવાબદાર નહિ રહે."

આ કાગળનો વલ્લભભાઈએ જડબાતોડ જવાબ આપ્યો કેઃ

"તમે મને અને મારા સાથીઓને બહારના ગણતા જણાઓ છો. હું મારા પોતીકા લોકોને મદદ કરી રહ્યો છું, એના રોષમાં તમે એ વાત ભૂલી જાઓ છો કે જે સરકારની વતી તમે બોલો છો તેના તંત્રમાં મુખ્ય પદે બહારના જ લોકો ભરેલા છે. હું તમને કહી જ દઉં કે જો હું મને પોતાને હિન્દુસ્તાનના કોઈપણ ભાગ જેટલો જ બારડોલીનો પણ રહીશ સમજું છું, છતાં ત્યાંના દુઃખી રહેવાસીઓનો બોલાવ્યો જ હું ત્યાં ગયો છું. આજે કોઈપણ ક્ષણે મને રજા આપવી એ એમના હાથમાં છે, એમના હીરને અહોરાત ચૂસનાર અને બહારથી આવીને તોપ–બંદુકના જોરે લદાયેલા આ રાજ્યતંત્રને પણ તેટલી જ સહેલાઈથી વિદાય દેવાનું એમના હાથમાં હોત તો કેવું સારૂં!"

વલ્લભભાઈના જવાબથી સરકારનો રેવન્યુ મંત્રી મી. સ્માઈથ વધુ ઉશ્કેરાયો અને આગલા પત્રને ટપી જાય એવો બીજો કાગળ લખ્યો. તેમાં જણાવ્યું કે "બારડોલીની પ્રજાએ દેવાળું કાઢયું નથી તેમજ તે દેવાળું કાઢવાની અણી પર આવેલી નથી. તમને તેમજ તમારા સાથીઓ બહારના હોવાનું મેં સરકારના રેવન્યુ મંત્રી તરીકે નહોતું લખ્યું પણ આ કાગળથી હું સ્પષ્ટ કરૂં છું કે આ કાગળની માફક પેલા કાગળમાં પણ નામદાર ગવર્નર અને તેની કાઉન્સીલના જ પાકા વિચારો મૂકવામાં આવ્યા હતા અને છે એમ આપ સમજશો."

વલ્લભભાઇએ સરકારની અવળાઈ ને સારી રીતે ઉઘાડી પાડી અને જાહેર કર્યું કેઃ "બારડોલી સત્યાગ્રહનો હેતુ પરિમિત છે. જે બાબત વિવાદાસ્પદ છે એમ આ પત્રવ્યવહારથી પ્રગટ થાય છે તે બાબતમાં નિષ્પક્ષ પંચ માગવાનો સત્યાગ્રહીઓનો હેતુ છે. લોકો તો કહે છે કે બારડોલી તાલુકામાં મહેસુલ વધારવાને માટે કશું જ કારણ નથી. પણ એ આગ્રહ રાખવાને બદલે મેં તો નિષ્પક્ષ પંચની જ લોકોની અનિવાર્ય માગણી ઉપર આગ્રહ રાખ્યો છે. સેટલમેંટ ઓફિસરના રિપોર્ટના વાજબીપણાનો મેં ઇન્કાર કર્યો છે, સેટલમેન્ટ

કમિશનરે જે ધોરણે કામ લીધું છે તે ધોરણના વાજબીપણાનો મેં ઇન્કાર કર્યો છે. સરકારની ઇચ્છા હોય તો એની તપાસ કરીને મને ખોટો ઠરાવે. સત્યાગ્રહની પ્રતિજ્ઞાથી પણ ખેડૂતો બે શરતે બંધાયા છે —એક તો એ કે સરકાર જૂનું મહેસુલ લઈને પૂરી પહોંચ આપે તો જૂનું મહેસુલ ભરી દેવું, અથવા તો નિષ્પક્ષ પંચ નીમીને લોકોની પાસે જૂનું મહેસુલ ભરાવી દે તો ભરી દેવું અને પંચના નિર્ણયની રાહ જોવી. આ બેમાંથી એક રસ્તો કોઈપણ આબરૂદાર સરકાર માટે કઠણ હોવો ન જોઈએ."

સરકારની અવળાઈને ઉઘાડી પાડી દેવાથી 'ટાઇમ્સ' જેવાં વિરોધી વર્તમાન પત્રો વલ્લભભાઈ ઉપર ઊખડી પડયા અને એમને 'સરકારને મદદ કરવાને બદલે સરકારને ગૂંચવનારી અથવા તંત્રને અટકાવનારી હિલચાલના નેતા' અને ગેરકાયદેસર હિલચાલમાં ગુજરાતના ખેડુતોને ઉત્તેજન આપીને તેમની ભયંકર અમેવા કરનાર તરીકે વર્ણવવા લાગ્યા; અને ગાંધીજીએ આ લડતમાં ભાગ લીધો નહોતો કારણ કે તેમને એ લડત પસંદ નહોતી એવું જૂઠાણું હિલચાલને હલકી પાડવાને ચલાવ્યું. ગાંધીજી તો આ હિલચાલને આશીર્વાદ આપી ચૂકેલા હતા એ સૌ કોઇ જાણે છે, પણ વિરોધી વર્તમાન પત્રોના જૂઠાણાની જમતને જાણ કરતો 'નવજીવન'માં તેમણે એક લેખ લખ્યો. એમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું કેઃ—

"શ્રી. વલ્લભભાઈએ રજૂ કરેલી હકીકતો કે તેની ઉપર રચેલી દલીલોમાં ક્યાં યે ઊણપ નથી. સરકારના ઉત્તરમાં ચાલાકી, ઉડાઉજવાબી અને તોછડાઈ છે. આમ અમલ માણસને આંધળો બનાવે છે અને તેના અભિમાનમાં તે મનુષ્યત્વ ખોઇ ભાન ભૂલી જાય છે એ દુઃખદ પ્રકરણ છે. માણસની આવી ભૂલોનાં હજારો પ્રકરણો અનુભવવામાં આવે તો પણ દરેક નવા પ્રકરણ વેળા તેનું દુઃખ તો લાગશે જ, કેમકે પોતે દોષ કરતો છતાં મનુષ્ય ઊંડે ઊંડે સારૂ જ ચાહનારો

છે, તેથી બીજાનાં ઉધ્ધતાઈ, અવિવેક ઇત્યાદિથી દુઃખ જ પામશે.

"કેવળ ન્યાયને માર્ગે જ જનાર તટસ્થને પણ વલ્લભભાઇની માગણી વાજબી જણાયા વિના નહિ રહે. તે તો કહે છે કે સરકારનો એક પક્ષ, લોકોનો બીજો પક્ષ છે. બન્નેની વચ્ચે હકીકતો વિષે જ મતભેદ છે. આ મતભેદનો નિવેડો કરનાર એક તટસ્થ પંચ હોવું જોઈએ. તે જે ચૂકાદો આપે તે લોકો વતી વલ્લભભાઇ કબૂલ રાખશે. મહેસુલને સરકાર અદાલતની બહાર રાખે છે, ત્યારે લોકો વતી વલ્લભભાઇ પંચ ન માગે તો શું કરે?

"પણ સરકાર તો કહે છે કે વલ્લભભાઈ તો પરાયા છે, બહારના છે, પરદેશી છે. તે અને તેમના પરદેશી સાથીઓ જો બારડોલી ન ગયા હોત તો લોકો મહેસુલ ભરી જ દેત એવો તેના કાગળનો ધ્વનિ છે. ઊલટો ચોર કોટવાળને દંડે છે. બારડોલી જ્યાં લગી હિન્દુસ્તાનમાં છે ત્યાં લગી વલ્લભભાઇને કે કાશ્મીરથી માંડી કન્યાકુમારિ લગીમાં અથવા કરાંચીથી માંડી દિબ્રુગઢ લગીમાં રહેનાર હિન્દીને બહારનો કેમ કહેવાય તે નથી વલ્લભભાઇ સમજતા કે નથી બીજા કોઇ આપણામાંના સમજી શકવાના. પરદેશી, પરાયા, બહારના તો સરકારના અંગ્રેજી અમલદારો છે; અને વધારે સ્પષ્ટ રીતે કહીએ તો આ પરાઇ-બહારની સરકારના બધા અમલદારો પછી તે કાળા હો કે ગોરા. સરકારનું 'લૂણ' ખાનારા સરકારનો જ પક્ષ લે. આ પરાઇ સરકાર વલ્લભભાઈ જેવાને બારડોલી પરત્વે 'પરદેશી' કહે એ કેવી વક્રતા? જ્યાં અવિનય આટલે હદ સુધી પહોંચે ત્યાં ન્યાયની આશા શી રાખવી?"

ગાંધીજીના આશીર્વાદ સાથે પછી તો સત્યાગ્રહના મંડાણ થયા. લડતનો વ્યૂહ રચાયો. લોકોએ પણ સરકારને તેમના કાર્યમાં નહિ ફાવવા દેવા બધા ચાંપતા ઉપાયો લીધા. બધી અમવડોને વેઠીને પણ આખો દિવસ ઘેરઘેર તાળાં લગાવી રાખવા લાગ્યા. સ્વયંસેવકો

નાકાંઓ ઉપર બેસી અમલદાર આવ્યાની ખબર નગારું વગાડી અથવા શંખ ફૂંકી આપવા લાગ્યા. સવારનો બનાવ સાંજ પડયે તાલુકાના ગમે તે ખૂણેથી બારડોલી વલ્લભભાઈને કાને પહોંચી જાય અને તેમનો હુકમ તે જ દિવસે ઘરોઘર પહોંચી જાય એવી પાકી વ્યવસ્થા થઈ ગઈ.

અને ૧૫મી ફેબ્રુઆરી ૧૯૨૮ના રોજ સરકારનો પહેલો હુમલો થયો. જે તાલુકામાં મહેસુલ ન ભરવાને માટે ચોથાઈ દંડની નોટિસો ભાગ્યે જ આપવામાં આવતી હતી ત્યાં વાલોડ અને બાજીપરામાં પંદર પ્રતિષ્ઠિત વણિક સજ્જનો ઉપર દશ દિવસમાં નવું મહેસુલ ભરી દેવાની નોટિસ પહોંચાડવામાં આવી. આ પછી પચાસ સાઠ વણિકો પર સામટો નોટિસોનો મારો થયો. સરકારના સામ, દામ, ભેદ અને દંડના બધા ઉપાયો કામે લાગવા માંડયા. પણ લોકોએ એ બધાનો સામનો કરવા માંડયો. કોઈક ઢીલું પડતું પણ તેને તરત જ પોતાના પ્રતિજ્ઞાભંગનો પસ્તાવો થતો.

વલ્લભભાઈએ ભાષણો દ્વારા લડત સમજાવવા માંડી હતી. ખેડૂતોની બુદ્ધિ અને હૈયામાં સોંસરી પેસી જાય એવી તળપદી ભાષામાં તેઓ તેમને પ્રેરવા લાગ્યા. એક ગામે તેમણે ભાષણ કર્યું અને કહ્યું કેઃ—

"લડતનું રૂપ સમજતાં લોકોની ભડક ભાંગી ગઈ છે, હજી બે આની—ચાર આની રહી હોય તો તે કાઢી નાખજો, ને કૂવામાં ફેંકી દેજો. ડરવાનું તમારે નથી, સરકારને છે. કોઈ સુધરેલી સરકાર પ્રજાની સંમતિ સિવાય રાજ કરી શકે નહિ. અત્યારે તો તે તમારી આંખે પાટા બાંધી રાજ કરવા માગે છે. સરકાર કહે છે કે તમે સુખી છો; પણ મને તો તમારા ઘરોમાં નજર નાખતાં તમે બીજા જિલ્લાના ખેડૂતો કરતાં સુખી હો એવું કશું જોવા મળ્યું નથી. તમે ડરી ડરીને સુંવાળા થઈ ગયા છો. તમને તકરાર—ટંટા આવડતાં નથી, એ ગુણ છે. પણ તેથી અન્યાયની સામે થવાની ચીડ પણ

આપણામાં ન રહે એવા સુંવાળા ન થઈ જવું જોઈએ. એ તો બીક-ણપણું છે. તમારી શાહુકારી જ તમને નડી છે, માટે આંખમાં ખુમારી આવવા દો અને ન્યાયને ખાતર તેમજ અન્યાયની સામે લડતાં શીખો."

આ બધાય ભાષણોએ તાલુકાની સુંવાળી કોમને લડત માટે તૈયાર કરી. લડત માટે તૈયાર કર્યાં પછી તેમનું નવું પ્રગટેલું જોમ અવળે માર્ગે ન ચઢી જાય એની 'અમારા સરદારે' પાકી તકેદારી રાખી હતી. ખાદી પ્રચાર અને દારૂનિષેધનો પ્રચાર હાથ ધરાયો. જેમને ખાદી અને દારૂનિષેધનો સ્પર્શ નહોતો થયો તેમને પણ ખાદીવાળા-ઓની સંગાથે જોડાવામાં લાભ દેખાવા લાગ્યો. રાનીપરજ લોકો પણ ખાદી પહેરવા લાગ્યાં. કાચ અને પિત્તળના અનેક ઘરેણાં ઉતારી રાનીપરજ સ્ત્રીઓ સ્વચ્છ ખાદીની સાડીઓ પહેરવા લાગી.

સરકારે બારડોલીના લોકોને હાથમાંથી જતા જોઈ પોતાની દમનનીતિ શરૂ કરી. જપ્તીની નોટિસો નીકળવા માંડી, એટલે જપ્તીના કામમાં કોઈ સાથ ન આપે એવો વ્યૂહ રચાયો. પટેલોને, તલાટીઓને અને વેઠિયાઓને પણ તૈયાર કરી દેવામાં આવ્યા અને આવા મેલા કામમાં ભાગ ન લેવાની પ્રતિજ્ઞાઓ તેઓ પાસે લેવડાવ-વામાં આવી. એક મહિનામાં તો તાલુકો બરાબર સંગઠિત થઈ ગયો. એની પ્રતિજ્ઞાને તોડવા કોઈ સમર્થ નહિ થઈ શકે એવી તૈયારી થઈ ગઈ અને તેની સાથે બીજા તાલુકાઓની સહાનુભૂતિ પણ બારડોલી તાલુકાને મળવા લાગી.

આ કડકાઈમાં પણ કોઈ નબળા—ઢીલા પડે તેની સામે બહિષ્કારનું શસ્ત્ર સફળ રીતે અજમાવવામાં આવતું હતું એટલે પ્રતિજ્ઞામાંથી હઠ-વાની કોઈની હિંમત જ ન ચાલે. નોટિસ અને જપ્તી પછી ખાલસા-નો વારો આવ્યો. અંગત મિલકત જપ્ત કરવામાં આવી, પરંતુ એથી પણ પ્રજાની તાકાત તૂટી નહિ; અને બારડોલીની સહિષ્ણુતાએ

ગુજરાત અને સમસ્ત પ્રાંતની અને હિન્દુસ્તાનની સહાનુભૂતિ મેળવી.

ધારાસભાના સભ્યો બારડોલીની સ્થિતિ જોઇ ગયા. અન્ય પણ બારડોલીના દર્શને આવવા લાગ્યા; એટલે સરકારના દમનની પૂરપાટે શરૂઆત થઈ. જપ્તી અમલદારોએ તે પછી ઢોરોની જપ્તી કરવા માંડી. કોની માલિકી છે તેની પણ પરવા કર્યા વિના આમ કરાયું. પઠાણોને પણ લોકોમાં ત્રાસ બેસાડવા માટે લાવવામાં આવ્યા હતા. ખાલસા જમીનો સરકારી દફતરે ચઢી ગયાના હુકમો પણ નીકળ્યા. ગાડાવાળાઓ પર ત્રાસ ગુજારવા માંડયો અને શ્રી. રવિશંકર મહારાજની વાલોડમાં પહેલી ગિરફતારી થઈ.

સરકારે હવે શરમ છોડી. જપ્તીનો અનેક રીતો અજમાવી, ખાલસાની અનેક નોટિસો કાઢી, નિશાચરોની જેમ રાત્રે જેની તેની ભેંસો ભગાડી, પંચનામા કર્યા વિના જપ્તીઓ કરી, સાચા લિલામ કર્યા વિના સેંકડોના માલ પાણીને મૂલે વેચ્યા, છતાં સરકારનો ડર ઓછો થતો નહોતો. આ બધું કર્યું છે તેની વ્યર્થતા તેમની હાંસી કરતી હતી, એટલે સરકારે મનાઈ હુકમો કાઢયા, એક કલકટર મારફત, એક ડિસ્ટ્રિકટ સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ મારફત. બન્ને હુકમ પૈકી એક હુકમ 'ભાડૂતી વાહનો અને બળદગાડાં હાંકનારને' સમજાવનારને, સરકારી નોકરને અથવા બીજાને ત્રાસ કરનાર અથવા ત્રાસ આપવા ભેગા થનારને' ગુનેહગાર ઠરાવનારો અને બીજો હુકમ 'જાહેર રસ્તા નજીક અથવા મોહોલ્લામાં અથવા જાહેર જગ્યામાં 'ઢોલ વગેરે વગાડવાનો' ગુનોહ ઠરાવનારો હતો. આ હુકમ કાઢવાનું બહાનું જાહેર સલામતી અને સગવડ જણાવવામાં આવ્યું, પણ એનો ઉદ્દેશ ત્રાસ આપવા સિવાય બીજો જણાતો નહોતો. તેમને વેઠિયા મળતા નથી અને જે તેમના હાથમાં આવી શકે એવા પણ હાથમાંથી જવાનો ભય લાગે છે એટલે તેમણે પોતાની ચીડ મનાઈ હુકમમાં ઠાલવી. તોપ, બંદૂક અને દારૂગોળાનો દમામ રાખનારી સરકાર ઢોલ નગારાંથી

ડરી ગઈ એમ કહીને સરકારને વગોવવાની વલ્લભભાઈને એક વધારે તક મળી. વલ્લભભાઈએ લોકોને હુકમ આપ્યો કે:–" ઢોલ વગાડવાં, શંખ ફૂંકવા બંધ કરો, તોપ–બંદુકવાળી સરકાર આપણા ઢોલ–શંખથી ડરી ગઈ છે. ઢોલ અને શંખને સત્યાગ્રહની સાથે સંબંધ નથી, લોકોને મહેસુલ ન આપવાનું સમજાવવાનો આપણો ધર્મ છે, તે ધર્મ કદી ન છોડશો. પણ આવાં જાહેરનામાં કાઢી સરકાર આપણને ફસાવવા માગે તે આપણે નથી ફસાવું."

સરકાર નિર્લજ્જતામાં આગળ વધ્યે જતી હતી. ભેંસોને હરરાજીમાં લેનાર તાલુકામાંથી કોઈ મળે નહિ એટલે બહારથી ખાટકીઓને સમજાવીને લાવવામાં આવતા હતા. લોકોને આથી વધારે ઉશ્કેરનારી વસ્તુ બીજી કઈ હોઇ શકે? તાપમાં ભેંસો પાણી વિના ટળવળતી હતી અને બરાડા પાડતી હતી. પોતાના પશુઓને બાળકોનાં જેટલાં પ્યારાં માનનારા ખેડુતોથી આ બધું સાંખી શકાય એમ નહોતું. ગમે તેમ થાય તો પણ ભેંસોને આવી રીતે રિબાવા ન દેવી એ નિશ્ચયથી આખા તાલુકાએ કારાગૃહ બનવાનો નિર્ણય કર્યો. રાત દિવસ બારણા બંધ, ઘરમાં માણસો અને ઢોરો સદંતર કેદ, ઢોરને માટે પાણી પણ ઘેર લાવીને પાવામાં આવે. જમીદારોની જોહુકમી આગળ ખાતેદાર–બિનખાતેદાર સરખા હતા, માલિક–બિનમાલિક સરખા હતા, ઘરમાં પુરૂષ હોય કે ન હોય તે પણ તેમને સરખું હતું.

લોકોના ઉત્સાહનું પૂર સર્વત્ર વધ્યું જ જતું હતું. લડત જેમ જેમ આકરી થતી જતી હતી તેમ તેમ બારડોલી બહારના લોકો વધારે વધારે આકુળવ્યાકુળ થતા જતા હતા. મુંબઈના સુપ્રસિદ્ધ હાઇકોર્ટના એડવોકેટ અને ધારાસભાના સભ્ય શ્રી. કનૈયાલાલ મુનશીએ મુંબઈના ગવર્નરની મુલાકાત લીધી અને તે મુલાકાતથી તેમને સંતોષ ન થયો એટલે જાતે વસ્તુસ્થિતિ જોવાને તેઓ બારડોલી ગયા. તેમણે ઘણા ગામોની મુલાકાત લીધી, ઘણી સભાઓમાં હાજરી આપી, ઘણા લોકો સાથે વાતચીત કરી અને આ તપાસને પરિણામે પોતાનો

વિરોધ દર્શાવતો કાગળ સરકારને લખ્યો. પોતાના પત્રના અંત ભાગમાં બારડોલીના પ્રશ્ન ઉપર ધારાસભામાં સરકારને મળેલી બહુમતીનું પોકળપણું દર્શાવી કોઈપણ રીતે બહુમતી મેળવીને સરકારે હરકોઈ બંધારણવાદીને સરકાર પક્ષમાં ઉભા રહેવું મુશ્કેલ કરી મૂક્યું છે અને તેથી ધારાસભામાંથી રાજીનામું આપવા સિવાય પોતાના માટે કોઈ ઉપાય રહ્યો નથી એમ તેમણે સ્પષ્ટ જાહેર કર્યું. આખા હિન્દુસ્તાનના વર્તમાનપત્રોમાં આ કાગળ છપાયો અને તેણે લોકોનું ખૂબ જ ધ્યાન ખેંચ્યું.

પણ એકે અવાજે પ્રગટ થયેલા લોકમતથી જરાય અસ્વસ્થ થયા વિના મુંબઈના ગવર્નર સર લેસ્લી વિલ્સન કાયદા અને બંધારણનો વાવટો ઊંચો રાખવાના કાર્યમાં મંડયા રહ્યા. તા. ૨૩મી જુલાઈએ ધારાસભા ખુલ્લી મૂકતાં તેમણે 'જ્વાળામુખીના ઉકળતા રસ' જેવું ધગધગતું, ભાષણ કર્યું, તેમાં એ તારીખથી ચૌદ દિવસની અંદર સુરત જિલ્લાના પ્રતિનિધિએ સરકાર આપેલી શરતો નહિ સ્વીકારે તો પરિણામો બહુ ભયંકર આવશે એવી ધમકી આપી. મુદ્દાને વધુ સ્પષ્ટ કરવા જતાં તેમણે મુદ્દો ગૂંચવ્યો. તેમણે કહ્યું કે "બારડોલીમાં થયેલી નવી આકારણીના ન્યાયીપણા કે અન્યાયીપણાનો મુદ્દો હોવાને બદલે જો મુદ્દો એ હશે કે 'શહેનશાહના સામ્રાજ્યના અમુક ભાગમાં શહેનશાહનો હુકમ ચાલે કે નહિ તો' સરકાર પાસે જેટલું બળ છે તે બળથી એ મુદ્દાને પહોંચી વળવા સરકાર તૈયાર છે, પરંતુ જો એટલો જ મુદ્દો તપાસવાનો હોય કે નવી આકારણી ન્યાયી છે કે અન્યાયી, તો સરકાર તરફથી બહાર પડેલી યાદીમાં જણાવ્યા મુજબ આખા કેસની સંપૂર્ણ, ખુલ્લી અને સ્વતંત્ર તપાસ કરવા સરકાર તૈયાર છે; પણ સરકારનું માગતું આખું મહેસૂલ ભરાઈ જવું જોઈએ અને ઉપાડેલી લડત પૂરેપૂરી બંધ થઇ જવી જોઈએ, ત્યાર પછી જ એ બને. જો આ શરતોનો સ્વીકાર નહિ થાય અને તેને પરિણામે સમાધાની નહિ થાય તો કાયદાનો સંપૂર્ણ અમલ કરવા માટે પોતાને જે ઇષ્ટ અને આવશ્યક જણાશે તે પગલાં સરકાર લેશે અને સરકારની

કાયદેસરની સત્તાનું સર્વ રીતે પાલન થયેલું જોવા માટે પોતાના તમામ બળનો તે ઉપયોગ કરશે."

આ ભાષણ થયું એ જ દિવસે આપની સભામાં લૉર્ડ વિન્ટર્ટને ભાષણ કર્યું કે "મુંબઈની ધારાસભામાં બારડોલીના સંબંધમાં જે શરતો સર લેસ્લી વિલ્સને રજુ કરી છે તેનું પાલન નહિ થાય તો કાયદો અમલમાં મૂકવા માટે અને ત્યાંની ચળવળને ચગદી નાંખવા માટે મુંબઈ સરકારને હિન્દની સરકારનો પૂરેપૂરો ટેકો છે."

આ ધગધગતા અંગારમાં અહિંસક ચળવળની સફળતાથી અંગ્રેજ લોકોના દિલમાં કેટલો ક્રોધ વ્યાપ્યો હતો તેનું માપ દેખાતું હતું. ધમકી ભરેલા આ ભાષણોના જવાબમાં વલ્લભભાઈ તેમના જ જેટલું અંગાર વર્ષતું આહ્વાન પાડી શકતા હતા અને સરકારને ફાવે તે કરી નાંખવા અને મકદૂર હોય તો ચળવળને ચગદી નાખવા પડકાર કરી શકતા હતા. પણ પોતાની શક્તિનું જેટલું તેમને જ્ઞાન હતું તેટલી જ તેમનામાં નમ્રતા હતી એટલે તેમણે તો છાપાં જોગી એક ટૂંકી યાદી જ બહાર પાડી; અને તેમાં લોકોને ચેતવણી આપી કે 'પોકળ શબ્દોથી કોઈએ દોરવાઈ ન જવું; અથવા ભાષણમાંની ધમકીઓથી અસ્વસ્થ ન થવું.'

---

**બારડોલી** તાલુકો ભયંકર તાવણીમાંથી પસાર થઇ રહ્યો હતો. ગવર્નર અને હિન્દના નાયબ વઝીરની ધમકીએ બારડોલી બહારના કેટલાંક વર્ગોને ચીડવ્યા હતા તો કેટલાંકને ડરાવી દીધા હતા. હિન્દના સ્વાતંત્ર્ય–વિરોધી વર્તમાન પત્રોએ સત્ય, અસત્ય અને કલ્પનાઓના ગોળાઓથી ભરેલા ખબર પ્રગટ કરવા માંડયા. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયાએ' તો 'બારડોલીના ખેડૂતોનો બળવો,' 'બારડોલીમાં બોલ્શેવિઝમ' વગેરે મથાળાવાળા લેખો છાપવા માંડયા અને સરકારને ચેતવણી પણ આપવા માંડી કે "વલ્લભભાઇને બારડોલીમાં સોવિયેટ રાજ્ય સ્થાપવું છે, અને એ લેનિનનો ભાગ ભજવી રહ્યો છે અને જ્યાં સુધી એ માણસનો પ્રભાવ ચાલુ રહેશે ત્યાં સુધી બારડોલીમાં શાંતિ થવી અશક્ય છે."

બ્રિટિશ સિંહને તેની નિદ્રામાંથી જગાડવાનું ધારેલું પરિણામ એ લેખોનું આવ્યું. લશ્કરી અમલદારોની દોડધામ શરૂ થઇ. બારડોલીમાં આવીને તેઓ લશ્કરી રચના કેવી રીતે થાય તે જોઇ ગયા. લશ્કરનો પડાવ આવે તેને ચોમાસામાં રહેવાને માટે સરસામાન, ટારપોલિન વગેરે સુરતથી બારડોલી ચડાવવાની વાટ જોવાઇ રહી હતી. જો ત્રાસ અસહ્ય થઇ પડે તો લોકોએ જેને પોતાની જમીન માની છે તેનો ત્યાગ કરી તેમણે હિજરત કરવી જોઇએ કારણ કે જે ઘરો કે લત્તામાં પ્લેગના ઉંદર પડયા હોય કે કેસ થયા હોય તેનો ત્યાગ કરવો એ ડહાપણ છે એવી એવી બારડોલીના લોકોને સલાહ પણ અપાઇ રહી હતી; પણ જે ખેડૂતો ઉપર બધા આફતના ડુંગર તૂટી પડવાનો ડર રાખવામાં આવતો હતો, તે ખેડૂતો તો નિરાંતે પોતાની ખેતીમાં લાગ્યા હતા.

સુરત જિલ્લાના પ્રતિનિધિઓને ચૌદ દિવસની અંદર 'સરકારે આપેલી શરતો નહિ સ્વીકારે તો પરિણામો બહુ ભયંકર આવશે' એવા અપાયેલા અલ્ટિમેટમનો જવાબ આપતું એક નિવેદન તેમનામાંના એક પક્ષે પ્રસિદ્ધ કર્યું અને તેમાં જણાવ્યું કે "ગવર્નરે આ ઘડીએ ધારાસભાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ ઉપર, ખાસ કરીને સુરતના પ્રતિનિધિઓ ઉપર અલ્ટિમેટમમાંથી ઊભી થતી જવાબદારી નાંખી છે, જ્યારે લોકોએ અગાઉ સમાધાનીના પ્રયત્ન કરેલા હતા ત્યારે તેની ઉપર સરકારે કશું ધ્યાન આપ્યું નહોતું." આ વિરોધને બદલે તેમણે સાફ શબ્દોમાં સરકારને કહેવું જોઈતું હતું કે "જો સત્યાગ્રહ બંધ કરવો હોય તો સરકારે સીધી 'અમારા સરદાર' સાથે વાત કરી લેવી જોઈએ. પણ આજની ધારાસભા જેવા મંડળ પાસેથી આવી આશા રાખવી એ કદાચ વધારે પડતું છે" એવો જનતાએ અભિપ્રાય દર્શાવ્યો. બારડોલી બહારના ગરમ દળે તો 'સરકારની ધમકીને હર્ષભેર વધાવી લીધી અને હવે સત્યાગ્રહીઓની ઉત્તમોત્તમ કસોટી થવાનો અને સ્વરાજ્યની મોટી લડતનો અવસર આવશે એમ ધારી એ દળ થનગની રહ્યું. મુંબઈની ધારાસભાના ચૂંટાયેલા સભ્યોએ વિરોધ દાખલ પોતાની જગ્યાઓના રાજીનામા આપ્યા. વડી ધારાસભાના પ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલે વાઈસરોયને એક કાગળ લખી ચેતવણી આપી કે 'સરકાર જો પોતાનો માર્ગ બદલશે નહિ તો તે પોતાની જગાનું રાજીનામું આપશે અને લડતનું કામ ઉપાડી લેશે.'

ખરી વાત તો એ હતી કે બારડોલીની સત્યાગ્રહ-પ્રવૃત્તિએ સારાયે દેશમાં ભારે ઉહાપોહ મચાવી દીધો હતો અને આખા દેશમાં 'ના-કર'ની લડત શરૂ થવી જોઈએ એવી હિલચાલ ચાલી રહી હતી. સરકાર આ વસ્તુ પામી ગઈ હતી અને કોઈપણ ભોગે સમાધાન કરી લેવાને આતુર હતી; એટલે અત્યારે સુધી સત્યાગ્રહનો માનભર્યો અંત લાવવાને મથી રહેલા શ્રી. કનૈયાલાલ મુનશીને આડકતરી રીતે

ગાંધીજી અને વલ્લભભાઈનો ચોખો ચાંપી જોવાનું સૂચન આપ્યું. તુરત જ તેઓ તેમને મળ્યા અને તેમની પાસેથી સમાધાનીનો ખરડો મેળવ્યો કે (૧) તપાસ જાહેર થાય કે જૂનું મહેસુલ ભરવું, (૨) સત્યાગ્રહીઓએ તપાસ જાહેર થાય કે તરત જ જૂનું મહેસુલ ભરી સત્યાગ્રહ બંધ કરવો, (૩) તપાસ સ્વતંત્ર ન્યાયપુરઃસર થવી જોઈએ, અને તે કરનાર કાં તો ન્યાય ખાતાનો અમલદાર કે તેની સાથે કોઇ રેવન્યુ ખાતાનો અમલદાર હોય અને તે તપાસના મુદ્દા નીચે પ્રમાણે હોય અને લોકોને વકીલ મારફત પુરાવો આપવાની અને સરકારના સાક્ષીઓની ઉલટપાલટ તપાસ કરવાની જરૂર લાગે તો તેમ કરવાનો તેમને અધિકાર હોય.

બારડોલી અને વાલોડના લોકોની નીચેની બે ફરિયાદો તપાસીને તેની ઉપર રિપોર્ટ કરવો:–

(૧) તાલુકામાં થયેલો મહેસુલનો વધારો જમીન મહેસુલના કાયદાને અનુસાર નથી, (૨) એ મહેસુલ વધારા વિષે જે રિપોર્ટ અને જાહેરનામા બહાર પાડયાં છે તેમાં વધારાનો વાજબી ઠરાવવાને લાયક સામગ્રી નથી અને કેટલીક હકીકત અને આંકડા ખોટા છે; અને જો લોકોની ફરિયાદ સાચી હોય તો જૂના મહેસુલ ઉપર કેટલા ટકા વધારવા કે ઓછા કરવા તેની ભલામણ કરવી અને સરકારે વધારેલું મહેસુલ વસુલ કરવાને લીધેલા બળજોરીના પગલાં વિષે લોકોએ કરેલ ફરિયાદની તપાસ કરી તેનો રિપોર્ટ કરવો, (૩) બધી જમીન પાછી આપવામાં આવે, (૪) બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મુકવામાં આવે, (૫) બધા પટેલ-તલાટીઓને પાછા નોકરીએ ચડાવવામાં આવે અને (૬) વાલોડના દારૂવાળાને નુકશાન થયેલું ભરપાઈ કરી આપવું.

સરકાર પોતાનું મોં રાતું રહે એવું સમાધાન કરવાને આતુ હતી અને એ માટે બધોય દોરીસંચાર સર ચુનીલાલ મહેતા દ્વારા એ

કરી રહી હતી. વલ્લભભાઈ પણ સમાધાની થતી જ હોય તો તે પોતાની અશ્રદ્ધાથી અટકે નહિ એમ ઇચ્છતા હતા એટલે ગુજરાતના સભ્યો તરફથી તેડાનો તાર આવતાં જ તેઓ પૂના ગયા. સરકારનો હાથ ઊંચો રહે એવી કંઇક શબ્દજાળ શોધવાની ભાંજગડ જરૂરી હતી. વલ્લભભાઇએ એક સીધો સાદો ખરડો તૈયાર કર્યો પણ તે સર ચુનીલાલને પસંદ ન પડ્યો; એટલે તેમણે જ સુરતના સભ્યો સરકારને કાગળ લખે એનો મુસદ્દો ઘડી કાઢ્યો:–" અમને કહેવાને આનંદ થાય છે કે અમે સરકારને ખબર આપવાની સ્થિતિમાં છીએ કે ના. ગવર્નરે તેમના તા. ૨૩મી જુલાઇના ભાષણમાં કહેલી શરતો પૂરી કરવામાં આવશે."

સુરતના સભ્યો આવો કાગળ લખે એ વલ્લભભાઇને પસંદ ન પડ્યું. સરકાર ખુદ સમાધાન કરવાને તૈયાર હતી એટલે સુરતના સભ્યો આવો કાગળ લખે એ તદ્દન જુઠ્ઠાણું હતું. વલ્લભભાઇ તો તત્વના સત્ય વિના સંતોષ માને એમ નહોતું. તેમને તો સંપૂર્ણ સ્વતંત્ર, ન્યાયપુરઃસર તપાસ જોઇતી હતી અને લડાઈ પહેલાં જે સ્થિતિ હતી તે સ્થિતિ જોઇતી હતી, આટલું કરવાને તો સરકાર તૈયાર હતી જ પણ ત્યાંયે પ્રતિષ્ઠાની માયા વળગેલી હતી. સરકારને આવા અર્થહીન પત્રથી સંતોષ થશે એમ સલાહ સૂચન મળતા વલ્લભભાઈ એવો કાગળ લખાય એ સામે ન થયા. એ કાગળ આખરે લખાયો અને કેટલાક સજ્જનો સુરતના કલેક્ટરને મળી સત્યાગ્રહીઓની વેચેલી જમીન પાછી મૂળ માલિકોને નામે ચડાવી દેવડાવવા માટે સુરત ગયા. કલેકટરે એ જમીન ખરીદનારને બોલાવ્યા અને તેમને જમીન ખરીદીના પૈસા પાછા આપી જમીન છોડાવી લીધી. સરકારે તપાસ સમિતિ નીમવાનું, બધી જમીન પાછી આપી દેવાનું, કેદીઓને છોડવાનું અને ઘટતા શબ્દોમાં પટેલ-તલાટીઓ અરજી કરે એટલે તેમને પાછા નોકરી ઉપર ચડાવી દેવાનું જાહેર કર્યું. આટલું

થયું એટલે વલ્લભભાઈએ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો અને ખેડૂતોને ઉદ્દેશીને પત્રિકા બહાર પાડી કે:—

"આપણી ટેક જાળવવાને સારૂ આપણે ઈશ્વરનો પાડ માનીએ. આપણે હવે જૂનું મહેસુલ ભરવાનું છે, વધારો ભરવાનો નથી. જૂનું મહેસુલ ભરવાની તૈયારી સૌ કરી મૂકશો એવી આશા રાખું છું. ભરવાનો સમય મુકરર થયે જાણ કરીશ."

પોતાની ટેક ઉપર ઝૂઝનારા અને સંકટસહન જ મોટું શસ્ત્ર માની છ મહિના સુધી બળિયાઓની સાથે બાથ ભીડનારા બારડોલીના ખેડૂતોનો વિજય થયો. સમાધાનની વાત સર્વત્ર વીજળીની જેમ ફરીવળી અને વલ્લભભાઇ ઉપર અભિનંદનના તારો વરસ્યા તથા દેશના સઘળા વર્તમાનપત્રોમાં પ્રશંસાના લેખો લખાયા. બારડોલીના ગામડાંઓમાં, બારડોલી તળમાં, સુરતમાં અને અમદાવાદ વગેરે ઠેકઠેકાણે સત્યાગ્રહના વિજયની ઉજવણી થઇ. સુરતે તો દીવાળી ઉજવી, સુરતની રોશની અને સુરતના શણગાર, સુરતની પચીસ હજાર માણસોની અપ્રતિમ શાંતિભરી સભા લોકોની સ્મૃતિમાંથી નહિ ખસે.

અને અમદાવાદે પણ 'અમારા સરદાર'ના સન્માન કરવામાં કશી કચાશ ન રાખી. શ્રી. સરલાદેવીએ સ્ટેશને સરદારના ઓવારણાં લીધા અને મિત્રોએ સોનેરી હારો આપ્યા. કોઇએ મોતીએ વધાવ્યા, કોઈએ લાખો રૂપિયાના મોતીનાં શણગાર કર્યો. ભગુભાઈના વંડામાં અમદાવાદના શહેરીઓની સભા ભરાઇ અને વલ્લભભાઇ તથા તેમના સૈનિકોનો જાહેર સત્કાર કરવામાં આવ્યો. વલ્લભભાઇએ સત્કાર માટે આભાર માનતા ભાષણ કરતાં જણાવ્યું કેઃ—

"આજે સવારે જ્યારથી મેં આ શહેરમાં પગ મૂકયો છે ત્યારથી અમદાવાદના શહેરીઓએ મારા પર જે પ્રેમ વરસાવ્યો છે તેથી હું આભારની લાગણીથી એટલો બધો દબાઈ ગયો છું કે કયા શબ્દોમાં તમારો આભાર માનું એ મને સૂઝતું નથી. અત્યારે મારી

લાગણીઓ એવી છે કે તમારી પાસે કંઇ પણ બોલ્યા સિવાય મૂંગો જ બેસું, છતાં જે માનપત્રો તમે આપ્યાં છે તેનો કંઇક જવાબ મારે આપવો જોઇએ.

"તમે અમદાવાદના શહેરીઓ તરફથી માનપત્ર આપ્યું તેમાં મને ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે વર્ણવેલો છે, હું ઇશ્વર પાસે માગું છું કે મારામાં એ યોગ્યતા આવે. પણ હું જાણું છું, મને બરાબર ખબર છે કે મારામાં એ નથી. એ યોગ્યતા મેળવવા માટે મારે કેટલા જન્મ લેવા જોઇએ એ મને ખબર નથી. સાચે જ કહું છું કે તમે પ્રેમના આવેશમાં જે અતિશ્યોક્તિ ભરેલી વાતો મારે માટે લખો છો તે હું પી જાઉં તો ચાલી શકે, પણ આ વાત ન ગળી શકાય એવી છે. તમે સૌ જાણતા હશો કે મહાભારતમાં દ્રોણાચાર્ય અને ભીલ શિષ્ય હતો જેણે દ્રોણાચાર્ય પાસેથી એક પણ વાત સાંભળી નહોતી. પણ ગુરૂનું માટીનું બાવલું કરી તેનું પૂજન કરતો અને તેને પગે લાગી દ્રોણાચાર્યની વિદ્યા શીખેલો. જેટલી વિદ્યા એણે મેળવી હતી એટલી દ્રોણાચાર્યના બીજા શિષ્યોએ મેળવી નહોતી. એનું શું કારણ? કારણ કે એનામાં ગુરૂ પ્રત્યે ભક્તિ હતી, શ્રદ્ધા હતી, એનું દિલ સ્વચ્છ હતું, એનામાં લાયકાત હતી. મને જેનો શિષ્ય કહો છો તે ગુરૂ તો રોજ મારી પાસે પડેલા છે. એમનો પટ્ટશિષ્ય નો શું પણ અનેક શિષ્યોમાંનો એક થઇ શકું એટલી પણ યોગ્યતા મારામાં નથી એ વિષે મને શંકા નથી. એ યોગ્યતા જો મારામાં હોત તો તમે ભવિષ્યને માટે મારે વિષે જે આશાઓ બતાવી છે તે મેં આજે જ સિદ્ધ કરી હોત. મને આશા છે કે હિંદુસ્તાનમાં એમના ઘણા શિષ્યો જાગશે, જેમણે એમનાં દર્શન નહિ કર્યા હોય, જેમણે એમનાં શરીરની નહિ પણ એમના મંત્રની ઉપાસના કરી હશે. આ પવિત્ર ભૂમિમાં કોઇ તો એવો જાગશે જ. કેટલાક લોકો કહે છે કે ગાંધીજી ચાલ્યા જશે ત્યારે શું થશે? હું એ વિષે નિર્ભય છું. એમણે પોતે કરવાનું હતું તે કરી

લીધું છે હવે જે બાકી રહ્યું છે તે તમારે અને મારે કરવાનું છે. આપણે એ કરીશું તો એમને તો કશું કરવાનું રહેલું નથી. એમને જે આપવાનું હતું તે એમણે આપી દીધું છે. હવે આપણે એ કરવાનું રહે છે.

“બારડોલીને માટે મને માન આપો છો તે મને ઘટતું નથી. કોઈ અસાધ્ય રોગથી પીડાતો દર્દી પથારીવશ હોય, આ દુનિયા અને પેલી દુનિયા વચ્ચે ઝોલા ખાતો હોય, તેને કોઈ સંન્યાસી મળે, તે જડીબુટ્ટી આપે અને એ માત્ર ઘસીને પાવાથી દર્દીના પ્રાણ સ્વસ્થ થાય, એવી દશા હિંદુસ્તાનના ખેડુતોની છે. હું તો માત્ર એક સંન્યાસીએ જે જડીબુટ્ટી મારા હાથમાં મૂકી તે ઘસીને પાનાર છું. માન જો ઘટતું હોય તો તે જડી આપનારને છે. કંઈક માન પેલા ચરી પાળનાર દર્દીને ઘટે છે જેણે સંયમ પાળ્યો અને તેમ કરીને હિન્દુસ્તાનનો પ્રેમ મેળવ્યો અને જેના પ્રતિનિધિ તરીકે મને આજે તમે મને માન આપો છો. બીજા કોઇને માન ઘટતું હોય તો મારા સાથીઓને છે, જેમણે ચકિત બનાવે એવી તાલીમ બતાવી છે, જેમણે મને કદી પૂછ્યું નથી કે કાલે તમે કયો હુકમ કાઢશો? આવતી કાલે તમે શું કરવાના છો? કયાં જવાના છો? કોની સાથે સમાધાનની વાતો કરવાના છો? ગવર્નરના ડેપ્યુટેશનમાં કોને કોને લઈ જવાના છો? પૂને જઇને શું કરવાના છો? જેમણે મારા પર જરાએ અવિશ્વાસ નથી રાખ્યો, સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો છે અને તાલીમ બતાવી છે, એવા સાથીઓ મને મળ્યા છે. એ પણ મારૂં કામ નથી. આમ જો આ માનપત્રમાંના વખાણ વહેંચી આપવામાં આવે તો બધાં વખાણ બીજાને ભાગે જાય અને મારે ભાગે આ કોરો કાગળ જ રહે એમ છે.

“યુવક સંઘનું માનપત્ર જોઇને મારૂં દિલ લાગણીથી ભરાઈ ગયું છે. અમદાવાદના યુવકોને જો હું સમજાવી શકું તો કહું કે તમારે

આંગણે ગંગાનો પ્રવાહ વહે છે, પણ ગંગાકાંઠે વસનારાઓને ગંગાની કિંમત નથી હોતી. હજારો માઇલથી લોકો ગંગામાં ન્હાઈ પવિત્ર થવા આવે છે. આજે જગતમાં પવિત્રમાં પવિત્ર સ્થાન કોઈ હોય તો તે આ અનેક પ્રવૃત્તિવાળા શહેરમાં નદીને સામે કાંઠે છે, જ્યાં જગતમાંથી અનેક સ્ત્રીપુરુષો પવિત્ર થવા આવે છે. જુવાનોને પવિત્ર થવા આ અવસર મળ્યો છે. જુવાનો જો સમજે તો એ ગંગામાંથી બહાર જ ન નીકળે.

"ખેડૂતને માટે મેં કામ કર્યું છે તેને માટે માનપત્ર શું? હું ખેડૂત છું. મારી નસેનસમાં ખેડૂતનું લોહી વહે છે. જ્યાં જ્યાં ખેડૂતને દુઃખ પડે છે, ત્યાં ત્યાં મારું દિલ દુભાય છે. હિન્દુસ્તાનમાં જ્યાં એંશી ટકા લોકો ખેડૂત છે ત્યાં યુવાનોનો ધર્મ બીજો શો હોય? ખેડૂતોની સેવા કરવી હોય, દરિદ્રનારાયણના દર્શન કરવાં હોય, તો ખેડૂતોનાં ઝૂંપડાંમાં જાઓ. બારડોલીની લડતમાં યુવક સંઘે ભારે ફાળો આપ્યો છે. મુંબઈના યુવકોએ શરૂઆત કરી, ત્યાંની બહેનોએ આવીને સ્થિતિ જોઈ અને ચોધાર આંસુ પાડયાં. તેમણે મુંબઈ શહેરને જાહેર કર્યું. પછી સુરત અને અમદાવાદના યુવાનોમાં પણ ચેતન ફેલાયું છે. એ ચેતન જો ક્ષણિક ન હોય, એ પ્રકાશ દીવાની જ્યોત જેવો નહિ પણ સૂર્યના જેવો સ્થાયી હોય તો દેશનું કલ્યાણ થવાનું છે. દેશનું કલ્યાણ નથી મારા હાથમાં કે નથી ગાંધીજીના હાથમાં, તમારા યુવાનોના હાથમાં છે. દરેક દેશની સ્વતંત્રતા યુવાનોએ મેળવેલી છે, પચાવેલી છે, અને ભવિષ્યના યુવાનોને આપેલી છે, આ માનપત્રનો અર્થ એ છે કે એ કામ તમને પસંદ છે, તમારું દિલ પલળેલું છે. મારી ઉમેદ છે કે બાકીનું જે મહાભારત કામ રહેલું છે તે આપણે સાથે મળીને કરીએ. હું પ્રભુ પાસે માગું છું કે તમે જે અતિશયોક્તિ ભર્યાં શબ્દો મારે માટે વાપર્યાં છે તેને માટે તે મને યોગ્ય બનાવે, અને તમે પોતાને માટે જે ઉમેદો બાંધી છે ને બર

બાવવાની તમને શક્તિ આપે. પ્રભુ તમારું કલ્યાણ કરે."

આખી આ ઉજવણીના ઉપસંહાર રૂપ ગાંધીજીએ એક ટૂંકું અને ટચ સમુચિત ભાષણ કરતાં જણાવ્યું કે:—

"આજના મેળવડાની અંદર ન મને આવવાની આવશ્યકતા હોય, ન મને એકે શબ્દ બોલવાનું પ્રયોજન હોય, વલ્લભભાઇને માનપત્ર અપાય અને એમાં મારા જેવાની હાજરી હોય અને મને બોલવાનું કહેવામાં આવે એનો અર્થ એ કે અમે બંને ભેળા થઇને તમારી હાજરીમાં અને તમારી સંમતિથી એક પરસ્પર સ્તુતિકારક મંડળ બનાવીએ અને તેના અમે બે જણ સભાસદ બનીએ. એ અમદાવાદના ચતુર શહેરીઓએ ઘડીભર પણ સહન ન કરવું જોઇએ.

"વલ્લભભાઇ નામે અને સાખે પટેલ છે. બારડોલીનો વિજય મેળવીને એમણે પટેલની સાખ કાયમ રાખી. જે માલધણી પોતાની સાખ કાયમ રાખે તેને કોઇ માનપત્ર આપે એવું જાણ્યું સાંભળ્યું નથી. મંગળદાસ શેઠ પોતાને ત્યાં આવતી બધી હુંડીઓ સ્વીકારે તે માટે આપણે તેમને કેટલાં માનપત્ર આપ્યાં? અને હુંડી ન સ્વીકારે તો તમે શું કરો તે નથી જાણતો.

"તમે જો વિજયને માટે ધન્યવાદ લેવા માગો કે આપવા માગો તે વિજયનું ખરું રહસ્ય સમજો અને સમજીને અનુકરણ કરો. ખરી રીતે કહું તો તમારાથી જેટલું હજમ થઇ શકે તેટલું પચાવો. પણ અનુકરણમાં જ સફળતા નથી રહેલી, અને અક્ષરશઃ અનુકરણ સહેલું પણ નથી હોતું. પ્રસંગ પ્રસંગમાં સામ્ય ભલે દેખાય, પણ જેમ મનુષ્ય મનુષ્યમાં વ્યક્તિત્વ રહેલું છે તેમ પ્રસંગોમાં પણ પોતપોતાનું વ્યક્તિત્વ રહેલું છે. એટલે જે માણસ સત્યાગ્રહના પ્રસંગોને સમજી, સિદ્ધાન્તનું રહસ્ય સમજી, તેને પચાવે, તેનો અનુવાદ કરી તેને વર્તનમાં ઉતારે તે જ સફળતા મેળવે.

"અસહકાર, સત્યાગ્રહ, સવિનય ભંગ જેવા શબ્દોનું કરોડોવાર

નામ લેવાય છે, એને નામે જેમ સારા કામ થયાં છે તેમ કેટલીકવાર જુઠાં કામ પણ થયાં છે. એનું નામ લઇએ છીએ કારણ કે દરેક પક્ષના કાર્યકર્તામાં સ્વરાજની ઝંખના રહેલી છે. પણ માત્ર ઝંખનાથી અર્થ નથી સિદ્ધ થઈ શકતો. તરસ્યા માણસની તરસ 'તરસ' 'તરસ' પોકાર્યે નથી છીપતી, પણ તળાવ, કૂવા ખોદાવે અથવા તેમાંથી પાણી મંગાવે એટલે તરસ છીપવાનો ઉદ્યમ કરે તો જ છીપે છે. તેમ તમે અહીં સત્યાગ્રહની સ્તુતિના વચન સાંભળી કૃતકૃત્યતા માનશો તો ભૂલ કરવાના છો.

"એટલે મારી તમને વિનંતિ છે કે તમે સત્યાગ્રહનું રહસ્ય સમજો. બારડોલીમાં વલ્લભભાઇ પટેલનો વિજય નથી થયો. સત્ય અને અહિંસાનો વિજય થયો છે. જો એ તમને બરોબર થયું છે એમ ભાસતું હોય તો એનો પ્રત્યેક કાર્યમાં તમે પ્રયોગ કરો. એ પ્રયોગથી તમને સફળતા મળશે જ એમ તો હું ન કહી શકું. ઇશ્વરે આપણને ત્રિકાળદર્શી નથી કર્યાં એટલે સફળતા સાચી મળી છે કે નહિ એની આપણને ખબર નથી પડતી. માણસ સફળ થયો કે અફળ થયો તે આખર સુધી કહી નથી શકતો. એટલે જ મણિલાલ નભુભાઈ પોતાનું અમર વાક્ય કહી ગયા છે કે "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે." એટલે નિરાશ થઇને, નિષ્કામ ભાવથી જે સત્ય અને અહિંસાની વલ્લભભાઇએ આરાધના કરી તે સત્ય અને અહિંસાની તમે પૂર્ણ આરાધના કરશો તો તમને જયમાળા પહેરાવનારાં તો મળી જ રહેશે."

આ સમાધાનથી સર્વત્ર આનંદ પ્રસરી ગયો; અને ઠેરઠેરથી વલ્લભભાઈને અભિનંદનો મળવા લાગ્યા. લાલા લજપતરાયે 'પીપલ'માં લખતાં જણાવ્યું કે "સરકાર અને બારડોલીના ખેડૂતો વચ્ચેની લડતનું સમાધાન એ લોકપક્ષનો એક મહત્ત્વનો વિજય છે, તેમજ સરકારને માટે પણ માનભરી વસ્તુ છે. સત્ય અને ન્યાયનો એ નૈતિક

વિજય છે. "

શ્રીમતી સરોજિની નાયડુએ ગાંધીજીને એક કાગળ લખી પોતાના હાર્દિક અભિનંદન પાઠવ્યા કે: "સમાધાની બન્ને પક્ષને શોભે એવી છે. મેં 'સરદાર' વલ્લભભાઇને એક મહિના ઉપર લખ્યું હતું તેમ સત્યાગ્રહનો ઊંડો, સાચો અર્થ ખરેખર 'નિર્મલની સંપત' છે—જેમને સાચી વસ્તુ મેળવીને સંતોષ છે અને જેઓ અસત્યની માયા પાછળ ભમનારા નથી, તેમની સંપત છે. બારડોલી મારફત જગતને સત્યાગ્રહનો પદાર્થપાઠ આપવાનું તમારૂં સ્વપ્ન આજે બારડોલીએ પોતાની રીતે સફળ કર્યું છે."

ત્યારબાદ એક તપાસ પંચ નીમવામાં આવ્યું. તેમાં એક ન્યાય ખાતાનો અને બીજો કારોબારી ખાતાનો એમ બે સભ્યો હતા. અને ૧૯૨૨માં ગાંધીજીનો જેમણે મુકદમો ચલાવ્યો હતો તે મી. બ્રુમફીલ્ડ ન્યાય ખાતાના સભ્ય હતા અને કારોબારી ખાતાના સભ્ય મી. મેક્સવેલ હતા. પંચે આખા પ્રશ્નનો અભ્યાસ કર્યો અને જાહેર કર્યું કે મહેસુલનો વધારો સવા છ ટકાથી વધારે થવો ન જોઇએ. આ નિર્ણય કબૂલ રાખવામાં આવ્યો અને ચોર્યાસી તાલુકાને પણ એનો લાભ મળ્યો.

---

વરસો થયાં હિન્દ 'સ્વરાજ' મેળવવાને મથી રહ્યું હતું. પણ એના સ્વરૂપની એને સ્પષ્ટ કલ્પના નહોતી, એટલે મદ્રાસની મહાસભાએ 'સ્વરાજ' એ હિન્દનું ધ્યેય છે એ સ્પષ્ટ રીતે જાહેર કર્યું અને મહાસભાના બંધારણમાં એનો સમાવેશ કરવામાં આવ્યો. આ લક્ષ્યસિદ્ધિનો માર્ગ રહેશે એમ નિર્ણય થયો હતો તે વખતે પણ ઘણા 'સ્વરાજ્ય'નો ચોકસ અર્થ સ્પષ્ટ રૂપે સમજતા નહોતા. ૧૯૨૮ની સાલના મહાસભાના કલકત્તા અધિવેશને 'સ્વરાજ' શબ્દની વ્યાખ્યા બાંધી કે 'બની શકે તો સામ્રાજ્યની અંદર સંસ્થાનિક સ્વરાજ્ય અને નહિ તો સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વતંત્રતા અથવા સંપૂર્ણ સ્વરાજ્ય.'

આ ધ્યેયને પહોંચવા માટે જરૂરી પગલાં લેવાને સરકારને એક વર્ષની મુદત આપવામાં આવી. આ મુદત દરમિયાન એટલે કે ૧૯૨૯ ના ડિસેમ્બર સુધીમાં સરકાર તરફથી કશું ન કરવામાં આવે તો પછી મહાસભાએ 'સ્વરાજ' એટલે 'બ્રિટિશ સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વરાજ પ્રાપ્તિ' એ અર્થ કરવો એવી મહાસભાએ પ્રતિજ્ઞા કરી. સરકાર તરફથી વાઇસરોયે જાહેર કર્યું કે 'સાંસ્થાનિક સ્વરાજ એ હિન્દ વિષે બ્રિટિશ રાજનીતિનું અંતિમ લક્ષ્ય રહેશે.'

વાઇસરોયની આ જાહેરાતમાં હિન્દીઓને ખાસ કાંઇ આપી દેવામાં આવતું જ નહોતું, છતાંય પાર્લામેન્ટમાં ખૂબ ઉભરાણ મચી રહ્યું. હિન્દના એંગ્લો–ઇન્ડિયન છાપાં તો છડેચોક કહેવા લાગ્યાં કે હવે વીસ વર્ષ સુધી હિન્દુસ્તાનમાં સખતાઇથી કામ લેવું જોઈએ અને હિન્દીઓની સ્વરાજની માગણી સામે દારૂગોળાની છેલ્લી જામગરી બાકી રહે ત્યાં સુધી ઝૂઝવું જોઈએ!

અને સરકારે તો હમેશની માફક તેની કુદરત રૂપ બની ગયેલી દ્વિમુખી નીતિ અખત્યાર કરી. એક તરફથી સાંસ્થાનિક દરજ્જાને

લગતી જાહેરાત પ્રગટ કરીને મવાળ મુત્સદ્દીઓને પોતાના ઝંડા નીચે આણવાનો તેણે યત્ન કર્યો અને બીજી તરફ અસંતોષના સઘળા બળોને પોલાદી પંજાથી દાબી દેવાની પ્રવૃત્તિ હાથ ધરી. મુંબઈ, બંગાળ, પંજાબ અને યુક્ત-પ્રાંતોમાં તો એકી સાથે સેંકડો ઘરોની જડતી લઈને સંખ્યાબંધ ધરપકડો કરવામાં આવી. પોલીસે દમનનીતિની અનેક જંગલી રીતો અખત્યાર કરી. લોકોની લાગણી ઉશ્કેરાઈ રહી અને હિન્દના એક છેડાથી બીજા છેડા સુધી આકાશ કાળા વાદળાંઓથી છવાઈ રહ્યું.

આમ ચારે બાજુથી મામલો ગંભીર બનવા લાગ્યો હતો. 'બળવો ઘણું જીવો'–'ઈન્કીલાબ ઝીન્દાબાદ'ના સંગ્રામ સૂત્રો દેશના ખૂણેખૂણામાં પડઘા પાડી રહ્યા હતા એટલે લાહોરની મહાસભાની બેઠક માટે યોગ્ય પ્રમુખ ચૂંટવાની જરૂર ઊભી થઈ હતી. પ્રાંતોની ચૂંટણીમાં ગાંધીજીને દસ, વલ્લભભાઈને પાંચ અને જવાહરલાલને ત્રણ મતો મળ્યા. આમ ગાંધીજી રીતસર ચૂંટાયા તો પણ તેમણે પ્રમુખ થવાની ના પાડી. ગાંધીજીએ તો જુવાનોનો વિશ્વાસ મેળવી શકે એવા જુવાન જવાહરલાલને મહાસભાની ગાદી ઉપર બેસાડવાનું ઉચિત ધાર્યું. જુવાનિયાઓને હવે મહાસભાની નીતિ રીતિ ઠંડા વેગવાળી લાગતી હતી. મહાસભાની વિજયયાત્રાને આગળ ધપાવવી હોય તો હવે સુકાન જુવાનિયાઓના હાથમાં જ સોંપાવું જોઈએ એવી વિચાર સરણથી ગાંધીજીએ પોતાનો નિર્ણય જાહેર કર્યો. વલ્લભભાઈને પણ ગાંધીજી અને જવાહરલાલ વચ્ચે ઊભા રહેવાનું યોગ્ય ન લાગ્યું; એટલે જવાહરલાલ જ પ્રમુખ તરીકે ચૂંટાયા.

પછી તો લાહોરમાં રાવી નદીના કાંઠે મહાસભાનું એ ઐતિહાસિક અધિવેશન ભરાયું. ગાંધીજીએ જવાહરના માથા ઉપર મહાસભાનો કાંટાળો તાજ મૂક્યો. સાંસ્થાનિક સ્વરાજની માગણીની મુદતનો એ છેલ્લો દિવસ હતો. રાત પડી. બારના ટકોના થયા અને સ્વતંત્રતા પ્રાપ્તિનો ઠરાવ પેશ થયો:–

"આ મહાસભા ગયે વર્ષે કલકત્તાની બેઠકમાં થયેલા ઠરાવ મુજબ જાહેર કરે છે કે મહાસભાના ધ્યેયમાં 'સ્વરાજ' શબ્દનો અર્થ સંપૂર્ણ સ્વાતંત્ર કરવો અને વધારેમાં જાહેર કરે છે કે નેહરૂ રિપોર્ટમાં આલેખેલું બંધારણ આખું હવે રદ થયું છે એટલે તે આશા રાખે છે કે હવે પછી બધા મહાસભાવાદીઓ હિન્દુસ્તાનને માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવામાં જ પોતાની બધી શક્તિ અને સમય અર્પણ કરશે.

"સ્વાતંત્ર્યની લડતનો વ્યૂહ રચવાના પ્રારંભિક પગલાં તરીકે અને મહાસભાની નીતિ મહાસભાના બદલાયેલા ધ્યેયને બની શકે તેટલી અનુરૂપ બનાવવાના હેતુથી આ મહાસભા ઠરાવે છે કે વડી અને પ્રાંતિક ધારાસભાઓનો અને સરકારે નીમેલી કમિટીઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો અને આ મહાસભા મહાસભાવાદીઓને અને બીજા જેઓ રાષ્ટ્રિય પ્રવૃત્તિમાં ભાગ લેતા હોય તેમને સીધી અથવા આડકતરી રીતે ભાવી ચૂંટણીઓમાં ભાગ લેવામાંથી અલગ રહેવાનું ફરમાન કરે છે અને આજે જે મહાસભાવાદીઓ એ ધારાસભા અને કમિટીઓમાં કરે છે, તેમને તેમની જગ્યાનું રાજીનામું આપવાનું ફરમાવે છે.

"આ મહાસભા પ્રજાને વિનવે છે કે તેણે મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચાલુ રાખવો અને મહાસમિતિને જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે અમુક પસંદ કરેલાં કે બીજા ક્ષેત્રોમાં અને અમુક શરતો રાખીને સવિનય ભંગ અને કર ન ભરવાની હિલચાલ શરૂ કરવાનો અધિકાર આપે છે."

સંપૂર્ણ સ્વાતંત્ર્યના આ ઐતિહાસિક ઠરાવને મહાસભામાં હાજર રહેલાં હજારો પ્રતિનિધિઓએ 'વન્દેમાતરમ' અને 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'ના ગગનભેદી પોકારોથી વધાવી લીધો તેમજ જયનાદો અને ખુશાલી વચ્ચે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો વાવટો ફરકાવવામાં આવ્યો.

હિન્દના દૂર દૂરનાં ગામડાંઓમાં પણ સંપૂર્ણ સ્વતંત્રતાનો

સંદેશ પહોંચતો કરવા માટે ૧૯૩૦ની ૨૬મી જાન્યુઆરીનો રવિવાર 'સ્વાતંત્ર્ય દિન' તરીકે ઉજવવાનું અને 'હિન્દુસ્તાનનો આઝાદીનો ઢંઢેરો' વાંચવાનું નક્કી કરવામાં આવ્યું.

આ દરમિયાન સરકારે તો પોતાની આક્રમણાત્મક નીતિ એક-ધારી ચાલુ જ રાખી હતી. મીરત કેસના એકત્રીસ કેદીઓ સામે રાજાની સામે લડત ચલાવવાનો આરોપ ઘડી કાઢવામાં આવ્યો. શ્રી. સુભાષચંદ્ર બોઝ અને અગિયાર આગેવાન મહાસભાવાદીઓને ફીતુરી પ્રચારકાર્ય ચલાવવાના આરોપસર એક એક વર્ષની સખ્ત કેદની સજા થઈ. વડી ધારાસભાના શિયાળાની બેઠક ખુલ્લી મૂકતાં હંમેશની માફક વાઈસરોયે શરૂઆતનું ભાષણ કર્યું અને મહાસભાના સ્વતંત્રતા અને સવિનયભંગને લગતા ઠરાવવાનો નિર્દેષ કરતા જણાવ્યું કે— "મારી પોતાની અને નામદાર શહેનશાહની સરકારની પણ એવી ઇચ્છા છે કે અત્યારની મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવાને માટે હિન્દ અને બ્રિટન સહપ્રયત્નો આદરે તેને માટે સમાધાનીના સઘળા ઉપાયો યોજવા...પરંતુ એ સ્પષ્ટ કરવાની એટલી જ ફરજ છે કે કાયદાની મહત્તા જાળવી રાખવાને મારી અને મારી સરકાર પર જે જવાબદારી મૂકાયેલી છે તે હું પૂરેપૂરી રીતે અદા કરીશ."

પોલાદી પંજાની આ ઉદ્ધત ધમકીનો જવાબ અખિલ હિન્દે બીજે જ દિવસે અપૂર્વ ઉત્સાહપૂર્વક સ્વાતંત્ર્યદિન ઉજવીને વાળ્યો. એ દિવસે સ્વતંત્રતા માટેના પોતાના પ્રેમનું પ્રદર્શન કરવામાં શહેરો અને ગામડાઓ વચ્ચે જાણે હરિફાઈ જાગી. મુંબઈ, કલકત્તા અને બીજા મોટા શહેરોમાં લાખો માણસો જમા થયાં અને તેમણે એ એ મહાન નિશ્ચય કરી લીધો અને ગામડાંઓમાં સંખ્યાબંધ ગ્રામ્ય-સભાઓમાં એકઠા થયા. સ્વાતંત્ર્યદિને બહાર પડેલો અવાજ સમગ્ર પ્રજાનો અવાજ હતો, પોતાના લાખો મોઢાથી જાણે હિન્દમાતાએ

સ્વતંત્રતા સાધવાની અને લાંબા વખતથી પોતાને અનેક રીતે નુકશાન કરી રહેલ બ્રિટિશ સંબંધ તોડી નાખવાની પ્રતિના લીધી કેઃ—

"અમે માનીએ છીએ કે જેમ બીજી કોઈ પણ પ્રજાનો તેમ હિન્દુસ્થાનની પ્રજાનો પોતાનું તંત્ર પોતે ચલાવવાનો, પોતાની મહેનતના ફળ ભોગવવાનો અને સામાન્ય સુખ–શાંતિમાં રહેવાના સાધન પ્રાપ્ત કરવાનો અને તેમ કરીને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાનો જન્મસિદ્ધ હક છે.

"વળી અમે એમ પણ માનીએ છીએ કે જો કોઈપણ રાજ્ય કોઈપણ પ્રજાના આ જન્મસિદ્ધ હક્કો છીનવી લઇને તેમના ઉપર જુલમ કરે, તો તે પ્રજાને રાજ્ય બદલવાનો અથવા તેનો નાશ કરવાનો પણ જન્મસિદ્ધ હક છે. હિન્દુસ્તાનમાં બ્રિટિશ સરકારે હિન્દી પ્રજાનું સ્વાતંત્ર્ય હરી લીધું છે એટલું જ નહિ પણ દેશના કરોડો ગરીબોને ચૂસીને પોતાનું રાજ્ય ચલાવ્યું છે અને દેશનું આર્થિક, રાજકીય, સંસ્કૃતિક અને આધ્યાત્મિક સત્યાનાશ વાળ્યું છે, એટલે અમે માનીએ છીએ કે હવે હિન્દી પ્રજાએ એ રાજ્યની સાથેનો સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ્ય અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છૂટકો છે.

"અમે સમજીએ છીએ કે અમારો સ્વાતંત્ર્ય મેળવવાનો અતિશય કાર્યસાધક માર્ગ હિંસાનો નથી, પણ અહિંસાનો છે. એટલે અમે અમારાથી બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકારનો આપણી ઇચ્છાએ ચાલતો સહકાર છોડીને એ રાજ્યમાંથી છૂટવાની તૈયારી કરીશું અને સવિનય કાનૂન ભંગને માટે તૈયારી કરીશું. અમને ખાતરી છે કે જો આપણે આ રાજ્યને સ્વેચ્છાએ જેટલી મદદ આપીએ છીએ તે ખેંચી લઈએ અને ગમે તેટલી ઉશ્કેરણી છતાં હિંસા કર્યા વિના કર ભરવાનું બંધ કરીએ તો આ અમાનુષી રાજ્યનો અંત આપણે અવશ્ય આણી શકીશું.

"અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે મહાસભાના સિદ્ધાંતોનું અને નીતિનું અમે શિસ્તપૂર્વક પાલન કરીશું અને હિન્દની આઝાદી માટે લડતમાં સામેલ થવા જ્યારે કયારેય હાકલ થશે ત્યારે તેમ કરવા હર ઘડી તૈયાર રહીશું."

આમ સંપૂર્ણ સ્વતંત્રતાના પોતાના અજય્ય, સ્વાભાવિક અને જન્મસિદ્ધ હકને પંથે પળેલા હિન્દે સ્વાતંત્ર્ય દિન અનન્ય ઉત્સાહથી ઉજવ્યો. મહાસભાની હાકલને માન આપી ધારાસભાના ૧૭૨ સભ્યોએ પોતાની બેઠકના રાજીનામાં આપ્યાં. મહાસભાની કાર્યવાહક સમિતિએ મહાત્મા ગાંધીજીને અને તેમની સાથે કામ કરનારાઓને તેઓ ઇચ્છે ત્યાં અને તેવી રીતે અને તેઓ ઠરાવે તે મર્યાદાની અંદર સવિનય કાનુનભંગ શરૂ કરવાનો અધિકાર આપ્યો.

ગાંધીજી પ્રજાને વિજયી લડત માટે શંખનાદ સુણાવવા લાગ્યા ત્યારે સરકાર ઊંઘતી નહોતી. દમનકારક વટહુકમો, પોલીસના અને લશ્કરી થાણાઓની યોજનાઓ આમામી સામુદાયિક બળવાને નિવારવા માટે વિચારાઇ હતી તેમજ પોતાના કુદરતી મિત્રો અને ભાડુતીઓને આ પ્રસંગે તેમની ફરજનું ભાન કરાવવામાં તે પછાત નહોતી જ. આ રીતે આકાશ વાદળાઓથી છવાઇ રહ્યું હતું, ક્ષિતીજમાં જાણે વાવાઝોડાના ઓઘ એકઠા થઇ રહ્યા હતા. બન્ને બાજુએ વીજળીના કડાકા થઇ રહ્યા હતા.

આખરે અનીતિમય, સમાજવિરોધી અને સ્વતંત્ર હિન્દની ધારાપોથીમાં ન હોઇ શકે એવા કાયદાઓનો સાદર નિરાદર કરવાનો ઠરાવ થયો. મીઠાના હૈડિયાવેરા સામે કંઇ દાયકાઓથી રાજદ્વારી પુરૂષોએ પ્રકોપ કર્યો છે. એ વેરો કાયદાપોથીમાં કલંક રૂપ છે, એને નાબૂદ કરવો જોઇએ અને એવા હડહડતા અન્યાયને દૂર કર્યેજ છૂટકો છે, એટલે ગાંધીજીએ આ વેરાને સવિનય ભંગ માટે પસંદ કર્યો અને પોતાની યોજના વાઇસરોયને એક પત્ર દ્વારા જણાવીઃ—

" સવિનય ભંગની શરૂઆત કરવામાં રહેલું જે જોખમ ખેડતાં

હું આટલા વર્ષો સુધી અચકાયા કર્યો છું તેમાં હું ઊતરું તે પહેલાં જો કોઈ સમાધાનીનો માર્ગ મળે એમ હોય તો તે શોધવાની ઉમેદથી હું આપને આ લખવાને પ્રેરાઉ છું.

"અહિંસા વિષેની મારી નિષ્ઠા સાવ સાફ છે. જાણી જોઈ ને હું કોઇ પણ જીવની હિંસા કરી શકું એમ નથી તો મનુષ્ય હિંસાની તો વાત જ શી? પછી ભલેને તે માણસોએ મારું કે જેમને હું મારા સમજું છું તેમનું ભારેમાં ભારે અહિત કર્યું હોય! આથી જો કે અંગ્રેજી રાજ્યને હું એક બલા માનું છું, છતાં એક પણ અંગ્રેજને કે તેણે હિન્દમાં મેળવેલા એક પણ ધર્મ્ય હિતસંબંધને નુકશાન પહોંચાડવાનો મારો ઇરાદો નથી.

"ગેરસમજ ન થાય તે માટે ફરીથી સ્પષ્ટ કરું છું કે હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો અમલ એક બલા છે એમ હું માનું છું ખરો પણ તેથી અંગ્રેજો માત્ર દુનિયાના બીજા લોકો કરતાં વધારે દુષ્ટ છે એવું મેં કદી માન્યું નથી. ઘણા અંગ્રેજો સાથે ગાઢ મિત્રતા બાંધવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, એટલું જ નહિ પણ અંગ્રેજી રાજ્યે હિન્દુસ્તાનને કરેલા નુકશાન વિષેની ઘણી હકીકતો તો કઠોર સત્યને નિખાલસ અને નીડર રીતે ખુલ્લું પાડનારા ઘણા અંગ્રેજોના લખાણોમાંથી જ મેં જાણી છે, એ પણ મારે આભારપૂર્વક સ્વીકારવું જોઇએ.

"ત્યારે હું શા માટે અંગ્રેજી રાજ્યને એક બલા રૂપ માનું છું?

"કારણો આ છેઃ 'આ રાજ્યે એક એવા પ્રકારનું તંત્ર ગોઠવી દીધું છે કે, એથી દેશ સદૈવ વધતા જ પ્રમાણમાં ચુસાયા જ કરે; વળી એ તંત્રનો લશ્કરી અને દીવાની ખર્ચ એટલો તો સત્યાનાશ વાળનારો છે કે દેશને એ કદી પોસાઇ શકે એમ નથી. આને પરિણામે હિન્દુસ્તાનની રાંકડી કોટયવધિ પ્રજા ભિખારી થઈ ગઈ છે.

"રાજકીય દ્રષ્ટિએ આ રાજ્યે અમને લગભગ ગુલામ બનાવી

દીધા છે. અમારી સંસ્કૃતિના પાયા જ એણે ઉખેડવા માંડયા છે. અને પ્રજાને નિઃશસ્ત્ર કરવાની એની નીતિએ અમારી માનવતાને હણી નાખી છે. સંસ્કૃતિના નાશથી થયેલી આધ્યાત્મિક હાનિનો નિઃશસ્ત્ર દશામાં ઉમેરો થવાથી કાયર, અસહાય અધીનતાના જેવી મનોદશા અમારી પ્રજામાં કેળવાઇ છે.'

"મારા બીજા કેટલાક દેશબંધુઓની માફક હું પણ આશા બાંધીને બેઠો હતો કે આપે સૂચવેલી ગોળમેજી પરિષદમાં આનો કાંઇ ઉકેલ નીકળશે પણ જ્યારે આપે મને ચોખ્ખું જણાવી દીધું કે પૂર્ણ 'સાંસ્થાનિક' દરજ્જાની કોઇપણ યોજનાને ટેકો આપવાની આપ અથવા બ્રિટિશ પ્રધાન મંડળ બાંહેધરી આપવા તૈયાર નથી, ત્યારે મને લાગ્યું કે હિન્દુસ્તાનનો સમજણો વર્ગ સ્પષ્ટ જ્ઞાનથી અને અજ્ઞાનને લીધે મૂંગો રહેલો કરોડો લોકોનો વર્ગ અસ્પષ્ટ ભાનથી જે દુઃખો દૂર કરવા તલસે છે તેનો ઉપાય ગોળમેજી પરિષદ લાવી શકે એમ નથી. અંતિમ નિર્ણય આપવાના પાર્લામેન્ટના અધિકારને લઇ લેવાનો આમાં સવાલ જ નહોતો એમ કહેવાની જરૂર ભાગ્યે જ હોય. પાર્લામેન્ટની અનુમતિ મળશે જ એવી અપેક્ષા રાખી પ્રધાન-મંડળ રાજનીતિ નક્કી કરી નાખે એવા દાખલા આજ પહેલાં અને-ક વાર બન્યા છે.

"જે રાજકીય ફેરફારોથી ઇંગ્લાંડના હિન્દ સાથેના વેપારને જરાયે આંચ આવે તથા હિન્દ સાથે તેણે કરેલા આર્થિક વ્યવહારોની યોગ્યા-યોગ્યતાની તટસ્થ પંચ પાસે ઊંડી તપાસ કરવાની જરૂર પડે એવા રાજકીય ફેરફારો કરવાની નીતિ અખત્યાર કરવાની બ્રિટિશ રાજપુરુ-ષોની મુદ્દલ વૃત્તિ નથી એમ દીવા જેવું સ્પષ્ટ જણાય છે. પણ હિન્દને ચૂસવાની આ પદ્ધતિનો અંત આણવા માટે કાંઇ ઇલાજ ન લેવામાં આવે તો હિન્દની પાયમાલીનો વેગ દિનપ્રતિદિન વધતો જ જવાનો છે. આપના નાણાંખાતાના મંત્રી કહે છે કે એક શિલિંગ છ પેનીનો

હૂંડિયામણનો ભાવ તો છઠ્ઠીના લેખ જેવો છે. આમ માત્ર એક કલમના ગોદાથી હિન્દના કેટલાક કરોડ રૂપિયા તાણી જવામાં આવે છે. અને જ્યારે આ અને એવા બીજા અનેક છઠ્ઠીના લેખને ટાળવા સત્યાગ્રહ અથવા સવિનય કાનૂનભંગ અજમાવવાનો ગંભીર પ્રયત્ન કરવાની વાત થાય છે ત્યારે આપ પણ શ્રીમંત વર્ગને વિનવો છો કે વ્યવસ્થાના હિતાર્થે આવી હિલચાલો દાબી દેવામાં અમને મદદ કરજો. પણ આ તમારી ‘વ્યવસ્થા’ની તળે તો હિન્દના ચૂરેચૂરા થઈ રહ્યા છે.

“પ્રજાને નામે જેઓ કામ કરી રહ્યા છે તેઓ જો સ્વતંત્રતાની ઝંખના પાછળ રહેલા ઉદ્દેશો સ્પષ્ટપણે ન સમજે અને સર્વની દૃષ્ટિ સમક્ષ તેને ન રાખે તો એવી ધાસ્તી છે કે જેમને માટે એ સ્વતંત્રતા ઇચ્છાય છે અને મેળવવા જેવી છે તે રાતદિન શ્રમ કરતા છતાં મૂંગા રહેલા કરોડોને એ સ્વતંત્રતા એટલા બોજા તળે કચડાયેલી મળે કે તે કશી વિસાતની ન રહે. આ કારણથી સ્વતંત્રતાનો સાચો અર્થ શું એ હું કેટલાક દિવસથી પ્રજાને સમજાવી રહ્યો છું ...ઇંગ્લૅન્ડ જે લૂંટ ચલાવી રહ્યું છે તેનો હિન્દ એકમતે વિરોધ કરી રહ્યું છે છતાં ઇંગ્લંડનો એક મોટો રાજકીય પક્ષ તે લૂંટ છોડી દેવા તૈયાર નથી એમ મને લાગ્યું છે.

“પણ હિન્દી પ્રજાને જીવતી રાખવા અને ધીમે ધીમે ભૂખમરાથી થતો તેનો વિનાશ અટકાવવા કંઈક પણ તાત્કાલિક ઇલાજ શોધ્યે જ છૂટકો છે. વાજબી હોય કે ગેરવાજબી હોય પણ હિન્દનો વેપાર અને હિન્દમાં રહેલા સર્વ લાભો પોતામાં રહેલા બળના જોર પર ઇંગ્લૅન્ડ ઝાલી રાખવા ચાહે છે. આ યમપાશથી છૂટવા માટે જેટલું બળ આવશ્યક છે તેટલું હિન્દે સંપાદન કરવું જ રહ્યું. આટલું તો બંને પક્ષે નિર્વિવાદ છે કે હિન્દમાં રહેલો હિંસક પક્ષ ભલે અવ્યવસ્થિત અને આજે નજીવો હોય છતાં તે દિવસે દિવસે બળવાન થતો

જાય છે અને અસરકારક બનતો જાય છે. એનું ધ્યેય અને મારું ધ્યેય એક જ છે. પણ મારી ખાતરી છે કે હિંદના કરોડોને જે મુક્તિ જોઇએ છે તે એ નહિ અપાવી શકે. વળી મારી દિવસે દિવસે દૃઢ પ્રતીતિ થતી જાય છે કે શુદ્ધ અહિંસા સિવાય બીજા કશાથી બ્રિટિશ સરકારની વ્યવસ્થિત હિંસા અટકાવી શકાશે નહિ. ઘણા માને છે કે અહિંસામાં કાર્યસાધક શક્તિ નથી. જો કે મારો અનુભવ પરિમિત છે, છતાં તે એવો છે કે અહિંસામાં તીવ્ર કાર્યસાધક શક્તિ રહેલી છે, અંગ્રેજી સત્તાની વ્યવસ્થિત હિંસાશક્તિ સામે તેમજ દેશના હિંસક પક્ષની અવ્યવસ્થિત હિંસાશક્તિ સામે એ તીવ્ર શક્તિને યોજનાનો મારો ઇરાદો છે. જો હું મૂંગો બેસી રહું તો એ બન્ને હિંસક શક્તિઓને છૂટી લગામ આપ્યા જેવું થશે. મારી સમજ પ્રમાણેની અહિંસાની અમોઘ શક્તિમાં મારી નિઃશંક અને અડગ શ્રદ્ધા હોવાથી તેનો પ્રયોગ કરવાને બદલે હું માથે હાથ મૂકી બેસી રહું તો મને લાગે છે કે હું પાપમાં પડું.

"આ અહિંસાશક્તિ સવિનય ભંગ દ્વારા વ્યક્ત થશે. હાલ તુરત તો માત્ર સત્યાગ્રહાશ્રમના વાસીઓ દ્વારા જ એનો અમલ થશે, પણ આગળ ઉપર તો એ પદ્ધતિની સ્પષ્ટ મર્યાદાઓને જેઓ સ્વીકારે તે સર્વે તેમાં સામેલ થઇ શકે એવી તેની યોજના છે. હું જાણું છું કે અહિંસાત્મક લડત ઉપાડવામાં ગાંડું સાહસ કહી શકાય એવું જોખમ હું ખેડી રહ્યો છું, પણ ગંભીરમાં ગંભીર જોખમો ખેડયા વિના સત્યનો જય થયો નથી. જે પ્રજા પોતાના કરતાં વધારે મોટી અને પ્રાચીન, અને પોતાના જેટલી જ સંસ્કારી પ્રજાનો જાણે અજાણે નાશ કરી રહી છે, તે પ્રજાનો હૃદયપલટો કરવા માટે જેટલું જોખમ ખેડવું પડે તેટલું ઓછું.

"સવિનય કાયદા ભંગ દ્વારા સત્યાગ્રહ કરવાની યોજના અન્યાયો સામે લડવાની રહેશે. બ્રિટિશ પ્રજા સાથેનો સંબંધ તોડી નાખવાની

અમને ઇચ્છા થાય છે તેનું કારણુ અન્યાયો જ છે. એ દૂર થતાં રસ્તો સરળ થશે. પછી સુલેહનો માર્ગ ખુલ્લો થશે. હું આપને આદરપૂર્વક વિનવું છું કે અન્યાયોને સ્વીકારો, તેને તત્કાળ દૂર કરવાનો માર્ગ કાઢો, અને આ રીતે સર્વ માનવજાતિનું કલ્યાણુ શોધવાના આશયથી જ બે સરખા દરજ્જાના પક્ષો સલાહ માટે ભેગા થાય તેવો માર્ગ લો, આથી સ્વેચ્છાપૂર્વક મિત્રતા બંધાશે.

"અનિષ્ટો દૂર કરવાનો આપ કોઇ ઉપાય શોધો નહિ અને મારા કાગળની આપની ઉપર અસર ન થાય તો આ મહિનાની ૧૧મી તારીખે હું આશ્રમના શક્ય હશે તેટલા સાથીઓ સાથે મીઠાને લગતા કાયદાઓનો અનાદર કરવાનું પગલું ભરીશ. ગરીબ વર્ગના દૃષ્ટિબિન્દુથી આ કાયદો મને સૌથી વધુ અન્યાયી લાગ્યો છે. સ્વાતંત્ર્યની લડત દેશના ગરીબમાં ગરીબ વર્ગ માટે મુખ્યત્વે હોવાથી આ અનિષ્ટ સામેની લડતથી શરૂઆત કરવામાં આવશે."

આ પત્રનો વાઇસરોયે તરત જ ટૂંકામાં સ્પષ્ટ જવાબ વાળ્યો. તે યુદ્ધના પડકાર રૂપ હતો. આમ ગાંધીજીની કૂચ અનિવાર્ય થઇ અને તેને માટે જરૂરી બધી તૈયારી થઇ ગઇ. સર્વત્ર સલૂણા સંગ્રામના દુંદુભી વાગવા લાગ્યા.

બારસદ-સત્યાગ્રહમાં બહારવટિયા અને બ્રિટિશ સરકાર સામે સફળતાપૂર્વક સામનો કરનારા, એ બન્ને બળિયાઓ સાથે બહાદુરીથી બાથ ભીડનારા ભડવીર વલ્લભભાઈને 'ગુજરાતના સુબા'ના નામે સસ્નેહ સંબોધવામાં ગુજરાત ખરેખરો ગર્વ અનુભવી રહ્યું હતું. પરંતુ હવે તો બારડોલીના બેઠા બળવાએ એમને 'સરદાર'નું શ્રેષ્ઠ બિરદ આપીને સન્માન્યા હતા અને સારો યે દેશ એમને આદરપૂર્વક 'અમારા સરદાર'ના નામે ઓળખવામાં અધિકાધિક અભિમાન લઇ રહ્યો હતો.

સંપૂર્ણ સ્વરાજ મેળવવા મહાસભાએ સ્વતંત્ર હિન્દની ધારાપોથીમાં ન હોઈ શકે એવા કાયદાઓનો સાદર નિરાદર કરવાનો ઠરાવ કર્યો હતો. મીઠાનો હૈડિયો વેરો હિન્દની કાયદાપોથીમાં કલંક રૂપ હોઇ એની સામે કંઇક કાયદાઓથી રાજદ્વારી પુરુષોએ પ્રકોપ કર્યો છે. પાણી સિવાય મીઠા જેવી એક પણ વસ્તુ નથી કે જેના ઉપર વેરો નાંખીને સરકાર કરોડો ગરીબ ગુરબાં, લૂલાં લંગડાઓ અને બીમારો તેમજ તેમના પશુ પાસેથી પણ કર ઉઘરાવી શકે છે; એટલે આ મીઠા વેરો એ મનુષ્યની કુટિલ બુદ્ધિમાંથી નીકળેલો અતીવ નિર્દય હૈડિયા વેરો છે. આ કરનું અન્યાયીપણું એવું ભયંકર છે કે જેમ માણસ ગરીબ થતો જાય છે તેમ તેને કર વધારે આપવો પડે છે, પૈસાદાર માણસ ઉપર અને ગરીબના ઉપર એનો સરખો બોજો છે. એ સરખાપણામાં જ એનો અન્યાય રહેલો છે. અડધી ગુલામ અને અડધી સ્વતંત્ર એવી સરકારને તોડી પાડવા માટે આ મીઠા વેરો

એક સુંદર સાધન છે એની પ્રતીતિ થતાં ગાંધીજીએ પોતાના મોરચા બાંધવા માંડયા હતા.

આર્યોની આદિ ભૂમિની એ પુણ્યસલીલા 'રાવી'ના કાંઠે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ મહાસભાએ સર્વાનુમતે પસાર કર્યો, તે દિવસથી જ 'અમારા સરદારે' સ્વાતંત્ર્ય–સંગ્રામની તડામાર તૈયારીઓ કરવી આરંભી દીધી હતી. ગુજરાતભરમાં પોતાના વિશ્વાસુ માણસો મોકલીને તેમણે મીઠું અને ખારી ક્યાં ક્યાં પાકે છે તેની માહિતી ભેગી કરવા માંડી હતી. પ્રાંતભરમાં એક ગામથી બીજે ગામ વીજળી વેગે ફરતા રહીને તેમણે લોકોની સ્વતંત્રતાની લડતને વધુ ગતિમાન બનાવવા માંડી હતી.

જગતના મહાનમાં મહાન સામ્રાજ્ય સામે સામુદાયિક ચળવળ–સમરસ સંગ્રામનો શંખનાદ ફૂંકાઈ ગયો હતો. અહિંસક યુદ્ધના–આ સમરસ– સંગ્રામના સર સેનાપતિ તો સાબરમતીના સંત– મહાત્મા ગાંધી હતા, છતાંય એમના સંદેશને ગુજરાતના લોકો સુધી પહોંચાડવાનો તેમજ તાપી, નર્મદા અને સાબરમતીના કાંઠા પર વસતા નરમ માનવીઓને માતૃભૂમિની મુક્તિ માટે લડતી અહિંસક સેનાના નીડર અને અણનમ સૈનિકો બનાવી દેવાનો ભગીરથ યત્ન 'અમારા સરદારે' અવિશ્રાંતપણે આદરી દીધો હતો.

તાતી તલવાર જેવી વલ્લભવાણીના પ્રથમ દર્શન ગુજરાતે પતિત પાવની નર્મદાજીના પૂણ્ય–તીર્થકાંઠે કર્યાં. એ વીર વાણીમાં સત્ય અને અહિંસાના અમૂલા તત્વો સાથે મર્દાનગી ભારોભાર ભરી હતી. એ શબ્દોમાં નૂતન ગુજરાતને ઊંઘમાંથી ઢંઢોળીને ઉઠાડવાનો પરમ સાદ હતો. એ ભભૂકતા ભાષણની ભવ્યતા અને પ્રેરકતાથી પ્રેરાઈને તો અમેરિકા અંજાઈ ગયું હતું અને એના બારસેંહ ઉપરાંત અખબારોએ એ પ્રસિદ્ધ કરીને એની સારા યે જગતને જાણ કરી હતી.

ભરૂચના એ ભવ્ય અને પ્રચંડ પુરાલય–મ્યુનિસિપલ હોલ

પાસેના ખુલ્લા વિશાળ મેદાનમાં હર્ષને હિલ્લોળે ચઢેલી હજારોની સંખ્યામાં એકઠી મળેલી માનવમેદનીને સંબોધીને 'અમારા સરદારે' ઓજસ્વી ભાષામાં શહીદીની ઉષ્મા આણતું એકધારૂં ભાષણ કરતાં ઉંચ સ્વરે ઉદ્‌ઘોષણા કરી હતી કેઃ—

"જગતના ઇતિહાસમાં ન લખાયેલું એવું ધર્મયુદ્ધ થોડા દિવસમાં—કેવળ દશ પંદર દિવસમાં જ શરૂ થનાર છે; અને એનું રણશીંગડું વાગી પણ ચૂક્યું છે. એ રણસંગ્રામની શરૂઆત ગુજરાતમાંથી જ થશે. ગુજરાતે તે માથે લીધું છે, માટે આપણને નામોશી ન લાગે તેમ કરવાનું છે. જેઓ મરણથી ડરતા હોય, તેમણે જાત્રાએ ચાલ્યા જવું જોઇએ. જેઓ સાચા ગુજરાતીઓ છે, તેઓ બારણાની પછવાડે ભરાઇ બેસશે નહિ.

"ભરૂચ બધામાં શ્રેષ્ઠ પદ ભોગવતું આવ્યું છે અને તેથી જ આ વખતે ભરૂચ પાછી પાની નહિ જ કરે એમ હું માનું છું. મહાસભાએ રચનાત્મક કાર્યક્રમ ઘડ્યો છે તે બધાના જાણવામાં આવ્યું છે. આપણે તો જોઇતી મદદ મહાસભાને આપી સહકાર કરવાનો છે. સરકાર પાસે નાણાં નથી. આપણી સ્થિતિ કેવી થઇ ગઇ છે તે બધા જાણે છે. સરકારને માત્ર કોલેજીયનો અને વકીલ—બેરિસ્ટરોનો જ સહકાર છે. કોલેજો તો ગુલામો પેદા કરવાનું સ્થાન છે, માટે આ વખતે કોલેજીયનો તથા વકીલો દેશમાં જે ચળવળ ચાલી રહી છે તેમાં પોતાનો યોગ્ય ફાળો આપશે. જ્યારે નેતાઓ પકડાય ત્યારે વકીલોએ અદાલતોમાં અને વિદ્યાર્થીઓએ શાળાઓમાં ન જવું જોઇએ.

"આ અંતિમ લડત છે. સંખ્યાબંધ લોકો દરની કીડીઓની પેઠે જેલમાં જવા તૈયાર છે. લડતના સ્થાનની પસંદગી માટે બારડોલી અને ખેડા જિલ્લા વચ્ચે હરીફાઇ છે. મેં તો તેમને જણાવી દીધું છે કે તમે મોતને ભેટવા તૈયાર હશો તો તમને માર્ગ મળી રહેશે. સરકાર ખાવાની મીઠા જેવી ચીજ પર કર લે છે. દરિયામાંથી ખાઇ

પાણી લાવી કોઇ મીઠું પકવે તો તેને દંડની સજા છે. ખેડાના ધારાળાઓ તો હંમેશા મીઠું પકવીને જેલમાં જાય છે. હું તેમને મીઠું પકવવાને જણાવીશ.

"રત્નાગિરી જિલ્લાનો સાગર કિનારો તો મીઠાથી ભરેલો છે, કેટલાંક સરોવરો પણ મીઠાથી ભરેલા છે. ઢોરોને ત્યાં ચારો ચરતા અટકાવવા પહેરો મુકવામાં આવ્યો છે.

"સરકારે કુવા અને તળાવો પર પણ કર નાખ્યો છે. સરકાર પાણીનો કર લે છે, જમીનનો કર લે છે. ફક્ત કરમાંથી હવા એકલી જ મુક્ત રહી છે. તે પણ તેમની નજરમાં આવે તો લે. જો સરકાર હવા પર કર નાખશે તો હું લોકોને નાક બંધ કરવાની સલાહ આપીશ. આ ગુલામીમાંથી છૂટવાનું કોને ન ગમે? એ બધું તમારું છે અને તમો તેની માગણી કરો છો. તેમાં ખોટું શું છે? આપણું છે અને તે આપણે લેવાનું છે. સમય આવશે ત્યારે શું કરવું તે આપણે મેળે જ જાણતા થઈ જઈશું.

"સમજો કે સરકારે ગાંધીજીને પકડયા, તમારા જિલ્લામાંથી ડો. ચંદુલાલ, શ્રી. છોટુભાઇ વગેરે કામ કરનારાઓને પણ ગિરફતાર કર્યાં, તો પછી તમે શું કરશો? શું તમે કપાળે હાથ દઈને બેસી રહેશો? અંદર અંદર કુસંપ અને ઝઘડા કરતા રહેશો? જે વખતે દેશમાં ગુલામીમાંથી મુક્તિ મેળવવાનો મહાન પ્રયત્ન થઇ રહ્યો છે, તે વખતે જો તમે તમારા લડાઇ–ટંટામાં જ પડયાં રહેશો તો ઇતિહાસમાં તમારૂં નામ કાળા અક્ષરે લખાઈ જશે.

"ગુજરાતના ખેડૂતોને હું કહી રાખું છું કે તમારે કરવાનું તે તો મહાસભાનો હુકમ આવે ત્યારે છે, પણ તમે તૈયાર થઈ રહેજો. એવો કોઈ હુકમ આવવાનો નથી કે જે તમારાથી ન ઉપડે. તમને લાઠી ઉઠાવવા કે બંદુક પકડવા કોઇ કહેવાનું નથી. તમારી પાસે એ એટલું માગશે કે સરકાર સાથેનો તમારો તમામ વહેવાર તમે બંધ

કરો. સરકારને તમારા ગામમાંથી પટેલાઈ કરનાર કોઇ ન મળે, અમલદારો આવે તો તેમની પાછળ પાછળ ફરનાર કે તેમની બધી ખટપટ કરનાર કોઇ ન મળે. સરકારી અમલદારની આપણુનો આપણુને આભડછેટ લાગવી જોઇએ. જે વખતે આપણા શિરછત્ર સમા આગેવાનોને કેદમાં પૂરવામાં આવે તે વખતે એ સરકારની નોકરી કરીને પેટ ભરવું એના કરતાં તો પેટ ફોડી નાખવું જોઇએ. પણ નોકરીની ગુલામી કરનારને શૂર નથી ચઢવાનું. ભલે તેઓ નોકરી કરે. આપણે માત્ર તેમનાથી દૂર રહીએ.

"આ લડત કોઇ અમુક કોમની નથી. એ તો સૌની અને સૌના કલ્યાણની છે. લડાઈ જબરદસ્ત થવાની છે. તમારા જેવા ખૂણામાં પડેલાઓને પણ જ્યારે ગાંધીજી પકડાશે, તમારે ત્યાંના ડૉ. ચંદુલાલ પકડાશે ત્યારે તમને ખબર પડયા વિના રહેવાની નથી. સારાયે દેશની હવા જ એવી થઈ જશે કે આપણે દરેક પોતપોતાનો ધર્મ પાળતા થઈ જઈશું.

"તમારી અંદર ઝઘડાઓ હોય તેને હમણાં બંધ કરી દો. બારડોલીમાં યે કંઇ ઝઘડા નહોતા? પણ તેમને સમજ પડી ગઈ કે હમણા નાવમાં બેઠા છીએ તેથી નાવનું ગાબડું બધા મળીને પૂરવું નહિ તો બધાજ ડૂબી જવાના.

"તમે હજુ રાષ્ટ્રીય પ્રવૃત્તિના જાણકાર નથી. તેથી તમને હું વધુ કંઇ નથી કહેતો. આજે બારડોલીના ખેડૂતો મારી સામે હોય તો તેમને આટલું જ ન કહું. તેમને કહું: 'બોલો, તોપ જોવી છે? બોંબ જોવા છે? આકાશમાંથી ગોળા પડતા હોય અને છોકરાં ધાણીની પેઠે ફૂટીને મરતા હોય એ બધું જોવું છે?' ત્યાંની બાઈઓ કહે છે કે 'હા, એ બધુ બતાવો. પારકા માટે હસતે મોઢે મરવું એ કરતાં રૂડું શું?' પટા ઘસીને મરવા કરતાં બળિયા સાથે બાથ ભીડી મરવું એ બહાદુરોનું—ક્ષત્રિઓનું કામ છે. ક્ષત્રિય કંઇ જન્મથી થોડા થાય

છે ? એ તો કર્મથી થાય. ગરાસિયા કદી મોતથી ડરે ? જે વડવાઓએ ગરાસ મેળવ્યા હશે તે તો બહાદુર હશે, એમને જો ખબર હોત કે અમારી પાછળ એવા વંશજો પાકશે કે જેઓ પડછાયાથી પણ ભડકશે તો તેઓ લખત કરી જાત કે એવા કાયર છોકરા અમારા કુળમાં પાકે ત્યારે બહાદુરોનો આ ગરાસ તેમને ન મળે પણ બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ કરી દેવામાં આવે. ક્ષત્રિય કોમના માણસોને હું શું કહું ? તમારી આંખમાં તેજ હોવું જોઇએ. બારડોલીના કણબીઓ ઢીલા દેખાતા હતા. તેમને મેં બતાવ્યું હતું કે ખરો કણબી બચ્ચો ચાલે ત્યારે તો ધરતી ધ્રુજવી જોઈએ.

"બારડોલીના ખેડૂતોને આજે કલેકટર કે કમિશનર ડરાવવા જાય તો એ ડરશે નહિ. અને હિંમતથી જવાબ આપશે. ખેડૂતનો બચ્ચો જેને તેને નીચો નમી સલામો કરતો હશે ? આપણે કોઇના નોકર છીએ ? તમારામાંના ઘણા પાંચ પાંચસેંહ વીઘાના ધણી છો. મામલતદાર જેવા તો તમારે ઘેર બળદ હાંકનારા રાખી શકો છો. તમને તમારા માન અને ઇજ્જતનું ભાન ગયું છે, તે હું પાછું લાવવા માગું છું.

"પટેલ કોણ ? જેને ગામ પસંદ કરે તે પટેલ થાય. પટેલ તે સરકારનો પગાર ખાય ? બાર મહિને પચીસ રૂપિયાના પગારની નોકરી તે કરાતી હશે ? એ કરતાં આબરૂભરી મજુરી કરે તોયે છ આના મળે. ગામના પટેલનું કામ તે સરકારી નોકરની ખિદમત કરવાનું અને એને ખવડાવવાનું કદીયે હોતું હશે ? મામલતદારનો ઉતારો તો ચોરે જ હોય. પૈસા ખરચીને જેમ આપણને બધુંય મળે છે, તેમ એને યે બજારમાંથી જે જોઈએ તે મળી શકે છે. પણ આપણે ખુશામતનો ઊંધો રસ્તો લીધો છે. સાચા પટેલો તો તકીએ બેસે અને મામલતદાર તેમની સામો બેસે. ગામનું કામ પટેલ કહે તેમ થાય. પાકની આની પટેલ આઠ આની લખાવે અને મામલતદારને બાર આની લાગે તોયે પટેલનોજ સીક્કો ચાલે. તેને બદલે

આજે તો હારતોરા લઈ ને એની પાછળ ફરો છો. હાડકાના ટુકડા ઉપર પડાપડી કરો છો. બારડોલીના ખેડૂતો તો એ મોહ તરી ગયા છે અને આજે ત્યાંના પટેલને કોઇ દબાવવા જાય છે તો એ ફટ દઈને રાજીનામું લખી આપે છે.

"કોઈ પૂછે છે કે પટેલ જાય તેથી કંઇ સરકારનું રાજ થોડું જાય? હા. સાચા પટેલ જાય તો રાજ્ય જરૂર જાય. ગુજરાતમાં તો એક દિવસે તમામ પટેલોના રાજીનામાં પડવાં જોઇએ.

ખેડૂતો આંધળા થયા તેથી તો તેઓ શેઠ મટીને નોકર બન્યા છે અને નોકર શેઠ બની ગયા છે. તમારા પૈસા ઉઘરાવી, ચાકર રાખ્યા તે જ આજે અમલદાર બની બેઠા.!! ખેડૂતો કોનો કેટલો દરજ્જો તે પણ જાણતા નથી. તલાટી અને સરકલ ઇન્સ્પેકટર જેવાને પણ સાહેબ અને સરકલ સાહેબ કહો છો. ફોજદાર આવ્યો તો એને પણ ફોજદાર સાહેબ કહો છો. એ સાહેબ તે ક્યાંના આવ્યા? એમના મા કે બાપ કોઇ ગોરા સાહેબો થોડા જ છે? એમને સાહેબ કહો એ તો એમને ગાળ છે, પણ એ લોકો ખેડૂતો સાહેબ કહે ત્યારે પહોળા પહોળા થાય છે. તે જાણે ખરેખર સાહેબજાદા હોય એમ માને છે. ખેડૂતોએ આવી દીનતા ભૂલવી જોઇએ, સાહેબ તો એક માત્ર ખુદા, પાક પરવરદિગાર છે. પોતાના ચાકરોને સાહેબ કહીએ તો એ ફાટી જાય.

"ખેડૂતને સાચું ભાન થશે ત્યારે બધુંય દુઃખ જશે. હવે પંદર દિવસમાં જ મહાન યુદ્ધ થવાનું છે. ગમે તેટલો જુલમ વરસાવે તો પણ એ ચલાવવાની દેશના આગેવાનોએ તૈયારી કરી છે. એમાં હિસ્સો આપવાનું ગુજરાતના ખેડૂતોને અને તમને સૌને ધન્યભાગ્ય મળો."

૩૪

**માતૃભૂમિની** મુક્તિ માટેની અહિંસક અસહકાર અને સવિ-નય કાનુનભંગની સામુદાયિક લડતની શરૂઆત કરવાની તડામાર તૈયારીઓ દેશભરમાં થઇ રહી હતી. વીરતાભરી વલ્લભવાણી વાતા-વરણમાં વીરરસ રેલી રહી હતી. 'સરદાર'ના સળગતા શબ્દબાણોએ અને ભભૂકતા ભાષણોએ દેશભરમાં દાવાનળ સળગાવ્યો હતો અને એમના પુણ્યપ્રકોપભર્યાં પ્રવચનોએ પ્રજાહૃદયમાં અજબ પલટો આણ્યો હતો. વલ્લભભાઈના વાણી પ્રાબલ્યથી સરકાર પણ ચોંકી ઊઠી હતી.

'વિજય અથવા મૃત્યુ' શબ્દોને પોતાના જીવનસંદેશ રૂપ ગણીને ગાંધીજીએ હિન્દ સ્વતંત્ર ન બને ત્યાં સુધી આશ્રમમાં પાછો પગ ન મૂકવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઈને મહાભિનિષ્ક્રમણ કરવાનો દૃઢ નિર્ણય કર્યો હતો; અને એમના એ મહાભિનિષ્ક્રમણનો માર્ગ પણ નક્કી થઈ ગયો હતો. મહાત્માજી તા-૧૨મી માર્ચ ૧૯૩૦ના રોજ મહાભિનિષ્ક્રમણ કરે એ પહેલાં 'સરદાર' ખેડા જિલ્લાના નદી કાંઠાના ગામોએ આવી કાંઠાના ઠાકરડાઓને લડતમાં શાંતિથી અહિં-સક રહીને સાથ આપવાનું કહે એમ જિલ્લાના કાર્યકર્તાઓને માગણી કરી. વલ્લભભાઈએ એમની એ વિનંતિ માન્ય રાખી એટલે તેઓ તા. ૭મીએ આણંદ ઊતરે અને ત્યાંથી મોટરમાં બોરસદમાં આવી સીધા મહીસાગર નદીના કાંઠા પર આવેલાં કંકાપુર ગામે જાય અને ત્યાં સભાનો કાર્યક્રમ પૂરો કરી પાછા સાંજની ફાસ્ટમાં અમદાવાદ જઈ પહોંચે એવી ગોઠવણ થઈ. બોરસદથી કંકાપુર જતાં વચ્ચે આવતા રાસ ગામને આ ગોઠવણની ખબર પડી. 'સરદાર' પોતાને ગામ રોકાયા વગર પાદરમાંથી જ પસાર થઇ જાય એ રાસને ન

રૂચ્યું; એટલે પોતાના આગેવાનોને બોરસદ મોકલ્યા. તેમણે 'સરદાર' રાસ ગામે જમીને કંકાપુર જાય એવી વ્યવસ્થા કરવાને બોરસદના કાર્યકર્તાઓને વિનંતિ કરી અને એ વિનંતિ માન્ય પણ રખાઇ.

ખેડા જિલ્લાના કાંઠાળ ગામોમાં 'સરદાર' પ્રવાસે નીકળવાના છે એવી બાતમી મળતાં સરકારે ભારે ધમાલ કરી મૂકી. પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ અને પોલીસ પાર્ટીઓ ઊતરી પડી અને 'સરદાર'ના આગમનની કામના ડોળે રાહ જોવા લાગી. આખરે તા. ૭મીની સવારે 'સરદાર' આણંદ સ્ટેશને ઉતર્યા અને ખાસ તૈયાર રાખવામાં આવેલી મોટરબસમાં બેસી રાસ જવાને ઉપડયા. એમની મોટરની આગળ અને પાછળ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટની મોટર અને પોલીસથી ભરેલી લોરી ચાલવા લાગી. બરોબર સાડા દશ વાગે 'સરદાર' રાસ ગામે પહોંચ્યા અને ત્યાંના એક મંદિરમાં ઉતર્યા. 'સરદાર'ના આગમનની જાણ થતાં જ ગામના આગેવાનો એમને વિનવવા આવ્યા કે સભાની ગોઠવણ કરી છે અને કાંઈ પ્રવચન આપો.

ગામની ભાગોળે એક વિશાળ વડ નીચે સભાની સુંદર વ્યવસ્થા કરવામાં આવી હતી. 'સરદાર'ની રજા મળી કે તુરત ગામમાં સભાની જાહેરાત થઈ ગઈ, ગામમાં જાહેરાત થઇ કે પોલીસ અમલદારોની દોડધામ શરૂ થઈ. કંકાપુરનો કાર્યક્રમ જાહેર હતો તેથી પોલીસની બે મોટરલોરીઓ અને બોરસદના પહેલા વર્ગના માજિસ્ટ્રેટ કંકાપુર જઈ પહોંચ્યા હતા. સરકારની એવી ગોઠવણ હતી કે બોરસદ તાલુકામાં સરદારને ભાષણ કરવા ન દેવું. ભાષણ કરે તે પહેલાં નોટિસ આપવી એટલે રાસની સભાની જાહેરાત થઇ કે તરત કંકાપુરથી બધી ધમાલ પાછી રાસ આવી.

બપોરના બે વાગ્યા હશે ત્યાં હજારો સ્ત્રીપુરૂષોની શાંત મળેલી સભામાં 'સરદાર' વન્દે માતરમ્ અને મહાત્મા ગાંધીજીના જયઘોષો વચ્ચે આવ્યા. સભામાં 'સરદારે' સ્થાન લીધું ત્યાં તો પોલીસટુકડી સાથે બોરસદના પહેલા વર્ગના મેજિસ્ટ્રેટ આવી પહોંચ્યા અને

ધ્રૂજતે હાથે 'સરદાર'ને એક નોટિસ આપી. એ નોટિસ વાંચીને ઉભા થઈ 'સરદારે' નીરવ શાંતિમાં લોકોને સંબોધી કહેવા માંડ્યું:—

"આ માજિસ્ટ્રેટ સાહેબ તરફથી મને નોટિસ આપવામાં આવી છે. તેમાં લખ્યું છે કે મારે આ સ્થળે અને તેની આજુબાજુ પાંચ માઇલની અંદર કાંઇપણ ભાષણ કે સૂત્રોનું ઉચ્ચારણ કે નિશાનીઓ કરીને જાહેર સુલેહશાંતિનો ભંગ ન કરવો અને તેમ કરૂં તો મને પકડવામાં આવશે. મારા ભાષણથી શાંતિનો ભંગ થશે એવી સરકારને બીક છે. મને પૂછવામાં આવે તો હું તેમને ખાતરી આપું છું કે કોઇપણ પ્રકારે શાંતિનો ભંગ મારા ભાષણથી થવાનો નથી; પણ તે કોઈ તેમ માને ખરા કે?

"પોલીસ અમલદારો ધારે તો મને પકડી શકે છે. તમે મારૂં સાચુ સ્વાગત કર્યું એ હું ત્યારે જ માનું કે જયારે મને તેઓ પકડે ત્યારે તમે કોઇ ધાંધલ ન કરો કે તેમનું અપમાન ન કરો. એ સરકારી અમલદારો છે અને તેમને તેમની ફરજ ખુશીથી બજાવવા દો. માજીસ્ટ્રેટ સાહેબ મને કલેકટરના હુકમથી પકડવા આવ્યા છે અને તેઓ મને પકડે તો પણ તમે કોઈ અવાજ ન કરો તો જ તમે મારૂં સાચું સ્વાગત કર્યું છે એમ હું માની શકું. આપણા પોતાના માણસો પકડતા દરદ થાય ત્યારે જ લડત બરોબર લડયા છીએ એમ સમજાય.

"મને પકડે તો તમે રાજી થાઓ કે આપણા કામની હવે શરૂઆત થઈ છે. હું આપ બધાની વચ્ચે આ અમલદારોને જણાવું છું કે તમારી નોટિસ મારાથી માન્ય થઈ શકે તેમ નથી. તમારે મને પકડવો જ જોઇશે. મને વધારે દુઃખ તો તમે આ બધી પોલીસ લાવ્યા છો તેથી થાય છે. મારા જેવાને પકડવા માટે આવા પોલીસો જોઈએ એમ હું માનતો નથી. કલેકટર સાહેબ મને સારી રીતે ઓળખે છે, તે મારા મિત્ર છે અને મને પકડવા માટે આવો તમાસો

કરવાની કશી યે જરૂર ન હતી. હવે હું અમલદારોને જણાવું છું કે તમે મને પકડવો હોય તો પકડી શકો છો. ભાષણ તો હું કરવાનો છું. મને પકડશો તો મને કાંઈ દુઃખ નથી. હું જરૂર ભાષણ કરવાનો છું."

આટલું સંબોધન સભાને કર્યા પછી 'સરદાર' શાંત થઈ ઊભા; અને સર્વત્ર સોપો પડી ગયો.

"ભાઈઓ અને બહેનો......" શબ્દો એ સભા પર ફરી વળ્યા. સારી યે સભા શાંત મને 'સરદાર'નું સંભાષણ સાંભળવાને ઉત્સુક બની રહી.

"કેમ, તમારે મને પકડવો છે?" સરદારે પાછું માજિસ્ટ્રેટને પૂછ્યું.

"હા જી. આ નોટિસના ભંગ માટે આપને મારે પકડવા જોઈએ."

માજિસ્ટ્રેટ પોતાનું બોલવું પુરૂં કરે એ પહેલાં તો પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ સભાની વ્યાસપીઠ પર ચડી આવ્યા અને 'પધારો સાહેબ, પેલી મોટરમાં' એવી 'સરદાર'ને એમણે વિનંતિ કરી.

સરદાર બધાને નમન કરી મોં મલકાવતા ઉઠયા અને સારી યે સભાએ 'મહાત્મા ગાંધીજીની જય' 'સરદાર વલ્લભભાઈની જય'-ની ઉદ્‌ઘોષણથી આકાશ ગજવી મૂક્યું.

બોરસદમાં માજિસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલ્યો અને 'સરદાર'ને ત્રણ માસની સાદી કેદ અને ૫૦૦ રૂપિયાનો દંડ અને દંડ ન ભરે તો ત્રણ અઠવાડિયાની વધુ કેદની સજા ફરમાવવામાં આવી. સજા ભોગવવા જેલમાં જતાં જતાં 'સરદારે' ગુજરાતને સંદેશો પાઠવ્યો કેઃ—

"ગુજરાતનું સદ્‌ભાગ્ય છે કે મને પકડવામાં આવ્યો છે અને મારી પ્રાન્ત જોગ મારો આજ માત્ર સંદેશો છે કે ગુજરાતે શાંતિ

રાખવી અને તે આપી શકે તેટલો તેણે ભોગ આપવો તેમજ તેની પ્રતિષ્ઠા જાળવવી. '

વલ્લભભાઇની ધરપકડ પછી આખુંય ગુજરાત એક વ્યક્તિની જેમ સરકારની સામે ઊભું થયું. ગામેગામ હડતાળ પડી અને 'સરદાર'ની ધરપકડ સામે શાંત વિરોધ દર્શાવાયો. અમદાવાદ શહેરે અને ત્યાંની મીલોએ સંપૂર્ણ હડતાળ પાળી. સાબરમતીની રેતમાં ૭૫૦૦૦ માણસો ભેળા થયા અને તેમણે ઠરાવ કર્યો:—

" અમે અમદાવાદના શહેરીઓ વલ્લભભાઇના માર્ગે જઇશું અને તેમ કરીને પૂર્ણ સ્વરાજ પ્રાપ્ત કરીશું. અમારા દેશ માટે સંપૂર્ણ સ્વરાજ પ્રાપ્ત કર્યા સિવાય અમે જંપીશું નહિ અને સરકારને જંપવા દઇશું નહિ. અમે ગંભીરતાપૂર્વક જાહેર કરીએ છીએ કે હિન્દની મુક્તિ સત્ય અને અહિંસામાં જ રહેલી છે. "

'સરદાર' જેલમહેલમાં સરકારના મહેમાન બની રહેવા ગયા ત્યારે મહાત્માજીએ 'સરદાર'ની દેશસેવાની નોંધ લીધા હતી કે:—

" સરદાર વલ્લભભાઇ વિનોદમાં કહેતા હતા કે તેમની રેખામાં જેલ જોવામાં નથી આવતી. તેમને જેલ નથી જ, જેમને જેલ મહેલ સમાન છે અથવા જેમને મન જેલ અને મહેલમાં ભેદ નથી. જ્યાં આજે 'સરદાર' બિરાજે છે, ત્યાં આપણે સૌએ જવાનું છે. પણ લાયકાત મેળવ્યા વિના જેલ મળતી નથી. 'સરદાર' વલ્લભભાઈની અમૂલ્ય સેવાને સારૂ આપણે લાયક હતા કે નહિ તે આપણે હવે બતાવવાનો અવસર આવ્યો છે. તેમને ગુજરાતની આશા કાં ન હોય? મજૂરોની સેવા તેમણે કયાં નથી કરી? ટપાલવાળાઓએ, રેલ્વેના નોકરોએ તેમની પાસેથી કયાં સ્વરાજના પાઠ નથી લીધા? અમદાવાદના કયા શહેરીને ખબર નથી કે તેમણે પોતાનું સત્ત્વ હોમીને શહેરની સેવા કરી છે? શહેરમાં જ્યારે ભારે મરકી ફેલાઈ રહી હતી, ત્યારે માંદાની સેવાને સારૂ ગોઠવણ કરનાર વલ્લભભાઈ, દુષ્કાળ વખતે દુષ્કાળિયાની વહારે ધાનાર વલ્લભભાઇ, મહાપુર આવ્યું, લાખો

ઘરબાર વિનાના થયા, ખેતરોના પાક તણાઈ ગયા ત્યારે આખા ગુજરાતનું સંકટ નિવારણ કરવા સેંકડો સ્વયંસેવકોને તૈયાર કરનાર, લોકોને સારૂ કરોડ રૂપિયા સરકાર પાસેથી કઢાવનાર વલ્લભભાઈ, બારડોલીના વિજયને સારૂ જેમને ઋણી પ્રજાએ 'સરદાર' તરીકે સંબોધ્યા તે વલ્લભભાઇ અને સંપૂર્ણ સ્વરાજની છેલ્લી લડત લડવાને સારૂ પ્રજાને તૈયાર કરી રહ્યાં હતા તે વલ્લભભાઇ, એ તો પોતાના કર્તવ્યનું પાલન કરતા કરતા જેલમાં પહોંચ્યા. આપણે હવે શું કરવું? આ પ્રશ્નનો એક જવાબ તો સ્પષ્ટ છે. આપણે હતાશ ન થવું, પણ દરેકે બમણી દ્રઢતાથી, બમણી હિંમતથી સવિનય ભંગને સારૂ તૈયાર થવું અને જેલનો તથા મોત મળે તો મોતનો માર્ગ લેવો. સરદાર ગયા એટલે કોણ દોરશે એવો નામર્દીનો સવાલ મનમાં ઊઠવા ન દેવો. પ્રાંતિક સમિતિ તરફથી જે ફરમાન નીકળે તેનો પૂરો અમલ કરવો. જે બાબતમાં સમિતિ તરફથી હુકમ ન નીકળે તે બાબતમાં સ્થાનિક નેતા કહે તે કરવું. સ્થાનિક નેતા ન હોય તો પોતાના અંતરાત્માને પૂછવું. તેનો જવાબ મળે તો તે પ્રમાણે કરવું. શાંતિનો ભંગ કદી ન કરવો, ખૂણે કદી ન બેસી રહેવું. વિદેશી વસ્ત્રોના ચીંથા હજુ રાખ્યા હોય તો ફેંકી કે બાળી મૂકવા. ખાદી ધારણ કરવી. મીઠું બનાવવા તૈયાર થઇ રહેવું. મીઠાનો કર જવાનો જ છે એવો નિશ્ચય કરવો.

"આ યુદ્ધમાં એકજ વસ્તુની જરૂર છે. જો આપણે વિવેકપૂર્વક સર્વસ્વ હોમવા તૈયાર થઇએ અને હોમીએ તો સંપૂર્ણ સ્વરાજ હસ્તામલકવત્ છે. મારો માર્ગ મને સ્પષ્ટ સૂઝે છે. મને સરકાર છૂટો રહેવા દે, ત્યાં લગી મારે તો મીઠા વિષેના સરકારના રાક્ષસી કાયદાનો ભંગ કરીને મીઠાવેરો રદ કરાવવો છે, અને સ્વરાજનું પહેલું પગથિયું ચઢવું છે અથવા તેમ કરતાં મરણ પર્યન્ત લડવું છે. બીજા પણ તે જ કરે. તે કરવાનું ન સૂઝે અથવા તેમ કરવાની હિંમત ન હોય તો બીજું તેવું શોધી કાઢે અને કરે. જેને સવિનય કાનૂનભંગ

કરવો છે તેની પાસે આજે ઘણાં સાધનો છે અને સરકાર નવા ઉત્પન્ન કરી રહી છે. જેમ આપણે સારૂ આ જીવનમરણનો ખેલ છે તેમજ સરકારને સારૂ છે. તેની હસ્તીનો આધાર સ્વતંત્ર સ્વભાવના માણસોને દબાવવામાં રહ્યો જણાય છે. નહિ તો વલ્લભભાઈ શાંતિ જાળવવા સારૂ પંકાયેલા છે તેમને કેમ પકડે? આપણી હસ્તીનો આધાર સરકારથી ન દબાવા ઉપર અને તેના નીતિ વિરૂદ્ધ કાનૂનો અને આજ્ઞાઓનો ભંગ કરવા ઉપર છે.

"મારી અને સરકાર વચ્ચેની છેલ્લી કસોટીનો વખત આવી પુગ્યો છે. સરદારે ગુજરાતની મહાન સેવાઓ બજાવી હતી અને સરકારે તેમની ધરપકડ કરીને ગુજરાત અને બારડોલીની તેમની સેવાઓનું ઇનામ આપ્યું છે. આપણે સરદારના પગલાની નકલ કરવી જોઇએ. સરદારના પગલે ચાલવાનો અને પૂર્ણ સ્વરાજ મેળવવાનો નિશ્ચય કરવો જોઈએ."

૩૫

હિન્દને સંપૂર્ણ સ્વતંત્ર કર્યો સિવાય પોતાના એ નાનકડા તપોવનમાં, ઉત્સર્ગના આદર્શ સમા એ આશ્રમમાં પુનઃ પગલાં ન માંડવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઈ એ જીર્ણમુખ અને સુક્કલ લકડી શરીરવાળા સાબરમતીના સંતે માર્ચ મહિનાની એ ઐતિહાસિક બારમી તારીખે આંગળીના ટેરવે ગણી શકાય તેટલા અધો ભૂખ્યા અને અશક્ત શરીરવાળા પણ પ્રખર આત્મબળવાળા સાથીઓ લઈ દુનિભરના મહાનમાં મહાન સંગઠિત અને કરોડો પ્રાણો સાથે રમત ખેલવાવાળી હિંસા પર જ સ્થપાયેલ સામ્રાજ્ય સાથે અહિંસાના યુદ્ધ આદરવા પ્રયાણ કર્યું.

એ અવધૂતના અંતઃકરણના ઊંડા ખૂણામાં આત્મવિશ્વાસ અને એટલે શ્રદ્ધાની જ્યોત પ્રકટી રહી હતી. પવિત્ર અને પ્રાણદાયિની સરસ્વતી એની જીભ્હાથી વરસી રહી હતી. આખા યે દેશમાં અલૌકિક જાગૃતિ આવી અને લોકો આપમેળે અહિંસક યુદ્ધના સુત્રધારો બનવા લાગ્યા. દેશની ગુલામી નિભાવવામાં સામ્રાજ્યને સાથ આપનારા ખિતાબધારી સજ્જનો, મુખી, મતાદારો, રાવણિયા અને તલાટી વગેરે નાના મોટા સરકારી નોકરો પોતાના રાજીનામાં આપવા લાગ્યા; અને સ્વરાજ્ય–યજ્ઞમાં પોતાનું સર્વસ્વ હોમી દઈને પોતાની પ્રતિજ્ઞા પાળવા કટિબધ્ધ થવા લાગ્યા.

આખરે એ એપ્રિલની છઠ્ઠી તારીખ આવી પહોંચી; અને સાગરસ્નાન કરીને મહાત્માજીએ હજારો માણસોની મેદની વચ્ચે દાંડીના કાંઠા પર પડેલ કુદરતી મીઠાંની થોડીક મુઠીઓ ભરીને એ અનીતિમય સમાજવિરોધી અને કાયદાપોથીના કલંકરૂપ નિમક–કરનો ભંગ

કર્યો. 'નિમક કા કાયદા તોડ દિયા'નો નાદ દેશભરમાં ગુંજી રહ્યો અને અને હજારો બલ્કે લાખો માનવીઓ દરીએ, નદીએ કે સરોવરે જઇને અથવા તો બીજી રીતે ગેરકાયદેસર મીઠું બનાવી રહ્યા.

જે ગુજરાતે છેલ્લાં સો વરસ થયાં લડાઇના રણમેદાન જોયા નથી, તે ગુજરાતમાંથી ભારતમાતાની મુક્તિ અર્થે 'શિર જાવે તો જાવે પર આઝાદી ઘર આવે' એવો સંકલ્પ કરી સેંકડો માણસો સમરસ સંગ્રામમાં ઝંપલાવશે એવી કલ્પના પણ થઇ શકતી નહોતી. પણ ગાંધીજીના તપના પ્રભાવથી અને સરદાર વલ્લભભાઇના વાણી-પ્રાગલ્ભ્યથી ગુજરાતમાં સાચા ક્ષત્રિયનો જુસ્સો પ્રગટી નીકળ્યો હતો અને તેનું દર્શન ગુજરાતને અને સમસ્ત જગતને ધરાસણામાં થયું.

ધારાસણામાં બોરડી ઝૂડવા માટે લાકડીઓ વીંઝાતી હોય તેમ લાઠીઓ વીંઝાવા લાગી અને ટપોટપ માથાં ફૂટવા લાગ્યા; એક જ દહાડે લગભગ ત્રણ કલાક જેટલા સમયમાં ૭૪૧ સૈનિકોને સખત માર પડ્યો. ઘાયલ થયેલ સૈનિકોની સારવાર કરવા માટે ડઝનબંધ ડોકટરો ખડે પગે હાજર થઇ ગયા, છતાં આ સેંકડો સૈનિકોને તેઓ પહોંચી વળી શકે તેમ નહોતું. આસપાસના ગામોની બહેનોએ પોતાના ચીર ફાડી ફાડીને ઘવાયેલાઓની મલમપટ્ટીઓ કરી. આમ પ્રજાનો ઉત્સાહ માતો નહોતો.

અને ગુજરાતના સુબા 'સરદાર' વલ્લભભાઇ જે રાસ ગામમાં ગિરફતાર થયા હતા તે નાનકડા રાસ ગામે તો દુનિયાના મોટામાં સામ્રાજ્ય સામે બાથ ભીડી. સરદારની આજ્ઞા વિના જમીન મહેસુલની એક દમડી પણ નહિ ભરશું એવો તેમણે પોતાના અંતઃકરણ સાથે કોલ કર્યો અને ભર્યાં ભાદર્યાં ઘરબાર અને કીમતી ખેતર પાદર તજી દઈને હિજરતે નિકળી પડ્યા.

સર્વત્ર કાયદાભંગનું મોજું ફરી વળ્યું; અને સરકારે દડપશાહી, જુલમ, લાઠીમાર, ગોળીબાર, જપ્તીઓ, વટ હુકમો આદિ અનેક

સાધનો વાપર્યો. સરકારની ગુંડાશાહીના જવાબમાં ગાંધીજીએ વધુ ઉગ્ર પગલું ભરવાનો નિરધાર કર્યો, ત્યારે લોકોને ખબર ન પડે તે રીતે ગાંધીજીને પકડી સરકારે યરોડા જેલમાં મૂકી દીધા. એની લોકોને ખબર પડી એટલે તેની સામે આખા દેશમાં ઠેરઠેર દેખાવો થયા. મુંબઇ, કલકત્તા અને બીજા મોટા શહેરોમાં તથા કસબાઓમાં પૂર્ણ હડતાલો પડી. મુંબઈમાં મોટું સરઘસ નીકળ્યું અને જાહેર સભા એવડી મોટી થઈ કે તેની સમક્ષ ભાષણ આપવાને ઘણા વ્યાસ-પીઠો કરવા પડયા. રેલ્વેના કારખાનાના મજૂરો પણ પોતાનું કામ છોડી હડતાલમાં જોડાયા. કાપડના વેપારીઓએ છ દિવસની હડતાળ પાડવાનું નક્કી કર્યું. એંશી મીલોમાંથી ચાલીસ બંધ પડી અને પચાસ હજાર માણસોએ કામ છોડયું.

મહાસભાની કાર્યવાહક સમિતિની અલ્લાહાબાદમાં મળેલી બેઠકે ગાંધીજી તથા ધરાસણા ઉપર હલ્લો લઈ જનારાઓને અભિનંદન આપ્યાં! ગાંધીજીએ આરંભેલી સવિનય ભંગની લડત તેમના કારાવાસ દરમિયાન બેવડા જોરથી ચલાવવાની દેશને હાકલ કરી, વકીલો, વિદ્યાર્થીઓ, મજૂરો, ખેડૂતો, સરકારી નોકરો તથા વેપારીઓને લડતમાં જોડાઈ દેશની સ્વાધીનતા માટે આત્મભોગ આપવાની હાકલ કરી, વિના વિલંબે પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની અને અનુકૂળતા હોય ત્યાં ના--કરની લડત આરંભવાની ભલામણ કરી.

આ અરસામાં જ 'અમારા સરદાર' સાબરમતી જેલમાં પોણા ચાર મહિનાની કેદ ભોગવીને બહાર આવ્યા. ગુજરાતની હિંમતમાં ઓર વધારો થયો. તેમના પુનરાગમનને હર્ષભેર વધાવી લેવામાં આવ્યું. જેલમુક્ત થયા પછી 'અમારા સરદાર' કંઈ આરામ લેવા નહોતા લાગ્યા. તેમણે તો ગુજરાતને આ આખરી લડત લડી લેવાને પડકારવા માંડી અને ઠેરઠેર પ્રવચન કરવા માંડયા. અમદાવાદમાં દરિયાપુરમાં સભા મળી અને તેમણે અંગાર ઝરતું ભાષણ કર્યું.:—

" હું ગુજરાતમાં જ્યાં જ્યાં ફરૂં છું ત્યાં ત્યાં બધાની ઝાટકણી

શકું છું. આપણે ગુજરાતમાં લાખો માણસો છીએ, બાપુની જય બોલાવીએ છીએ, અને બાપુ જેલમાં બેઠા હોય ત્યારે જીવી કેવી રીતે શકીએ ? એ વખતે જીવવું એના કરતાં મરવું સારું છે. બાપુ જેલમાં હોય ત્યાં સુધી કોઈને ચેન ન પડવું જોઈએ. આપણે એમને કઈ રીતે છોડાવીએ ? આપણે એવું કામ કરીએ કે સરકારને એના હાથે જ છોડવા પડે અને તે કામ એ છે કે એના કામમાં સાથ ન આપવો, એના મદદગાર ન થવું અને જેલનો ભય કાઢી નાંખવો જોઈએ. એને કોઈ સાથ આપતું હોય તો એને પકડવો અને અટકાવવો; તમારા કુટુંબમાં એવું કોઈ હોય તો તેને કહેજો કે આ પાપી સરકારને સાથ કેમ આપો છો ?

"આપણા પૂજ્ય નેતાઓને જેલમાં પૂરે તે સરકારની નોકરી કરી અન્ન ખાવું તે કરતાં વિષ્ટા ખાવી સારી છે. તેણે કેટલાયને જેલમાં પૂર્યાં છે અને કેટલાયને પૂરશે. કેટલાયના માથા ફોડયાં અને હજુય એ ફોડશે. કેટલાય લોકો વાતો કરે છે કે રાજ્ય નહિ હોય તો લૂંટફાટ ચાલશે, પણ એ તો નામર્દની વાત છે. દરેક સમાજમાં સામાન્ય રીતે માણસો ધર્મભાવનાથી બંધાય છે. તેઓ પારકાનું લેવા ઇચ્છતા નથી. ચોરી કરવી અને પાપ કરવું એ ખોટું છે એવું એ માને છે. થોડા ચોરી કે લૂંટફાટ કરનારા હશે તો તેને આપણે પહોંચીશું પણ આ સરકારને પહોંચી શકીશું નહિ. એ તો એવી રીતે લૂંટે છે કે આપણે તિજોરી ઉઘાડીને આપીએ છીએ; કારણ કે આપણે માયામાં ફસાયા છીએ. આપણે મોહ છોડવો જોઈએ. આપણે હાથ કંતામણ તો ઠીક પણ મીલોને છોડીને પરદેશી કાપડ લેવા માંડયું, એનો મોહ કર્યો ત્યારથી મુઆ પડયા છીએ. કાપડ કેમ બને છે તે તો સરકાર અહીં આવીને શીખી. એ પહેલાં તો એ પ્રજાને વસ્ત્રો પહેરતાં પણ આવડતું નહોતું. એવા એ જંગલી હતા. આજે તેઓ રાજ કરે છે. અહિંયાં આવીને કાપડ જોયું ત્યારપછી લેંકેશાયર અને માનચેસ્ટર થયા. અહીંના વણકરોના અંગુઠા કાપ્યાં. એણે જુલ્મ કરવામાં તો બાકી નથી રાખી.

"આજે તમે બ્રિટિશ ગુડ્ઝ બોયકોટની બૂમો મારો છો તે જો સાચે જ કરો તો એ મરણુ પથારીએ છે. કશું જ કરવું ન પડે, પણ જુઓ છો ને? હજી કાપડીઆઓને ત્યાં પહેરા ભરવા પડે છે. મહાત્માજી અહીંથી ગયા ત્યારે આશીર્વાદ આપ્યા. દાંડી સુધી ગયા. ત્યારે તો તમને લાગતું હતું કે એ આપણો તારણહાર છે. પણ તેમને સરકારે જેલમાં પૂર્યા ત્યારે ય તમે વેપાર વેપાર કરો છો. મુંબઇના કાપડીઆઓએ તો ઠરાવ કર્યો અને દુકાનો બંધ રાખી, અહીં કેમ કરતા નથી? અહીંના વેપારીઓ તો કહે છે કે અમે એવું કરીએ તો દેવાળા કાઢવા પડે; તો હું કહું છું કે કાલ કાઢતા હો તો આજ કાઢો ને? જ્યાં દેશ દેવાળું કાઢે છે ત્યાં તમારે શું? પણ તમારે દુકાનો બંધ કરાવવી જોઇએ, વેપારીઓને ઘેર જાઓ અને બેસો, તેમને સમજાવો, તેમના ઘરનાંને સમજાવો. તમે જો સાચે જ બ્રિટિશ ગુડ્ઝ બોયકોટનું સપ્તાહ ઉજવતા હો તો તમારે આટલું તો કરવું જ જોઈએ. પરદેશી કાપડ પહેરવું ન જોઈએ, તે પહેરવામાં પાપ છે તેથી તો તમે ભૂખ્યાના પેટમાંથી રોટલા કાઢી લ્યો છો. આપણે અહીં પાંસઠ કરોડનું પરદેશી કાપડ વેચાય છે અને એથી દેશ કંગાલ બન્યો છે. એ કંગાલ ન થાય તે માટે મેં શહેરના કાપડીઆઓ પાસે માંગણી કરી છે. ગાંધીજી ક્યારે છૂટે? સરકાર નરમ ક્યારે થાય? તેને નરમ કરવાનો ઉપાય તો મારી પાસે છે. પણ તમને સૂઝ પડવી જોઇએ.

"બહેનોને કહું છું કે તમારા ઘરમાં જુવાનો જે તમારા ધણી હોય, ભાઈ હોય, કે છોકરાં હોય તો તે ઘરમાં ન રહેવા જોઇએ. તેમને કહેજો કે 'જાવ યુદ્ધમાં; જ્યાં સુધી લડાઈ છે ત્યાં સુધી ઘરમાં ન રહેશો, કોઇ ભય ન રાખશો.' ભય રાખશો તો નર્કમાં વાસ થશે. જે નામર્દ છે તે ગુજરાતમાં રહેવા ન જોઈએ. જેને ભય લાગતો હોય તેની સાથેના તમે છૂટાછેડા કરજો, જે ગોળીઓથી, માથું ફોડાવાથી કે જેલથી ડરતો હોય તો તેવા નામર્દ સાથે લગ્ન નહિ

થવા જોઈએ. જે બાપુની લડાઈમાં મરશે તેને તો સ્વર્ગ મળશે. જો આપણે મરીશું નહિ અને સરકાર મરશે તો આપણે અહીં સ્વર્ગ થશે. આપણે તો હિન્દમાં સ્વર્ગ બનાવવું છે અમર તો મરીને સ્વર્ગે જવું છે. મહાસભાનો હુકમ આવે ત્યારે તમે બધા જુવાનોને બહાર કાઢજો, નહિ તો હું ઘેર ઘેર ફરીને કહેવાનો છું કે તમે કેમ બેસી રહ્યા છો? એના નામની ચૂડી કાઢી નાખો અને પહેરાવી ઘો એના હાથમાં.

"ધરાસણામાં લાઠી પડી ત્યારે હું હોત તો એ ન થાત. અમદાવાદથી જુવાનોને બોલાવવા ન પડે એ શું? મને તો એ વખત કે જેલના દરવાજા તોડીને જાઉં. હું હોત તો ખેડૂતોને લઇ જાત, તેમની ખોપરીઓના ઢગલા કરાવત અને એના હારના હાર સરકારને પહેરાવત. આ દુનિયામાં કોઈ અમર થયું છે? અમર તો એ થવાનો કે જે પારકા માટે મોત ખેડે. અમર તો ગાંધી થશે. આ પામર સરકાર તેને શું કરવાની હતી? ગાંધીજીએ તો જે કરવાનું હતું તે કરી નાખ્યું છે, તે મરે તોય શું અને જીવે તોય શું? જે ચેતન છે એ કાંઇ જવાનું છે? પણ તમે જાગૃત રહેજો, મહાસભાનો હુકમ આવે ત્યારે તૈયાર થજો. કોઈ ઘેર ન રહેતા. જેલનો ડર લાગે છે એવી કોઈ વાત કરે છે ત્યારે મને કંપારી છૂટે છે. આ ગટરોમાં પડયાં રહેવું તેના કરતાં એ બંગલામાં શું ખોટું છે? ત્યાં ફરતાં પગે માટી ન ચોંટે, બંદુકવાળા બે તો નોકર, ત્યાં તો ચાર બહેનો જઇ બેઠી છે, તમને મરદને શું ડર લાગે? ડરવાની વાત કરશો તો નીચું જોવાનું થશે.

"મને કોઈ કહે છે કે વેપાર બગડે; તો હું કહું છું કે વેપારમાં દીવાસળી ચાંપો. કોઈ કહે છે કે ભણતર બગડે છે. તો હું કહું છું કે ભણવું હોય તો ઓઢણી ઓઢો. અત્યારે આ શું ભણવાનો વખત છે? તમે શું ભણવાના હતા? સરકારના કામમાં મદદ કરતા હોય તેમને કહેજો કે એ છોડી દે: એમને કહેજો કે જ્યાં માથા ફૂટે, જ્યાં ગોળીઓ છુટતી હોય, ત્યાં ઇલ્કાબ શોભે નહિ. એનું રાજ્ય પરદેશી

કાપડ પર નિર્ભર છે. કાપડ બંધ થવું જોઈએ. દારૂનાં પીઠાંઓ બંધ થવા જોઈએ. દારૂના વેપારીને મકાન ભાડે કેમ અપાય? એ પૈસાનું અનાજ પેટમાં જાય તો કીડા પડે. ધર્મિષ્ટ રાજ હોય તો દેવળો બાંધે, શાળાઓ કાઢે, ત્યારે આ પાપી રાજે પીઠાં ખોલ્યાં. જેલમાંથી બાપુ નીચી મુંડીએ બહાર નહિ આવે. એમને આપણે ઊજળી આબરૂએ બહાર લાવવા છે. આ લડતમાં તો બત્રીસાના ભોગ આપવાના છે. તેમાં ઝેરવેરને સ્થાન નથી. ત્યાં તો તપને સ્થાન છે. રામરાજ્યની ઇચ્છા હોય તો આવજો. રામની પાછળ વાનર સેના હતી તો આપણે બાપુને સાથ આપીએ તો રામરાજ્ય કેમ ન થાય? મરણ કોઈને છોડવાનું નથી. સૌને એક વખત જવાનું છે. માલ મિલકત કાંઇ સાથે આવવાની નથી. સાથે તો એ જ આવશે કે જે હાથે કર્યું હશે. આપણે મોહ છોડી દઈએ, આપણે એક જ વાતનું સ્મરણ કરવાનું છે કે બાપુને છોડાવવા છે. કઈ રીતે? મહાસભાના હુકમને માન આપીને, ઢગલાબંધ માણસો આપીને. યાદ રાખજો કે આ લડત લાંબી ચાલવાની છે. ખેડૂતો લડી રહ્યા છે પણ ખર્ચો ગુજરાતમાંથી સુરત અને અમદાવાદ શહેરે આપવાનો છે.

ગાંધીજી જેલમાં છે ત્યાં સુધી ન્યાતવરા ન થવા જોઈએ, શીરો-પુરી ન ખવાય. લાડુ ખાઈએ તો ઊલટી થવી જોઈએ. આપણા બાપુ જેલમાં છે ત્યાં સુધી એ કેમ ખવાય? એના પૈસા લડતમાં આપો. આજે બાળકો પણ પૈસા આપી આવે છે. દિવાળીમાં દારૂખાનું ફોડાય? આ વાનરસેના તો એને અડકશે નહિ. વેપારીઓને સમજાવજો કે આ દિવાળીમાં દારૂખાનું ફોડવાનું નથી. આપણા શહેરની અને ગુજ-રાતની આબરૂ ન જાય તેટલું કરજો, પ્રભુ તમને એ આબરૂ સાચ-વવાનું બળ આપો અને તમારું કલ્યાણ કરો.”

આમ ‘અમારા સરદારે’ ગુજરાતમાં સંગઠન શરૂ કર્યાં અને લડાઈમાં નવો વેગ પૂર્યો, એમની હાકલે કાર્યકર્તાઓમાં નવો જુસ્સો રેડ્યો. વાઇસરોય લૉર્ડ ઇરવીને વડી ધારાસભામાં એક પ્રત્યાઘાતી

ભાષણ આપી સવિનય કાયદા ભંગ સામે ડાંગ ઉગામી. વલ્લભભાઈએ મહાસભાના કામચલાઉ પ્રમુખ તરીકે એને પડકાર કર્યો કે " હવે તો સરકાર દેશભરમાં મહાસભાની લગભગ બધી કચેરીઓને ગેર-કાયદેસર સંસ્થાઓ ઠેરવશે. એ કચેરીઓને તેઓ જપ્તીમાં બેસાડશે. ભલે એમ થતું. પણ આપણે તો ઘેર ઘેર પ્રાંતિક સમિતિઓ બનાવીએ. આપણે એકે એક જણ મહાસભા થઈ જઈએ. "

અને એ લોકમાન્યની પુણ્યતિથિ આવી. એને અંગે મુંબઈના તે વખતના સરમુખત્યાર શ્રીમતી હંસા મહેતાની આગેવાની હેઠળ એક સરઘસ કાઢવામાં આવ્યું. આ અરસામાં મુંબઈમાં કારોબારી સમિતિની બેઠક પણ મળી હતી. એ સાંજના સરઘસમાં કાર્યવાહક સમિતિના કેટલાક સભ્યો ભળ્યા. એ સરઘસમાં અસંખ્ય લોકો હતા. સરઘસ આગળ ચાલતું હતું એવામાં ૧૪૪મી કલમ પ્રમાણે સરઘસને મનાઈ હુકમ આવ્યો. મનાઈ હુકમ મળતાંની સાથે એ વિશાળ માનવ સમુદાય રસ્તા ઉપર બેસી ગયો અને માથા ઉપર ધોધમાર વરસાદ પડતો હોવા છતાં કોઈ ઈંચ પણ ખસ્યું નહિ. મધરાત પછી સરઘસ જવા દેવામાં આવશે એવી અપેક્ષા રાખવામાં આવતી હતી પણ એમ બન્યું નહિ. ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ વિષે ચીફ પ્રેસીડન્સી મેજિસ્ટ્રેટે પૂના ગૃહમંત્રીને તાર કર્યો. હોટસને પોતે આવી પહોંચે ત્યાં સુધી કંઈ ન કરવાનું સૂચવ્યું. તે મળસ્કે મુંબઈ આવી પહોંચ્યો અને વિક્ટોરીઆ ટર્મિનસનાં મકાનના ઝરૂખામાંથી સરઘસને જોયું, પછી સરઘસમાંથી ચૂંટી કાઢી થોડા માણસોને અને સો સ્ત્રીઓને પકડવામાં આવ્યા અને પછી લાઠીચાર્જ કરી સરઘસને વિખેરવાનો હુકમ આપવામાં આવ્યો. કારોબારી સમિતિના સભ્યો પૈકી પંડિત મદનમોહન માલવિયા, 'અમારા સરદાર' વલ્લભભાઇ પટેલ, જયરામદાસ દોલતરામ અને શ્રીમતી કમળા નેહરૂ તથા સરમુખત્યાર હંસા મહેતા પણ પકડાયા. વલ્લભભાઇ તથા અન્ય નેતાઓને ત્રણ ત્રણ મહિનાની કેદની સજા થઈ.

આખરે હિંસા પર અહિંસાનો વિજય થયો. સરકારે સુલેહ કરવા મહાસભા સાથે વિષ્ટિ શરૂ કરી. એકાદ માસની વાટાઘાટો પછી વિખ્યાત ગાંધી–ઇરવીન તહકૂબી થઈ અને તમામ ઓર્ડિનન્સો પાછા ખેંચી લેવાયા. નિમકના કાનૂનને હળવો કરીને ગરીબ લોકોને મીઠાનો ઉપયોગ મફત કરવાની છૂટ આપવામાં આવી; સર્વ કેદીઓને છોડી મૂકવામાં આવ્યા; અને દેશભરમાં આનંદ વરતી રહ્યો.

---

’૫૭ના બળવા પછી બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે હિન્દે આપેલી આ પહેલી જ સીધી લડતમાં ગાંધી–અરવીન કરારે સ્થાપેલા યુદ્ધ વિરામમાં લોકો પોતાને વિજયી માનવા લાગ્યા હતા, પણ દેશની વાસ્તવિક પરિસ્થિતિ તો સાવ જુદા જ પ્રકારની હતી. ચારે બાજુ દમનનો કાળો કેર જેવો ને તેવો વરતી રહ્યો હતો; નિર્દોષ માણસો પર વગર કારણે હુમલાઓ થયા જ કરતા હતા; પ્રતિષ્ઠિત માણસોની જંગમ અને સ્થાવર મિલકત, કોઇપણ દેખીતા કારણ વિના તેમની પાસેથી ખૂંચવી લેવામાં આવતી હતી.

ચાલુ રહેલી અસાધારણ પરિસ્થિતિને લીધે મહાસભાની બેઠકના પ્રમુખની વરણી હંમેશના રિવાજ મુજબ સામાન્ય રીતે કરવાનું શક્ય ન હોવાથી કરાંચી મહાસભાને માટે કાર્યવાહક સમિતિએ દેશને બારડોલીની લડત લડીને વિશાળ લડતની જાગૃતિ આપનાર ‘અમારા સરદાર’ શ્રી. વલ્લભભાઇ પટેલને પ્રમુખ તરીકે પસંદ કર્યા.

મહાસભાનું કરાંચી અધિવેશન મળે એ પહેલાં બે ત્રણ દુઃખદ બની ગયા અને દેશભરમાં ઊંડી ગમગીની છવાઈ ગઈ. સાયમન કમિશન વિરૂદ્ધ નીકળેલા સરઘસના સરદાર પંજાબ–કેસરી લાલા લજપતરાયનું લાઠીના ફટકાઓ લગાવીને મૃત્યુ નિપજાવવાના સંદેહથી સોન્ડર્સનું ખૂન કરવાને માટે લાહોર કાવતરાં કેસમાં સજા પામેલા સરદાર ભગતસિંહ, રાજગુરૂ તથા સુખદેવને બચાવી લેવા ગાંધીજીએ તનતોડ મહેનત કરી, પંજાબ સરકાર પર પોતાની લાગવગ ચલાવવાને વાઈસરોય લોર્ડ અરવીનને આજીજીઓ કરી પણ વાઇસરોયે સજા ઓછી કરવાના પોતાના અધિકારનો ઉપયોગ ન કર્યો અને દેશના પ્રચંડ

વિરોધ છતાં એ ત્રણે યુવાનોને ફાંસી દેવામાં આવી અને સર્વત્ર ગુસ્સાની ઘેરી લાગણી ફેલાઈ રહી.

જન્મભૂમિની મુક્તિને માટે છેવટની ક્ષણ સુધી ઝંખના કરનાર પંડિત મોતીલાલ નેહરૂ અવસાન પામવાથી દેશ શોકમાં ડૂબી ગયો હતો ત્યાં કાનપુરમાં ફાટી નીકળેલા ગંભીર હિન્દુ-મુસલમાન હુલ્લડમાં બન્ને કોમ વચ્ચે શાંતિ અને શુભેચ્છા સ્થાપવા પ્રચંડ પ્રયત્ન કરનારા અને ઘણા મુસ્લીમ કુટુંબોને બચાવનારા શ્રી. ગણેશશંકર વિદ્યાર્થીનું ખૂન એક લત્તામાં જાણી જોઈને ફસાવી લઇ જઇ કરવામાં આવ્યાના ખેદભર્યા ખબર આવ્યા અને પ્રજા હૃદયમાં ઊંડો રોષ પ્રજળી ઊઠયો.

મહાસભાના કરાંચી અધિવેશનના અધ્યક્ષપદે એક ખેડૂતને નિર્વાચિત કરવામાં આવેલ છે એટલે ખેડૂતની સાદાઇ અને સરળતાને શોભે એવી સાદાઈ રાખવાની 'અમારા સરદારે' તકેદારી રાખી હતી. આખુંયે સંમેલન આકાશના છત્ર તળે મળે એવી ગોઠવણ કરવામાં આવી હતી.

અધિવેશનની નિયત તારીખ અને તિથિ આખરે આવી પહોંચી અને પ્રમુખ તરીકેની ટુંકા, આડમ્બર કે લાગણીના ભાવ વિનાના સાદા અને સરળ સંબોધનમાં સરદાર પટેલે પોતાના જેવા એક ખેડૂતને પ્રમુખ નીમવામાં પોતાની નહિ પણ મુક્તિની લડતમાં મોટો ભાગ લેનાર ગુજરાતની દેશે કદર કરી છે એ વાતનો ઉલ્લેખ કર્યો. ભગતસિંગ, રાજગુરૂ અને સુખદેવને ફાંસી દેવાયાથી યુવાનો ક્રોધની ઝડીઓ વરસાવતા થઇ ગયા હતા એટલે અધિવેશનના કાર્યક્રમમાં પહેલો જ ઠરાવ એ ત્રણે શહીદોને અંજલી આપવાનો રાખવામાં આવ્યો હતો. પ્રમુખપદેથી પ્રવચન કરતાં સરદાર પટેલે તેમની દેશભક્તિ, હિંમત અને આત્મભોગની બારોબાર પ્રશંસા કરી અને જણાવ્યું કે "આ ત્રણ જણને આપવામાં આવેલી ફાંસી એ સ્વચ્છંદ વેરનું કૃત્ય છે અને એ કૃત્યથી તેમની સજામાં ઘટાડો કરવાની સમસ્ત પ્રજાની

એકમતે કરવામાં આવેલી માંગણીને જાણી બૂઝીને ઠોકરે મારવામાં આવી છે. આ ક્ષણે બન્ને પ્રજાઓ વચ્ચે શુભેચ્છાની લાગણી વધે એ આવશ્યક છે એ વાતનો ચોતરફથી સ્વીકાર કરવામાં આવેલો હોવા છતાં તે મારેની, તેમજ હતાશ થઇને રાજકીય હિંસાનો માર્ગ ગ્રહણ કરનાર પક્ષનું હૃદય જીતીને તેને શાંતિને માર્ગે વાળી લેવાની સોનેરી તક સરકારે ગુમાવી છે."

મહાસભાના ગયા અધિવેશનમાં ફાટફૂટ પડયા પછી વલ્લભભાઇને ધારાસભા પ્રવેશ પ્રત્યે અત્યંત અણગમો હતો. અત્યારે હિન્દ માટે નવા બંધારણની હવા ફેલાઈ રહી હતી પણ સરદાર પટેલને એ માટે જરાકે ઉત્સાહ ન હતો. તેમણે તો સ્પષ્ટપણે જણાવી દીધું કેઃ— "ધારાસભા પ્રવેશ માટે મને રસ નથી. ખેડૂતોને એમાં સમજ ન પડે. મને લાગે છે કે ગાંધીજીના અગિયાર મુદ્દાઓ એજ 'સ્વરાજ'નું 'સત્ય' છે. તે વિનાનું બંધારણ 'સ્વરાજ' ન ગણાય. રાજામહારાજાઓ અને જમીનદારોના હકોને હું માન આપીશ, પણ તેમણે પરસેવો પાડતા કરોડો લોકોના હિતને નુકશાન કરવું ન જોઇએ. તેમણે એ જોવાનું છે કે દબાયેલા ખેડૂતો અને કામદારોની હાલત એટલી સધ્ધર થવી જોઈએ કે તેઓ ઊંચોમાં ઊંચા લોકો સાથે ઊભા રહી શકે."

બ્રિટિશ સામ્રાજ્યવાદ સાથેની લડતમાં યુદ્ધ–વિરામ થયું હતું, અને સમાધાનના કરારો થયા હતા. પ્રમુખ પટેલ એ કરારો સંબંધમાં ભ્રમણા સેવતા ન હતા. સમાધાનના કરારો પરત્વે પોતાનું મંતવ્ય વ્યક્ત કરતા વલ્લભભાઈએ જણાવ્યું કેઃ—

"હમણાં જે કરારો કરવામાં આવ્યા છે તેને લીધે આ બહાદુરી ભરી તબક્કા પર લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી. તમારી બહાલીની અપેક્ષાએ કારોબારીએ આ કબૂલાતી કરી છે કારોબારીમાં અવિશ્વાસ જાહેર કરીને તમે વધારે સારા માણસો નીમી શકો છો. બંધારણીય સ્થિતિ તરફ તમારૂં ધ્યાન ખેંચવા છતાંય હું નિઃશંકપણે માનું છું કે તમે આ સમાધાનને મંજુર રાખશો. આ સમાધાન

બન્ને પક્ષો માટે માનભર્યું છે. આપણે તેનો સ્વીકાર ન કર્યો હોત તો આપણે પોતાની સ્થિતિ ખોટી બનાવી હોત, અને ગયા વરસના આપેલા ભોગોની અસર નાબુદ કરી હોત. સત્યાગ્રહી સુલેહ માટે તૈયાર હોય છે. સુલેહ માટે ખુલ્લો માર્ગ જણાતા તેનો સ્વીકાર કર્યો હતો. ગોળમેજીના બ્રિટિશ હિન્દી પ્રતિનિધિ મંડળે પૂર્ણ જવાબદારીની માંગણી કરી હતી, તેનો બ્રિટિશ પક્ષે સ્વીકાર કર્યો હતો અને વડા પ્રધાન, વાઇસરોય તેમજ આપણા આગેવાનોએ મહાસભાને અપીલ કરી હતી. આ બધું લક્ષમાં લેતાં માનભરી રીતે લડત તહકુબ રાખવાની ગોઠવણ થઇ શકે તેમ હોય અને દેશને માટે મહાસભાની માન્યતા પ્રમાણે જે ઉત્તમ છે તે માટે કંઇપણ અંકુશ વિના દબાણ કરવાની મહાસભાને છૂટ રહેશે અને ગોળમેજીમાં મહાસભાને ભાગ લેવા આમંત્રણ આપવામાં આવશે, તો તેનો સ્વીકાર કરીને બંધારણના પ્રશ્નના ઉકેલમાં ભાગ લેવો એ પ્રમાણે કારોબારીને લાગ્યું.

"સમાધાનની બંધારણને લગતી કલમ પ્રમાણે આપણે પૂર્ણ સ્વરાજ માટે દબાણ કરી શકીશું, આપણા લશ્કર, પરદેશો સાથેનો આપણો સંબંધ, નાણાં પ્રકરણ, જકાતી ધોરણ અને તેવી જ બાબતો માટે પૂર્ણ અંકુશની માગણી કરવાની આપણને છૂટ રહેશે. સલામતીઓ વગેરે તો પંડિત મોતીલાલજીના કહેવા પ્રમાણે રહેશે જ. સત્તાની સમાધાન મારફતે થતી ફેરબદલી વખતે મદદ માગનાર પક્ષ માટે સલામતીઓ રહેવાની જ.

"બસેંહ વર્ષ સુધી થતા શોષણને પરિણામે પરદેશી સાધનોની મદદ લેવાની આપણને જરૂર પડી છે. આ મદદ આપવા ઇંગ્લેંડ જો રાજી હોય તો તેની પાસેથી તેવી મદદ આપણે ખુશાથી સ્વીકારશું.

"હિન્દમાંનું બ્રિટિશ લશ્કર દેશના બચાવ માટે નહિ પણ તેનો કબજો રાખવા માટે અને તેના આંતરિક બળ સામે બ્રિટિશ હિતો અને બ્રિટિશ સ્ત્રી પુરૂષોનો બચાવ કરવા માટે જ છે. હિન્દના બચાવ

માટે હિન્દમાંના લશ્કરની જરૂર પડયાનો દાખલો બન્યો નથી. હિન્દને લશ્કરની જરૂર હોય તો પણ દેખીતી રીતે જે રાક્ષસના નિભાવ માટે દરરોજ આપણું લોહી ચૂસાય છે તેની તો હિન્દને જરૂર છે જ નહિ. મહાસભાની સત્તા ચાલે તો તેમાં તાત્કાલિક ઇચ્છીએ તેટલો ઘટાડો તે કરશે.

"નાણાં પ્રકરણ પરના અંકુશની આપણે બ્રિટન સાથે વિભાગણી કરી શકીએ નહિ. નાણા ઉપર પૂરો અંકુશ મેળવ્યા વિના કોઇ પણ દેશની પૂર્ણ પ્રગતિ શક્ય નથી. હિન્દી પ્રજાના હાથમાં સત્તા આવતાં સીવીલ સરવીસના ખર્ચમાં અને તે વડે પગારોમાં સંગીન ઘટાડો કરવાની માંગણી કરવાની જરૂર પડશે.

"આપણી એક પણ જવાબદારીનો ઇન્કાર કરવાનું આપણે સુચવ્યું નથી, પણ એવો દાવો કર્યો છે કે હિન્દ પર નાંખવામાં આવેલા ઘણા બોજાઓ તદ્દન અન્યાયી છે, એટલે અન્યોઅન્યની સમજુત નહિ થાય તો હિન્દના કરજ વિષે નિષ્પક્ષ તપાસ ચલાવવાની આપણે માગણી કરતા આવ્યા છીએ અને હજુ પણ કરવી પડશે.

"લાહોરનો પૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કાયમ જ છે. એ સ્વતંત્રતાનો એવો અર્થ થતો નથી કે બ્રિટન કે બીજી કોઇ પ્રજા સાથે સંબંધ રાખવાની હઠીલાઇથી ના પાડવી. પરસ્પર લાભ માટે સમાન દરજ્જાએ ભાગીદારી કરવાની અને તે કોઈ પણ પક્ષની મરજીમાં આવે ત્યારે તોડી નાખવાની વાત સ્વતંત્રતામાં સમાઇ જાય છે. હિન્દને સમાધાન અને મસલત મારફતે સ્વતંત્રતા મેળવવી હોય તો બ્રિટન સાથેનો સંબંધ રહેશે એમ માનવું વાજબી જ થશે. દેશી પ્રજાનો એક મજબૂત ભાગ માને છે કે ભાગીદારનો ખ્યાલ કરી શકીએ તે પહેલાં આપણે સંપૂર્ણ છૂટાપણાના તબક્કામાંથી પસાર થવું જોઇએ, હું તેમ માનતો નથી.

"સમવાયતંત્ર માટે વિચાર છે ખરો, પરંતુ તેથી નવી ગુંચવણો ઊભી થાય છે. રાજાઓ અલગ રહેવા રાજી નથી અને તેઓ સાચા

ઉમંગથી જોડાય તો મોટો લાભ થાય. પરંતુ તેમનું જોડાણુ લોકશાસનને અવરોધનારૂં થઈ પડવું જોઈએ નહિ. હું ઉમેદ રાખું છું કે તેઓ સ્વતંત્રતાને બાધક થઈ પડે તેવી કાફર વલણુ અખત્યાર નહિ કરતાં જમાનાના જુસ્સાને અનુસરવા તત્પર થશે. હિન્દની બીજી પ્રજા માફક રાજસ્થાની પ્રજાના મૂળભૂત હક્કોનો સ્વીકાર થવો જોઇએ. સમવાય તંત્રમાં જોડાયેલા હિન્દના પ્રજાજનોને પણુ અમુક સર્વસામાન્ય હક્ક મળવા જ જોઇએ અને જો આવા હક્ક તેઓને આપવામાં આવે તો તેના પર થતાં આક્રમણુની દાદ આપનારી એક મધ્યસ્થ અદાલત હોવી જોઇએ. રાજસ્થાની પ્રજાજનોને ધારાસભામાં સીધું પ્રતિનિધિત્વ હોવું જોઇએ. રાજામહારાજાઓ અને જમીનદારોના હકકોને હું માન આપીશ. પણુ તેઓએ એ પરસેવો પાડતા કરોડો લોકોના હિતને નુકશાન કરવું ન જોઇએ, તેઓએ એ જોવાનું છે કે દબાયેલા ખેડૂતો અને કામદારોની હાલત એટલી સદ્ધર થવી જોઇએ કે તેઓ ઊંચામાં ઊંચા લોકો સાથે ઊભા રહી શકે."

કરાંચી અધિવેશનની વિશિષ્ટતા પ્રમુખના સાદા ભાષણુની જેમ પ્રજાના મૂળભૂત અધિકારોની ઉદ્ઘોષણા હતી. મહાસભા સંસ્થાનોના જેવી શાસનપદ્ધતિ, બ્રિટિશ સામ્રાજ્યવાદ અને તામ્રવર્ણી નોકરશાહીના જૂના પ્રવાહોમાં પાછી ઘસડાતી જાય છે અને મજુરોના પ્રશ્નોને, ખેડૂતો અને કામદારોને તેમજ સમાજવાદી આદર્શોને ફગાવી દેવામાં આવનાર છે એવી પ્રવર્તી રહેલી શંકાનું સમાધાન કરતો ઠરાવ—"આમ વર્ગના શોષણુનો અંત આણુવા માટે દેશના રાજકીય સ્વાતંત્ર્યમાં ભૂખે મરતા કરોડોનો આર્થિક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જોઈએ" એવો ઠરાવ પસાર થયો અને સર્વત્ર આનંદ મંગળ વર્તી રહ્યું.

---

## ૩૭

સુલેહ—સંગ્રામમાં સમાધાન થઈ જવાથી દેશભરમાં આનંદ ઉત્સવ વરતી રહ્યો હતો. ગઈકાલ સુધી જેમની હસ્તી જણાતી નહોતી તે મહાસભા સમિતિઓ ફરી પાછી પોતાના પૂર બહારમાં ખીલી ઊઠવા લાગી હતી. મહાસભાની કચેરીઓ અને મહાસભાવાદીઓના ઘરો ઉપર રાષ્ટ્રીય ધ્વજ ગર્વથી પાછો આકાશમાં ઊંચે ઊડવા લાગ્યો હતો. ઘડી પહેલાં જેમની સામે પ્રતિબંધ હતો તે સ્વયંસેવકો રાષ્ટ્રીય ગીતો ગાતા ગાતા, પોતાના રાષ્ટ્રીય પહેરવેશો અથવા તો અર્ધ લશ્કરી પોશાકો સાથે સરઘસો કાઢીને કૂચ કરતા થઈ ગયા હતા.

પરંતુ દેશમાંથી નોકરશાહીને આ સમાધાની પોતાની મજબૂતની અવજ્ઞા રૂપ લાગી હતી. આવો પરાજય ખમી લેવાને એનું મન માનતું નહોતું, કાયદો અને વ્યવસ્થાના ખેરખાંઓ ભારે નિરાશા અને પરાજય અનુભવવા લાગ્યા હતા. રોજ ને રોજ કેદીઓ જેલોમાંથી છૂટતા હતા, રોજ ને રોજ તેમના સરઘસો કાઢવામાં આવતા હતા, રોજ ને રોજ તેમને હારતોરા થતા હતા. અને રોજ ને રોજ એ ભાષણો કરતા હતા; રોજ ને રોજ મહાસભાના અધિકારીઓ કેદીઓ છોડવાની માગણી કરતા હતા, રોજ ને રોજ જપ્ત થયેલી મિલકત પાછી આપવાને કહેતા હતા અને રોજ ને રોજ કોઈ સરકારી નોકરને તેને અસલ સ્થાને પાછો લેવાની માગણી કરતા હતા. આ સર્વમાં નોકરશાહી પોતાની પ્રતિષ્ઠા પર પૂળો મૂકાઈ જતો માનતી હતી.

હિન્દમાં તો વાઇસરોયો આવે છે અને જાય છે પણ તેમની કચેરીઓ અને મંત્રીમંડળો તો જેના તે રહે છે. સાચા વાઈસરોયો તો જિલ્લાઓ પર જોહુકમીથી રાજ કરનારા સિવિલયનો જ છે. આ વ્યવસ્થિત નોકરશાહીએ દેશમાં શાંતિ સ્થાપતી સમાધાની કરનાર વાઈસરોય લોર્ડ ઇરવીને નિવૃત્ત થઈ હિન્દનો કિનારો છોડયો કે તુરત જ પોતાનું પોત પ્રકાશ્યું. નવા વાઈસરોય લોર્ડ વિલિંગ્ડન જુનવાણી અને પ્રત્યાઘાતી વિચારના હતા; અને બ્રિટનના પ્રધાન-મંડળમાં પણ ફેરફાર થવાથી મી. વેજવુડબેનની જગાએ પ્રસિદ્ધ પ્રત્યાઘાતી સેમ્યુઅલ હોર આવ્યો હતો. સમાધાનીનો અમલ ચાલે તો હિન્દમાંથી અંગ્રેજોને અબિયારા જ ભણવા પડે એવી તેમને ભીતિ હતી. એટલે જ હિન્દની નોકરશાહીએ સમધાનની સામે ઉઘાડે છોગ બંડ પોકાર્યું તેમાં એને પૂરતી મદદ મળી.

નવા વાઈસરોય લોર્ડ વિલિંગ્ડન મધુર વચનોની વૃષ્ટિ કરતા હતા પણ એમના પોકળ ભાષણોથી કંઈ ભલીવાર થાય એમ ભાસતું નહોતું. સરકાર પક્ષે સમાધાનીનો અમલ થતો અટકયો. દેશભરમાં ક્રિમિનલ પ્રોસિજર કોડની કલમ મુજબ મોટી સંખ્યામાં સજાઓ થવા લાગી. રાષ્ટ્રધ્વજો ઉતારવામાં આવવા લાગ્યા; અને ન ઉતાર-નારને અટકમાં લેવામાં આવવા લાગ્યા; જાહેર સભાઓ જબરજસ્તીથી વિખેરવામાં આવવા લાગી; લડતમાં ભાગ લેવા માટે જે શિક્ષકો અને નોકરોને બરતરફ કરવામાં આવ્યા હતા અથવા જેમણે રાજીનામા આપ્યા હતા તેમને પાછા નોકરી ઉપર લેવામાં ન આવ્યા; વિદ્યાર્થીઓ પાસે ભવિષ્યમાં રાજકીય ચળવળમાં ન ભળવાની બાંહેધરી માગવામાં આવવા લાગી; અને મહાસભાના કાર્યકર્તાઓના ઘરો ઉપર દરોડા પડવા લાગ્યા. ગાંધી ટોપી ઉતરાવવામાં આવવા લાગી અને ફરી ન પહેરવાની તાકીદ મોટા અમલદારો પોતે જ આપવા લાગ્યા હતા.

પરંતુ સરકારે બારડોલીમાં કરેલા સમાધાનના હડહડતા ભંગની સરખામણીમાં આ બધી વિગતો ઝાંખી પડી જતી હતી. બારડોલીમાં સવિ-

નય ભંગને અંગે ના-કરની લડતની સમાધાની પછી સરદારશ્રીની સૂચનાથી ખેડૂતોએ સરકારને આપવાના બાવીસ લાખની એકંદર મહેસુલમાંથી એકવીશ લાખ રૂપિયા તો ભરી દીધા હતા. બાકી ન ભરનારા ખાતે. દારો ભીડમાં હતા અને તેમને વખત આપવાની જરૂર હતી. સરકારી લેણાના લગભગ બે લાખ રૂપિઆ પૈકી ઘણીખરી રકમ પાછલાં વર્ષોની ચાલતી આવેલી બાકી હતી; અને તે પૈકીની મોટી રકમ પણ ગુજ-રાતમાં પડેલી આફતને કારણે કાયદેસરની બાકી હતી. સરકારી અમ-લદારોએ ચાલુ સાલનું મહેસુલ અને પાછલી સાલની બાકી પોલીસની ધમકીઓ અને તેમના ત્રાસની મદદથી વસુલ કરવાની શરૂઆત કરી. વધારાની મહેસુલની વસુલાતને માટે લોકોને ડરાવી દેવા સારૂ–તેમના પર ગેરવાજબી દબાણ કરવાને સારૂ પોલીસનો ઉપયોગ થયો.

ગાંધીજીએ સમાધાનીના આમ થઇ રહેલા ભંગ પ્રત્યે ધ્યાન ખેચ્યું અને બારડોલીમાં જમીન મહેસુલની વસુલાત અંગે પોલીસ જુલમ થયો છે એ આક્ષેપની તપાસ કરવા માટે સરકારે મી. આર. જી. ગોરડનની ખાસ અધિકારી તરીકે નિમણુંક કરી. તપાસ શરૂ થઇ. મહાસભાના પ્રતિનિધિ તરીકે શ્રી. ભૂલાભાઈ એ દેશાઇ અને અને મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઇ પટેલ હાજર રહ્યા. શ્રી. ભૂલાભાઈએ અનેક પત્રો, છાપાના લેખો અને તારો ટાંકી બતાવ્યા. એમાંથી બારડોલીથી કરવામાં આવેલા એક તારમાં જણાવવામાં આવ્યું હતું કે સુરતના કલેકટરે પંદર પોલીસ સિપાઈઓ સાથે રાયમગામ ઉપર દરોડો પાડયો હતો. ટીંબરવા, રાજપુરા, લાંભા, માણેકપોર, વાલોડ કસબાનું નવાફળિયા, ગોધા, અલગઢ, જામણિયા એ બધા ગામોએ પણ એવાજ દરોડા પાડવામાં આવ્યા હતા. એ પછી મહાસભાએ તા. ૫મી માર્ચ અને ૨૮મી ઓગસ્ટ વચ્ચે હિન્દી સરકારે અને મુંબઈ સરકારે કાઢેલાં બધા હુકમો રજૂ કરવાની માગણી કરી; કેમકે તે હુકમોથી 'સરકાર અને મહાસભા વચ્ચે થયેલી સમ-જૂતીમાં જે ધોરણનો ઉલ્લેખ થયો છે તે બાબતમાં પુષ્કળ પ્રકાશ

પડશે અને પડવો જોઇએ.' મહાસભાનો કેસ પુરવાર કરવાને માટે પુરાવો પૂરો પાડવાને સરકારને શા માટે ફરજ પાડવી જોઈએ એ વસ્તુ મી. ગોરડનના ખ્યાલમાં ન આવી. આ ઉપરથી મહાસભાએ એ કાગળિયાની માગણી શા માટે કરવામાં આવી છે તેના કારણો દર્શાવ્યા; અને પ્રતિપક્ષના કબજામાં કેવા દસ્તાવેજો હતા તેનું દિગ્દર્શન કરાવ્યું. છેવટે મી. ગોરડને પોતાનો નિર્ણય જણાવનો હુકમ કર્યો કેઃ– "આ પ્રશ્નને અંગે જે મોઘમ અને ગેરવાજબી માગણી કરવામાં આવી છે તેને મંજૂરી આપવાનું બની શકે એમ નથી." શ્રી. ભૂલાભાઇએ આ હુકમની સામે વાંધો લઇને જણાવ્યું કેઃ— "જરૂરી હકીકતો વિષે ચોક્કસ નિર્ણય બાંધવાના આશયથી જે તપાસ ચલાવવામાં આવે છે તેમાં કેવા પ્રકારની ભાવનાથી પ્રતિપક્ષ સહકાર કરવા માગે છે તેનું અને 'જાહેરહિત'માં જ કાર્ય કરવાની તેમની કેવા પ્રકારની ઈચ્છા છે તેનું સ્પષ્ટ સૂચન આ હુકમથી મળી રહે છે. પ્રતિપક્ષનો એ ભાવના જોઈને ખેદપૂર્વક જે નિર્ણય પર હું આવ્યો છું તેમાં મને વધારે ટેકો મળ્યો છે."

સરદાર વલ્લભભાઈએ ખેડૂતોને ઉદ્દેશીને પ્રસિદ્ધ કરેલા જાહેરનામામાં લખ્યું કેઃ–" તપાસનું વલણ એકપક્ષી અને વિરોધી જણાયું છે. હું તો છેવટ સુધી જવાને તૈયાર હતો પરંતુ આપણા વકીલોની ખાતરી થઇ છે કે તપાસ આગળ ચલાવવાથી કશો અર્થ સરે એમ નથી."

આવી પાંગળી તપાસ નિરૂપયોગી છે એટલું જ નહિ પણ નુકશાનકારક છે એમ સમજાઈ જતાં વલ્લભભાઈએ તપાસમાંથી નીકળી જવાનો નિર્ણય કર્યો અને ગોળમેજીમાં ભાગ લેવા લંડન ગયેલા ગાંધીજીને તાર કર્યોઃ—

"જેમને વિષે પરવાનગી મળી હતી તે અગિયાર ગામો પૈકી સાત ગામોમાંથી ૬૨ ખાતેદારો અને ૭૧ સાક્ષીઓને તપાસ્યાં. તપા-

સના મુદ્દાની બહારના ગણીને પાંચ ગામોને બાદ રાખવામાં આવ્યા. પહેલા સાક્ષી મામલતદારની થોડી ઊલટ તપાસમાં મહત્વની વાતોનો સ્વીકાર થયા પછી તપાસ અમલદારે નિર્ણય આપ્યો કે તપાસના મુદ્દાઓને અંગેના દસ્તાવેજો સરકાર પાસે રજૂ કરાવવાનો અને તપાસવાનો આપણને અધિકાર નથી. તપાસનું વલણ સ્પષ્ટ રીતે એકપક્ષી અને વિરોધી જણાયું. ભૂલાભાઈની સંમતિથી આજે તપાસમાંથી નીકળી ગયા છીએ."

ગુજરાતમાં સરકાર સમાધાનીનો આવો અમલ કરી રહી હતી ત્યારે હિન્દના બીજા ભાગોમાં તો મહત્વની પરિસ્થિતિ ઊભી થઈ રહી હતી. સંયુક્ત પ્રાંતમાં ગણોત ઉઘરાવવાની પદ્ધતિમાં કોઈ જાતની છૂટછાટ કે રાહત ન હતી. ત્યાંના ખેડૂતોની અને ખાસ કરીને જમીનદારો અને તાલુકદારોના ગણોતિયાઓની ખેતીને અંગેની સ્થિતિ ભારે દયાજનક થઈ પડી હતી; તેમની આફત હૃદય ચીરી નાખે એવી હતી. મહાસભા સમિતિએ તપાસ કરવા સરકારને કહ્યું અને મંત્રણા ચલાવી અને મંત્રણા ચાલે તે દરમિયાન મહેસુલ અને ગણોત ભરવાનું તાત્કાલિક મુલતવી રાખવાની ખેડૂતોને સલાહ આપી સરકારને આ સલાહ ન રૂચી અને પ્રથમ પંક્તિના આગેવાનો,—જવાહરલાલ, શેરવાણી અને પુરૂષોત્તમદાસ ટંડનને કેદ પકડીને સરકારે પરિસ્થિતિને પરાકાષ્ટાએ પહોંચાડી દીધી. અને બંગાળમાં 'બ્લેક એન્ડ ટેન' પદ્ધતિથી જેલ બહારના લોકો પર વેરબુદ્ધિથી ત્રાસ વર્તાવાઈ રહ્યો હતો. હિન્દના વાયવ્ય પ્રાંતમાં સરકારે ખાન અબ્દુલ ગફારખાનને સરકાર સાથે સહકાર કરતા નથી તેમ જ પૂર્ણ સ્વતંત્રતાનો પ્રચાર કરે છે એવું બહાનું કાઢીને જેલમાં બેસાડી દેવામાં આવ્યા. આમ ગાંધીજી હિંદ પાછા ફરે તે પહેલાં છબરડો વળી ગયો.

ગોળમેજીમાંથી ગાંધીજી હિન્દ પાછા ફર્યા અને સર્વ પ્રાંતોમાંથી આવેલા પ્રતિનિધિઓએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું. મુંબઈના

નાગરિકો સમક્ષ આઝાદ મેદાનમાં તેમણે પોતાનું હૃદય ઠાલવ્યું; અને શાંતિ માટેની પોતાની ઝંખના પ્રગટ કરી. હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોની સ્થિતિથી વાકેફ થવા લાગ્યા. સરકાર સાથે ગાંધીજીએ પત્ર-વ્યવહાર કર્યો અને એમ પણ જણાવ્યું કે—" સરકાર તરફથી કશો સંતોષકારક જવાબ ન મળે તો મહાસભા માનશે કે સરકારે દિલ્હીની સંધી રદ કરી છે. સંતોષકારક જવાબ ન મળે તો મહાસભા કરી બંધી સહિત સવિનય ભંગ ફરી ચલાવવા રાષ્ટ્રને હાકલ કરશે."

સરકારે આ પત્રવ્યવહારનો કડક જવાબ આપ્યો કે "મહાસભાએ જે પગલું લેવાનો ઈરાદો જાહેર કર્યો છે તેના પરિણામો જે કંઇ આવે તે સારૂ વાઇસરોય અને સરકાર તમને અને મહાસભાને જવા-બદાર ગણાશે. અને તેને પહોંચી વળવાને સરકાર બધા આવશ્યક પગલાં લેશે."

મહાસભાએ યુદ્ધનું કહેણ મોકલ્યું કે તરત જ મુંબઇમાં આવેલા જુદા જુદા પ્રાંતના મહાસભાવાદી પ્રતિનિધિઓ પોતપોતાના પ્રાંતમાં ગયા. પરંતુ તેમને બહુ કામ રહ્યું નહિ—સંધી દરમ્યાન સરકારે યુદ્ધની તૈયારીઓ કરી રાખી હતી. હજારો લાઠી માટે ઓરડરો અપાઇ ચૂકયા હતા. ત્રણ ઓર્ડિનન્સો તો પ્રગટ કરી દેવામાં આવ્યાં હતા અને બીજા વાઈસરોયના ખિસ્સામાં તૈયાર હતા. સરકારનો હુમલો તરતજ તા. ૪થી જાન્યુઆરી ૧૯૩૨ના રોજ શરૂ થયો. બધી મહાસભાની સંસ્થાઓ અને મહાસભાને સાથ આપનારી સંસ્થાઓ પર પ્રતિબંધ જાહેર થયો. અને મહાસભાવદીઓને ગુન્હો કર્યો હોય કે ન કર્યો હોય છતાં પકડવામાં આવ્યા. છ જ અઠવાડિયામાં બધુ ખતમ કર-વાનો લોર્ડ વિલીંગડનનો ઈરાદો હતો. ૧૯૩૦માં ગુજરાતના જે તાલુ-કાઓ ખેદાન મેદાન થયા હતા ત્યાં જવાનો ગાંધીજીનો ઇરાદો હતો પરંતુ તેમ થવું શકય જ ન હતું. ગાંધીજી અને 'અમારા સરદાર' વલ્લભભાઈને તા. ૪થી જાન્યુઆરીએ સવારમાં જ ઉપાડી લેવામાં આવ્યા.

**ચોથી** જાન્યુઆરીની વહેલી સવારે મહાત્મા ગાંધી અને મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈને પકડીને સરકારે પોતાનો હલ્લો શરૂ કર્યો. હિન્દીઓનાં જીવનની લગભગ પ્રત્યેક પ્રવૃત્તિને આવરી લેતા ઑર્ડિનન્સો બહાર પાડયા, તાબડતોબ કેટલાય પ્રાંતોને લાગુ કરી દીધા અને થોડા જ દિવસમાં તો લગભગ આખા દેશને તે ઑર્ડિનન્સો લાગુ થઈ ગયા.

આ વખતનું યુદ્ધ વધારે ઉગ્ર હતું. દમનનીતિ પણ વધુ નિર્દય હતી, અને પ્રજાના દુઃખનો પાર નહોતો. મહાસભાની પ્રાંતિક સમિતિઓ, આશ્રમો, રાષ્ટ્રીય શાળાઓ અને બીજી રાષ્ટ્રીય સંસ્થાઓ ગેરકાયદે જાહેર થઈ અને તેમનાં મકાનો, સરસામાન, ફંડ અને જંગમ મિલકત સૌ જપ્ત થયા.

ઘણુંાખરા આગેવાન મહાસભાવાદીઓને પકડી લેવામાં આવ્યા અને ટૂંક સમયમાં મહાસભાને નેતા, ફંડ અને મકાન વિનાની કરી મૂકવામાં આવી. આમ છતાંય જે મહાસભાવાદીઓ બહાર રહેવા પામ્યા હતા તેમણે ગમે ત્યાંથી સાધનો મેળવીને કામ ચાલુ રાખ્યું. કારોબારી સમિતિએ ઠરાવ્યું હતું કે તેના સભ્યો પકડાઈ જાય એટલે તેમની જગ્યાઓ પૂરવી નહિ. કારોબારી સમિતિએ બધી સત્તા પ્રમુખને સોંપી દીધી હતી અને પ્રમુખે તે સત્તા પોતાની પછી પ્રમુખપદે આવનારાઓને પણ આપી રાખી હતી. પ્રમુખ વલ્લભભાઈએ પોતાની પાછળ પ્રમુખપદ કોને આપવું તેની લાંબી યાદી તૈયાર કરી નાખી હતી. પ્રાંતોમાં, જિલ્લાઓમાં, તાલુકાઓમાં અને ગ્રામ સમિતિઓમાં પણ બધી સત્તા તે જ પ્રમાણે સરમુખત્યારોને સોંપી દેવામાં આવી

હતી. દરેક સરમુખત્યાર પોતાની પાછળનો માણસ નક્કી કરી તેને વિધિસર, તે સત્તા સોંપતો જતો હતો.

કયા કયા કાયદાનો ભંગ કરવો તેની પસંદગી કરવી મુશ્કેલ હતી. જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા કાયદાઓનો ભંગ કરવામાં આવવા લાગ્યો. મહાસભાના કામચલાઉ પ્રમુખ પણ આ વિષે આદેશો વખતોવખત બહાર પાડવા લાગ્યા. દારૂની દુકાનો ઉપર પિકેટીંગ, વિદેશી કાપડ અને બ્રિટિશ માલનો બહિષ્કાર આ વસ્તુઓ તો હતી જ. બહિષ્કારે તો ઉગ્ર સ્વરૂપ લીધું. કેટલીક જગ્યાએ વિદેશી કાપડના બહિષ્કાર માટે ખાસ સપ્તાહો નક્કી કરવામાં આવ્યા; તો કેટલાંક સપ્તાહ બ્રિટિશ દવાઓ, બ્રિટિશ બેંકો, વીમા કંપનીઓ, વિદેશી ખાંડ, કેરોસીન તેલ અને બીજા બ્રિટિશ માલ માટે યોજવામાં આવ્યા.

ઓર્ડિનન્સો મુજબ છાપખાનાનો ઉપયોગ મહાસભા કરી શકે તેમ ન હતું તેથી ગેરકાયદે પત્રિકા, સમાચાર પત્રો, રિપોર્ટો વગેરે સાઇક્લોસ્ટાઇલથી કાઢવામાં આવવા લાગ્યા. કેટલીકવાર પ્રેસ લાઇન વગર તે છપાવા લાગ્યા. પોલીસની સખ્ત તકેદારી છતાં આ પત્રિકાઓ નિયમિત કાઢવામાં આવવા લાગી અને આખા દેશમાં બધા સમાચારો પહોંચતા થવા લાગ્યા. પોસ્ટ અને તારનો ઉપયોગ થઇ શકે તેમ ન હોવાથી મહાસભાએ પોતાની ટપાલ લઇ જવા લાવવાની અને મધ્યસ્થ ઓફિસથી પ્રાંતોમાં ટપાલ પહોંચાડવાની વ્યવસ્થા કરી હતી. કોઇ કોઇ વાર આ કામ કરતા સ્વયંસેવકો પકડાઈ જવા લાગ્યા અને તેમને ભારે સજાઓ થવા લાગી.

સત્યાગ્રહીઓની ધરપકડનો તો પાર જ નહોતો. જે લોકો લડતના યોજકો હોય કે જાણીતા હોય તેમને જ ચૂંટીને પકડવાનું નક્કી કર્યું હતું એટલે જેલો કેદીઓથી ઉભરાઈ જવા લાગી, અને જેલનો વહીવટ હદપાર મુશ્કેલ થઈ પડયો. પોતાના દેશની મુક્તિ માટે તથા પોતાના અભિપ્રાયો માટે જેલનિવાસ સ્વીકારનારાઓ જેલના નમે

તેવા અપમાનજનક કાયદાઓ પાળવાની ના પાડવા લાગ્યા. આને લીધે સત્યાગ્રહી કેદીઓને જેલ સત્તાધીશો સાથે ઘણી અથડામણો થવા લાગી. અને તેમને સજાઓ થવાના અને તેમના પર સિતમો ગુજારવાના બનાવો બનવા લાગ્યા. જેલોની અનારોગ્ય સ્થિતિ અસહ્ય હતી. પરિણામે સત્યાગ્રહી કેદીઓ અનેક રોગોના ભોગ બન્યા અને કેટલાકના તો જેલોમાં જ મરણ થયા.

સભાઓ અને સરઘસોને લાઠીચાર્જ કરી વિખેરી નાખવાનું શરૂઆતથી જ અખત્યાર કરવામાં આવ્યું હતું. ઘણી જગ્યાએ આ લાઠીચાર્જથી ગંભીર પ્રકારની ઇજાઓ થઇ. સભા કે સરઘસ જોવા લોકોનું મોટું ટોળું સામાન્ય રીતે ભરાતું અને લાઠીચાર્જ કરવામાં પ્રેક્ષકો કે સત્યાગ્રહીઓ કોઇનો ભેદભાવ ગણવામાં આવવા ન લાગ્યો. સ્ત્રીઓ અને બાળકોને પણ છોડવામાં આવતા ન લાગ્યા.

સત્યાગ્રહનો હિલચાલ દેશ સમસ્તમાં ફેલાઈ ગઈ અને પ્રાંત પ્રાંત વચ્ચે આપભોગ આપવાના ઉત્સાહમાં હોડ જામી. જપ્ત થયેલા મહાસભાના કાર્યાલયો અને આશ્રમોને તોડીને જમીનદોસ્ત કરી નાખવામાં આવ્યા અગર તો બાળી મૂકવામાં આવ્યા. અનેક લોકોએ આ લડતમાં પોતાના બલિદાન આપ્યા.

આ બધી ભયંકર પરિસ્થિતિમાં એક ઓર ઘટનાએ વધારો કર્યો. બીજી ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યોને હિન્દુ જાતિમાંથી જુદા પાડવાની કોશિશ કે કારવાઇ થાય તો તેની સામે થવા પોતે પોતાના પ્રાણ આપશે એવો પોતાનો દૃઢ સંકલ્પ ગાંધીજીએ જાહેર કર્યો હતો. એ ભયાનક પ્રતિજ્ઞાની કસોટી કરતો બ્રિટિશ વડા પ્રધાન રામ્સે મેકડોનલ્ડે કોમી ચૂકાદો જાહેર કર્યો અને હિન્દના જીવનમાં એક ઝંઝાવાત જાગી ઉઠયો. હિન્દના અસ્પૃશ્યોને અલગ મતાધિકાર અને અલગ પ્રતિનિધિત્વ આપવાનું જાહેર કરવામાં આવ્યું. ગાંધીજી સૌથી વધુ વ્યથિત થયા અને હિન્દુ જાતિમાંથી હરિજનોને કાયમ માટે બાકાત રાખવાની શાહીવાદી ચાલબાજીથી ગાંધીજીને ખૂબ દુઃખ થયું.

મતદાર મંડળો અને બેઠકો નક્કી કરવા લોધિયન કમિટી હિન્દમાં આવી. આ કમિટીનો અહેવાલ તૈયાર થઇ જશે અને આપણે હજુ વિચાર કરતા હોઇશું તેટલામાં તો અંગ્રેજોની રીત પ્રમાણે કામ પતાવી દેવામાં આવશે એમ જાણી તીવ્ર વિચાર, ધ્યાન અને ચિંતવન બાદ ગાંધીજીએ સર સેમ્યુઅલ હોરને એક કાગળ લખ્યો અને અસ્પૃશ્યોના કે દલિત કોમોનાં જુદા મતદાર મંડળો સ્થાપવાનો સરકાર નિર્ણય કરે તો પોતે તેના વિરોધમાં મરણ પર્યંતના ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા લીધી છે તે વાત તેમને જણાવી. "તમારે હજી લોધિયન કમિટીની ભલામણોની રાહ જોવી જોઇએ." એવો રૂઢિની જડતાના નમૂના જેવો સર સેમ્યુઅલ હોરે જવાબ આપ્યો. ગાંધીજીએ પોતાનો નિશ્ચય કરી લીધો અને તે વડા પ્રધાનને જણાવી દીધો અને સાથે સાથે પોતાના ઉપવાસ તા–૨૦ સપ્ટેમ્બર ૧૯૩૨થી શરૂ થશે તે પણ જણાવી દીધું. રામ્સે મેકડોનાલ્ડે એ પત્રનો જવાબ આપતાં ગાંધીજી ઉપર એવો આક્ષેપ કર્યો કે—"તમે જે મૃત્યુ પર્યંતના ઉપવાસ કરવાનો અંતિમ ઉપાય લેવા માગો છો તે બીજા હિન્દુઓ સાથે સામાન્ય મતદાર મંડળમાં દલિત વર્ગોને સ્થાન મળે તેટલા માટે નહિ, કારણ કે તે અમારી યોજના પ્રમાણે મળી રહે છે; તે હિન્દુ સમાજની એકતા માટે પણ નથી, કારણ કે તે પણ અમારી યોજનામાં અબાધિત રાખવામાં આવી છે; પણ ધારાસભાઓમાં પોતાની વતી બોલનારા અને પોતે પસંદ કરેલા પ્રતિનિધિઓની મર્યાદિત સંખ્યા પણ ભયંકર હાડમારીઓનો ભોગ થઇ પડેલા દલિત વર્ગના લોકો ધારાસભામાં મોકલે અને તે દ્વારા પોતાનું ભાવી ઘડે તે અટકાવવા તમે આ અંતિમ પગલું લીધું હોય એમ લાગે છે."

ગાંધીજીએ આ આક્ષેપનો જવાબ આપતો વડા પ્રધાનને કાગળ લખ્યો અને સ્પષ્ટ કર્યું કેઃ—"મારા સંકલ્પિત ઉપવાસનો મારા મનમાં જેની કલ્પના સરખી પણ આવી ન હતી તેવો અર્થ તમે

કરો છો તેથી મને દુઃખ થાય છે. દલિત વર્ગોને વધારે પડતું પ્રતિનિધિત્વ મળે તેનો પણ હું વિરોધ ન કરું. જ્યાં સુધી તેઓ પોતાને હિન્દુ ગણાવે છે, હિન્દુ સમાજમાં રહેવા ઇચ્છે છે, ત્યાં સુધી તેમને તે સમાજમાંથી જુદા પાડવાની મર્યાદિત સ્વરૂપમાં પણ બંધારણમાં જોગવાઇ કરવામાં આવે તેની વિરૂદ્ધ હું તો છું. જો તમારો નિર્ણય કાયમ રહે અને તે અનુસાર નવું બંધારણ ઘડાય તો હિન્દુ સુધારકોએ પોતાના દલિત બન્ધુઓના જીવનના દરેક ક્ષેત્રમાં ઉન્નતિ સાધવા માટે પોતાનું જીવન અર્પણ કરી જે સુંદર કામ કરી બતાવ્યું છે તેની પ્રગતિ એકદમ અટકી પડશે એની તમને કલ્પના છે? તેથી તમને જણાવી દીધેલા નિર્ણયને અનિચ્છાએ—નાખુશીથી પણ મારે વળગી રહ્યે જ છૂટકો છે."

આખરે ગાંધીજીએ કોમી ચૂકાદાનો આ ભાગ ફેરવાવવા આમરણાંત ઉપવાસ આદર્યો. હિન્દે એક ભયંકર આંચકો અનુભવ્યો અને ગાંધીજીના જીવનનો પ્રશ્ન સૌના જીવનનો પ્રશ્ન બની ગયો. આ ઉશ્કેરણીના સમયમાં આખી દુનિયાના લોકો, સંસ્થાઓ અને રાષ્ટ્રોએ તેમને તરત જે સૂઝી આવ્યું તે કરી નાખવાના પ્રયત્ન કર્યા. મુલાકાતોની માગણીઓ કરવામાં આવી પણ તે નામંજૂર કરવામાં આવી. દુનિયાના બધા છેડેથી પૂના તરફ તારો ચાલ્યા. ગાંધીજીને પોતાના નિશ્ચયથી પરાવૃત્ત કરવા માટે દલીલો તેમજ વિનંતિઓ કરવામાં આવી. આમ મિત્રો જ્યારે તેમની જિંદગી બચાવવા ચિન્તાતુર થઇ ગયા હતા ત્યારે દુશ્મનોએ આખી ઘટના તરફ ઉપહાસની અને કુતૂહલની નજરે જોઈ રહ્યા હતા.

ગાંધીજીના પ્રાયોપવેશને સત્યાગ્રહની લડતને બાજુ પર ફેંકી દીધી. કેટલાય માન્ય અને કસાયેલા સેવકો દેશની સ્વતંત્રતાની લડાતી લડતમાંથી ખસીને હરિજન પ્રવૃત્તિમાં પડયા. લાગતી વળગતી કોમો અંદર અંદર સમજુત કરી કોઇ માન્ય યોજના ઘડી લાવે તો તેનો

સ્વીકાર કરી કોમી ચુકાદો ફેરવવાની વાત વડાપ્રધાન કરવા લાગ્યા. ગાંધીજીની જિંદગી બચાવવાને દલિત વર્ગના રા. બ. રાજા નામના એક આગેવાને પ્રથમ હિલચાલ શરૂ કરી. તેમણે જ દલિતોદ્ધાર માટે જુદા મતદાર મંડળોનો નિષેધ કર્યો અને ગાંધીજીને કારાવાસમાંથી મૂક્ત કરવાની દેશે માગણી કરી. દેશભરમાં ગાંધીજી માટે ખાસ પ્રાર્થના કરવા માટે અનેક પ્રતિષ્ઠિત માણસોની સહીઓથી એક જાહેર વિનંતિ કરવામાં આવી. ૨૦મી સપ્ટેમ્બરનો દિવસ આખા હિન્દમાં ઉપવાસ અને પ્રાર્થનામાં ગાળવામાં આવ્યો. ગાંધીજીના ઉપવાસના પાંચમા દિવસે પંડિત મદનમોહન માલવિયાએ નેતાઓની પરિષદ પૂનામાં બોલાવી. હરિજન આગેવાનો પણ મંત્રણામાં જોડાયા; અને સર્વમાન્ય યોજના પ્રમાણે હરિજનોને ખાસ બેઠકોની બાંહેધરી આપી સામાન્ય મત વિભાગમાં ખેંચવામાં આવ્યા; સામાન્ય અંદાજપત્રમાં તેમના કાર્ય માટે અલગ રકમ કાઢવાની જોગવાઈ સ્વીકારવામાં આવી અને જાહેર નોકરીઓ માટે કોઈપણ જાતની ભેદનીતિ નહિ રાખવાનું વચન આપવામાં આવ્યું. આ યોજનાને બ્રિટિશ પ્રધાન મંડળે કબૂલ રાખી. ગાંધીજીએ પોતાનું અનશન બંધ કર્યું.

આખુંયે વાતાવરણ એકતાની ભાવના અને તે માટેના પોકારથી ભરાઈ ગયું પણ સરકારે પોતાની નીતિ એકાએક બદલી અને ગાંધીજીને ઉપવાસ દરમિઆન મુલાકાતો, પત્રવ્યવહાર ઇત્યાદીને લગતી જે છૂટો આપી હતી તે પાછી ખેંચી લીધી. કસ્તુરબાને ગાંધીજીની હાજરીમાંથી દૂર કરવામાં આવ્યા; અને ગાંધીજીને ફરી પાછા એક સાધારણ કેદી બનાવી દેવામાં આવ્યા.

આખરે સરકારે એક જાહેરનામું બહાર પાડી જણાવ્યું કે ઉપવાસનું સ્વરૂપ અને તે વિષેની ગાંધીજીની દૃષ્ટિ લક્ષમાં લેતા સરકારે તેમને છોડી મૂકવાનો નિર્ણય કર્યો છે અને તે અનુસાર ગાંધીજીને સાંજે છોડી મૂકવામાં આવ્યા. છોડી મુકાયા પછી તરત જ ગાંધીજીએ

એક નિવેદન બહાર પાડી સત્યાગ્રહની લડત છ અઠવાડિયા મોકૂફ રાખવાની મહાસભાને ભલામણ કરી અને જણાવ્યું કે–"હું મારા છુટકારાને જરા પણ હર્ષથી વધાવી શકતો નથી અને સરદાર વલ્લભભાઈએ મને કહ્યું તેમ સવિનય ભંગની લડતને આગળ ધપાવવા કે દોરવા માટે તો હું આ છુટકારાનો ઉપયોગ કેમ જ કરી શકું?"

ગાંધીજીનું નિવેદન બહાર પડ્યું કે તરત જ મહાસભાએ એક નિવેદન બહાર પાડી છ અઠવાડિયા લડત મોકૂફ રાખ્યાનું જાહેર કર્યું અને સરકારે પણ કેદીઓને છોડી મૂકવા 'સવિનય ભંગની લડત ફરી શરૂ ન થાય' એ શરતે જાહેરાત કરી. લડતમાં હજારો બલ્કે લાખો હિન્દીઓએ જે દુઃખો વેઠયા હતા તેમાં પોતે પણ ભાગીદાર થવા માટે ગાંધીજીએ પોતાની કીંમતીમાં કીંમતી વસ્તુનું બલિદાન આપવાનો નિર્ણય કરી વ્યક્તિગત સત્યાગ્રહનું મંગળાચરણ કર્યું.

'અમારા સરદાર' ૧૯૩૦ના ફેબ્રુઆરીમાં જે રાસ ગામમાંથી ગિરફતાર થયા હતા તે તરફ પગપાળા કૂચ કરવાનું ગાંધીજીએ નક્કી કર્યું પણ આગલી રાતે જ તેમને તથા તેમના આશ્રમવાસીઓને ગિરફતાર કરવામાં આવ્યા. ગાંધીજીને પૂનામાં રહેવાનો હુકમ આપવામાં આવ્યો. હુકમ સ્વાભાવિકપણે જ પાળવામાં આવ્યો નહિ. છુટકારા પછી અર્ધી કલાકમાં જ ગિરફતાર કરી એક વર્ષની સજા કરવામાં આવી. અને વ્યક્તિગત સત્યાગ્રહની લડત બધા પ્રાંતોમાં શરૂ થઇ અને પહેલા જ અઠવાડિયામાં સેંકડો સત્યાગ્રહીઓ જેલ ભેગા થઈ ગયા.

છેલ્લાં ગાંધીજીને છોડી મૂકવા પહેલાં હરિજન પ્રવૃત્તિને અંગે જે છૂટો કે સગવડો સરકારે આપી હતી તે આ વખતે આપવાની ના પાડવાથી ગાંધીજીએ જેલમાં ગયા પછી થોડા જ વખતમાં ઉપવાસ શરૂ કર્યો. તેમની તબિયત લથડી કે તેમને પૂનાની સાસુન હોસ્પીટલમાં એક કેદી તરીકે ખસેડવા પડયા. તેમના જીવને તાત્કાલિક જોખમ છે એમ સરકારને લાગવાથી સરકારે ગાંધીજીને વિના શરતે

છોડી મૂકયા. પોતાને હજી એક કેદી જ માની લઇ સજાની મુદત પૂરી થાય ત્યાં સુધી પોતાની પ્રવૃત્તિઓ ઉપર ગાંધીજીએ સ્વેચ્છાએ નિયંત્રણુ મૂકયું અને સવિનય ભંગમાં ભાગ ન લેવાનો નિશ્ચય કર્યો. મહાસભાએ સવિનય ભંગ મોકૂફ રાખવાનો ઠરાવ પસાર કર્યો; અને સરકારે બાકી રહેલા કેદીઓ ધીમે ધીમે છોડવા માંડયા.

ગાંધીજીના આ યાતના અને મંદવાડ દરમિયાન ‘અમારા સરદાર’ તેમની પડખે જ રહ્યા હતા. તેમની સેવા સુશ્રુષા કરવામાં તેમણે ઇતિ કર્તવ્યતા માની. ગાંધીજી આ સહવાસનો સહર્ષ ઉલ્લેખ કરતા જણાવે છે કે:—

“સરદાર વલ્લભભાઈ સાથે રહેવાનો અને મહાન સુયોગ પ્રાપ્ત થયો હતો. તેમની અજોડ બહાદુરીથી હું સુપરિચિત હતો પણ છેલ્લા સોળ મહિના દરમિયાનની જેમ હું તેમની સાથે કદી રહ્યો નથી. મને તેમણે જે પ્રેમથી આવરી દીધો છે એ પ્રેમ મને મારી માયાળુ માતાના પ્રેમની યાદ આપે છે. તેમનામાં માતાના ગુણ છે એની મને કંઇ ખબર નહોતી. મને કંઈક પણ સહેજસાજ થતું તો તે પોતાની પથારીમાંથી બેઠા થઈ જતા. મારી સુખશાન્તિ સાચવવા પ્રત્યેક બાબત પર તેઓ દેખરેખ રાખતા. મારા સાથીઓએ મને કંઈ પણ કામ કરવા ન દેવાનું નક્કી કર્યું હતું; અને મારા કહેવામાં સરકાર વિશ્વાસ રાખશે કે જ્યારે જ્યારે અમે કોઈપણ રાજકીય પ્રશ્ન પરત્વે ચર્ચા કરતા હતા ત્યારે ત્યારે તેઓ સરકારની મુશ્કેલીઓ માટે દહેશત દર્શાવતા હતા. બારડોલી અને ખેડાના ખેડૂતો માટેની તેમની લાગણી તો હું કદી ભૂલી શકું તેમ નથી.”

સત્યાગ્રહી કેદીઓને સરકારે ધીમે ધીમે છોડવા માંડયા પણ સરદાર વલ્લભભાઈ પટેલ, પંડિત જવાહરલાલ નેહરૂ કે ખાન અબ્દુલ ગફારખાનને છોડવા વિષે સરકારે કશો નિર્ણય કર્યો નહોતો. સરદાર વલ્લભભાઈ તથા અબ્દુલ ગફારખાનની જેલશિક્ષાને તો મર્યાદા

ન હતી. ઠેઠ ૧૯૩૨માં એ બન્નેને સરકારે રાજકેદીઓ તરીકે કેદ કર્યા હતા. સરકારની મહેરબાની પર જ એમની શિક્ષાની મુદતનો આધાર હતો.

પરંતુ સંજોગો એવા ઉત્પન્ન થયા કે સરકારને કંઈક તો કરવું જ પડયું. સરદાર વલ્લભભાઈ નાકના જૂના દરદથી પીડાતા જ હતા. એ રોગે બહુ ઉગ્ર સ્વરૂપ પકડયું. સરકારે નીમેલી ડાક્ટરોની સમિતિએ રોગની પરીક્ષા કરી એવો અભિપ્રાય આપ્યો કે એ રોગ નિવારણ માટે તાત્કાલિક શસ્ત્રક્રિયાની જરૂર છે અને તે સારી રીતે જેલમાં તો ન જ થઈ શકે. પરિણામ એ આવ્યું કે તા. ૧૪મી જુલાઈ ૧૯૩૪ના રોજ સરકારે સરદાર વલ્લભભાઈને છોડી મૂક્યા.



સવિનય કાનૂનભંગની લડતના પાણી વળતાં થયાં હતાં. લડતના ઉત્સાહમાં ભારે ઓટ આવી હતી. આ ઓટે લડતના અનેક સેનાનીઓને હતાશ અને હતબુદ્ધિ જેવા બનાવી દીધા હતા. દમનથી દેશના જુસ્સાને મારી નાખનાર નોકરશાહી ગર્વીલી બની હતી અને સામા પક્ષને સંપૂર્ણ નમાવ્યા સિવાય તે કોઈપણ જાતની વાટાઘાટ ચલાવવા તૈયાર ન હતી. સામાન્ય પરિસ્થિતિ સ્થાપવા માટે વાઇસરૉયની મુલાકાતની ગાંધીજીએ માગણી કરી પરંતુ એ માગણીનો રાબેતા મુજબ અસ્વીકાર કરવામાં આવ્યો.

આ અરસામાં બિહારમાં ખૂબ જ ભયંકર ભૂકંપ થયો. આ ભૂકંપમાં રાહત પહોંચાડવા માટે મહાસભાનું આખુંય યંત્ર લાગી પડ્યું. પંડિત જવાહરલાલ નેહરુ ત્યાં ગયા. જાતે કોદાળી પાવડા લઈને સ્વયંસેવકનું કામ કર્યું. ભૂકંપમાં રાહત આપવા માટે સરકાર પાસેથી સહકાર માગવામાં આવ્યો પરંતુ સરકારે સહકાર ન આપ્યો. મહાસભાની રાહત સમિતિને પણ બદનામ કરવા તેણે બાકી ન રાખ્યું.

સ્વાભાવિક રીતે આવા બનાવો લાતા અને થાકેલા મનના લોકોમાં પ્રત્યાઘાત આણે છે. જે સિદ્ધાંતોથી મહાત્માજી મહાસભાને ઘડવા તથા વિકસાવવા માગતા હતા તે સિદ્ધાંતોનો સૌ મહાસભાવાદીઓ સ્વીકાર કરવા તૈયાર ન હતા. પોતાના ધર્મ સમાન ગણેલા સિદ્ધાંતોને ગાંધીજી છોડવા તૈયાર ન હતા. વળી ગાંધીજી સામે એવી પણ ફરિયાદ કરવામાં આવતી હતી કે તેઓ મહાસભાના સ્વતંત્ર વિકાસની આડે આવતા હતા. લડત મોકૂફીની વાત જાણતાં યુરોપમાં વિયેનામાં સ્વાસ્થ્ય સુધાર માટે ગયેલા શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ તથા

શ્રી. સુભાષચંદ્ર બોઝે તે તરફ પોતાનો રોષ પ્રગટ કર્યો. લડતની આખી યે રીત બદલી નાખવા અને એ માટે મહાસભામાં નવા વિચારવંતા તત્વોને દાખલ કરવા મહાસભાની નેતાગીરી બદલવા તેમણે એક સંયુક્ત નિવેદન દ્વારા પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો:–

"સવિનય કાનૂનભંગની લડત મોકૂફ રાખવાનું ગાંધીજીનું છેલ્લું કૃત્ય તેમની હારની કબુલાત જ છે એવો અમારો ચોકસ મત છે. હવે તો કોઈ નવા તત્વો અનુસાર નવી પદ્ધતિથી મહાસભાની નવેસર પુનર્ઘટના કરવાનો સમય આવી પહોંચ્યો છે, પણ તે માટે કોઇ નવા નેતાની જરૂર છે; કારણ કે પોતાના જીવન-સિદ્ધાંતોથી વિસંગત એવા કોઈ કાર્યક્રમમાં ગાંધીજીની દોરવણીની અપેક્ષા રાખવી તે ગેરવાજબી છે. જો આખી મહાસભામાં આવું પરિવર્તન થાય તો તે સૌથી ઇષ્ટ છે, પણ જો તેમ ન બની શકે તો મહાસભાની અંદર જ ઉગ્રમતવાદીઓનો એક જુદો પક્ષ સ્થાપવાની જરૂર છે."

આ વખતે હિન્દભરમાં સમાજવાદની ભરતી ચઢી હતી; અને એણે મહાસભામાં ઠીક ઠીક બળ પણ મેળવ્યું હતું. આ મહાસભા સમાજવાદી પક્ષે મહાસભામાં નવી વિચારસરણી દાખલ કરી. થાકેલા બંધારણવાદનો તે વિરોધી હતો અને માત્ર રાજકીય સ્વાતંત્ર્યથી સંતોષ નહિ માની સામાજિક પરિસ્થિતિમાં પણ ધરમૂળના ફેરફાર કરવા તે માગતો હતો. એ મહાસભાના આખા ય તંત્રનો કબજો લઈ તેને વધારે લોકશાસનના ધોરણે મૂકવા માગતો હતો; અને તેથી એણે પણ અધિકારી મહાસભાવાદીઓનો સખત સામનો કર્યો; અને મહાસભાના મવાળ બંધારણવાદને વખોડી કાઢયો હતો.

અને બ્રિટીશ સરકારની હકૂમત દેશમાં ચિરસ્થાયી કરવાના હેતુથી તથા હિન્દુસ્તાનના ભોગે બ્રિટીશ હિતોને જ આગળ ધપાવવા સારૂ બ્રિટીશ સરકારે એક યોજના શ્વેતપત્રરૂપે પ્રગટ કરી. આ શ્વેતપત્રની સૂચનાઓ ગોળમેજીમાં સ્વીકારેલા મુદ્દાઓ કરતાં પણ ઘણી પ્રત્યાઘાતી હતી. આ સૂચનાઓનો સરકાર સાથે અહોનિશ

સહકાર આપતા મવાળમાં મવાળ અને કોમવાદી સંસ્થાઓએ પણ વિરોધ કર્યો.

કોમી ચુકાદાએ મહાસભાના રાજકારણમાં ભાગલા પાડ્યા હતા. કોમી ચુકાદાથી લઘુમતીઓને કંઈક અંશે પ્રાંતોમાં વધારે પ્રતિનિધિત્વ મળી ગયેલું હોવાથી તેઓ તેનો સ્વીકાર કરવા તૈયાર હતી. આમાં ખાસ કરીને મુસ્લિમોનો સમાવેશ થાય છે. આ સંજોગોમાં શ્વેતપત્ર કે ભાવી બંધારણ કે તેના એક ભાગ કોમી ચુકાદાને રાષ્ટ્રવિરોધી ગણવા છતાં મહાસભા તેનો સદંતર વિરોધ કે સ્વીકાર કરી ન શકી. બંધારણની શાહીવાદી સૂચનાઓનો તેણે સદંતર વિરોધ કર્યો હોવાથી તેનો એક ભાગ ગણાતો ચુકાદાનો એ અલગ રીતે ખાસ સ્પષ્ટ શબ્દોમાં જુદો વિરોધ કરવા તૈયાર ન હતી. બંધારણની સૂચનાઓ જ આખી રદ જાય અને સાથે સાથે કોમી ચુકાદો પણ ભલે રદ જાય, એ તેનું વલણ હતું. લઘુમતીઓ તો તેના કોમી હિતાહિતના દૃષ્ટિબિન્દુની લાલચે વિરોધ કરતી ન હતી. મહાસભાની અસ્પષ્ટ વલણ સામે પંડિત માલવિયાજી, શ્રી. અણે તેમજ તેમના વિચારના કેટલાકે વિરોધ ઉઠાવ્યો. તેમણે અસ્પષ્ટ વલણ છોડીને ચોખ્ખા શબ્દોમાં કોમી ચુકાદાનો વિરોધ કરવા માટે મહાસભાને અનુરોધ કર્યો. મહાસભાની કારોબારીએ પોતાની તટસ્થ વૃત્તિ કાયમ રાખી. આના પરિણામે પંડિત માલવિયાજી તથા શ્રી. અણેએ કારોબારીમાંથી રાજીનામું આપી મહાસભાની અંદર રાષ્ટ્રીય પક્ષ ઉભો કર્યો.

દેશભરમાં કિંકર્તવ્યમૂઢતા વ્યાપી ગઈ હતી. તેમાંથી તેને ઉગારવા માટે ધારાસભા પ્રવેશનો કાર્યક્રમ જરૂરનો છે એમ મુખ્ય મહાસભાવાદીઓ પૈકીના કેટલાક માનવા લાગ્યા હતા. સત્યાગ્રહની લડતને દાબી દેવા માટે દમનના જે કાયદાઓ ઘડવામાં આવ્યા હતા તે કાયદાઓ માટે સરકારે કહેવાતા પ્રજાના પ્રતિનિધિઓનો ટેકો મેળવ્યો હતો. પ્રાંતિક તેમજ વડી ધારાસભામાં આ રીતે પ્રજાને નામે

બને તે બરાબર ન હતું. ત્યાં પ્રજાના સાચા પ્રતિનિધિઓ જાય અને સહકારથી પ્રજાવિરોધી પગલાંઓને પસાર થતા અટકાવે તથા પ્રજાની બીજી માગણીઓને વ્યક્ત કરે ને જરૂરનું લાગવાથી ધારાસભાનું કાર્ય ચલાવવું, એવું એમને લાગ્યું. જે બંધારણવાદને ગાંધીજીએ એક ભયંકર માયા જાળરૂપી લેખી મહા પ્રયત્નપૂર્વક લોકોને એના પ્રલોભનમાંથી ઉગારી લીધા હતા, એ બંધારણીય પ્રવૃત્તિની મોહિનીમાં એ ફસાયા અને ધારાસભા પ્રવેશના કાર્યક્રમને આવશ્યક લેખનારા એ મહાસભાવાદીઓની પરિષદકાર્યની નવી યોજનાની ઈચ્છાને મૂર્ત સ્વરૂપ આપવા માટે બોલાવવાનું નક્કી થયું ગાંધીજીએ આ નવા ઉભા થતા બંધારણવાદને લગભગ પોતાના આશિર્વાદ આપી દીધા અને આ વાદે થાકેલા નેતાઓ અને થાકેલી પ્રજાનું બીજી જ દિશા તરફ ધ્યાન દોર્યું.

સીધા સામનાની લડત સદાને માટે બંધ રહી અને પ્રત્યાઘાતની ગતિ ધીમે ધીમે શરૂ થઈ. સીધા સામનાનો સિદ્ધાંત સ્વીકારીને મહાસભાએ પ્રત્યાઘાત જેવો વિનીત મવાળવાદને મહાસભામાંથી કાઢી મૂક્યો હતો પરંતુ હવે લડત બંધ કરીને તથા ધારાસભા પ્રવેશ સ્વીકારીને તેણે કાઢી મૂકેલા મવાળ બંધારણવાદને માટે મહાસભાના દ્વાર ખુલ્લાં કર્યાં. પરિસ્થિતિની વિચિત્રતા તો એ હતી કે ૧૯૨૩ પછી મહાસભામાં ધારાસભા પ્રવેશનો વિચાર આવતાં સીધા સામના તથા સત્યાગ્રહને વરેલા જે ના–ફેરવાદીઓએ ઝુંબેશ ઉઠાવેલી તે જ ના–ફેરવાદીઓ આ નવા બંધારણવાદના પ્રખર હિમાયતીઓ બનવા લાગ્યા.

આ રસ્તે જવાના જોખમો 'અમારા સરદાર' વલ્લભભાઈના ધ્યાન બહાર ન હતાં, પણ સીધી લડતના કપરા માર્ગે માટે જો લોકોની વિશેષ તૈયારીની જરૂર હોય અને રચનાત્મક કાર્યક્રમની બાબતમાં કાર્યકર્તાઓને સંપૂર્ણપણે અભિમુખ કરી શકાયા ન હોય

તો એક અનિવાર્ય અનિષ્ટ તરીકે પણ બંધારણનો લાભ લઇ તે દ્વારા બને તેટલી લોકશક્તિને ક્રાંતિ માટે સંગઠિત કરવી એ જ એક માર્ગ હતો અને એ માર્ગ જ મહાસભાએ-'અમારા સરદારે' સ્વીકાર્યો. ગાંધીજી મહાસભામાંથી નિવૃત્ત થયા હતા એટલે સ્વાભાવિક રીતે જ મહાસભાએ સ્વીકારેલા અને પોતે અપનાવેલા નવા કાર્યને સફળ બનાવવાનો બધોય બોજ 'અમારા સરદાર'ના શિરે આવી પડયો.

મુંબઇની મહાસભાની બેઠક ખતમ થઈ કે તરત જ આખો દેશ ચૂંટણીની ધમાલમાં રોકાયો. પ્રત્યેક જિલ્લા અને પ્રત્યેક તાલુકામાં મહાસભાના કાર્યકરો ફરી વળ્યા. આખા દેશમાં પ્રચારકામ અને કેળવણીની સારી ઝુંબેશ ઉઠાવી લેવામાં આવી. પંડિત માલવિયાજી અને શ્રી. અણેએ 'મહાસભા રાષ્ટ્રીય પક્ષ' સ્થાપી અલગ ઝુંબેશ ચલાવી. સરદાર વલ્લભભાઈ અને બાબુ રાજેન્દ્રપ્રસાદે મહાસભાનું પાર્લામેન્ટરી કાર્ય વ્યવસ્થિત કર્યું અને પંજાબના પ્રવાસે ગયા. પંજાબ એ એવો પ્રાંત હતો કે જ્યાં રાષ્ટ્રીયપક્ષવાદીઓ અને હિન્દુ સભાવાદીઓના પ્રચારને સ્થાન મળી શકે તેમ હતું. મહાસભા પ્રત્યે એને કદીયે સાચી ચાહના થઇ નથી એટલે મહાસભાના દુશ્મનો જરા જેટલી યે શંકા ઉપજાવે તો એ બીજી બાજુ ઢળી જાય તેમ હતો. અને એથી જ વલ્લભભાઇએ સૌથી પ્રથમ પંજાબનો પ્રવાસ ખેડયો. લાહોર ઉપરાંત પંજાબના બીજા શહેરોની પણ તેમણે મુલાકાત લીધી અને ત્યાંના લોકોને મહાસભાને મત આપવાને સમજાવ્યા.

ચૂંટણીમાં મહાસભાનો વિજય થયો. અગિયાર જગ્યાએ મહાસભાનાં ઉમેદવારોને અસાધારણ બહુમતી મળી. બંગાળામાં 'મહાસભા રાષ્ટ્રીય પક્ષે' બધી જગ્યા મેળવી લીધી—સંયુક્ત પ્રાંતમાં તો મહાસભાએ બધી જ સમાન્ય જગ્યાઓ તેમજ એક મુસલમાન જગ્યા કબજે કરી. એ જ પ્રમાણે બિહાર, મધ્ય પ્રાંત, મહારાષ્ટ, ગુજરાત અને કર્ણાટક માં મહાસભાએ જ બહુમતી મેળવી. કેવળ

પંજાબમાં મહાસભા પાછળ પડી ગઇ અને એક જ ઉમેદવાર ત્યાં ફાવી શક્યો. એકંદરે આખા દેશમાં મહાસભાએ ચુંમાલીસ જગ્યા કબજે કરી. 'મહાસભા રાષ્ટ્રીય પક્ષે' જે જગ્યાઓ મેળવી તે અલગ હતી. ૧૯૩૫ના જાન્યુઆરીમાં ધારાસભાનું કામ શરૂ થયું અને મહાસભા પક્ષે પણ પોતાની પ્રવૃત્તિ એકદમ શરૂ કરી દીધી. એક ભયંકર છેતરપિંડી સમા ઇંડો–બ્રિટિશ વ્યાપારી કરાર પર મહાસભાએ સખત પ્રહારો કર્યા અને એની મુદતનો વહેલો અંત લાવવાનો ઠરાવ પસાર થયો. ખુદાઇ ખિદમતગાર પરના પ્રતિબંધ રદ કરવાનો ઠરાવ પણ પસાર થયો. આમ એક પછી એક વિજય મહાસભાએ મેળવ્યા અને પોતાનો લોકપક્ષ પુરવાર કર્યો.

આ અરસામાં બ્રિટિશ પાર્લામેન્ટે હિન્દના રાજ્યબંધારણનો ૧૯૩૫નો કાયદો પસાર કર્યો. આ કાયદાની મુખ્ય કલમો મુજબ (૧) પ્રાંતોને કેટલીક બાબતો સિવાય મધ્યસ્થથી સંપૂર્ણ છૂટા કરવામાં આવ્યા, (૨) કેટલીક સલામતીઓ સાથે પ્રાંતમાં જવાબદાર રાજતંત્રની સ્થાપના કરવામાં આવી, (૩) હિંદનું સમાયતંત્ર સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું, (૪) પરદેશ અને રક્ષણ સિવાય અન્ય ખાતાઓ વાઇસરોયની કારોબારીના સભ્યોને સુપ્રત કરવા, (૫) બીજા ચર્ચાસ્પદ મુદ્દાઓ પર ૧૯૧૭ની નીતિ કાયમ રાખવી, (૬) સાંસ્થાનિક સ્વરાજ્યની બાબતમાં એવું ઠરાવવું કે આ બંધારણના અમલ દ્વારા જ હિન્દ તેના ધ્યેય સ્થાને પહોંચશે.

આ બંધારણ ઘણું અધુરૂં અને અસંતોષજનક હતું. સલામતિઓ દ્વારા તમામ સત્તા ગવર્નરો અને વાઇસરોય પાસે રહેતી. પ્રધાનોનો દરજ્જાને માત્ર સલાહકાર સભ્યો જેટલો જ હતો. આ બંધારણનો પ્રાંતિક ભાગ તુરતજ અમલમાં આવ્યો. પ્રાંતિક ધારાસભાઓની આ અન્વયે ચૂંટણીઓ ગઈ; મહાસભાએ આ કાયદા સામે ઉગ્ર વિરોધ પોકારેલો હોવા છતાં ચૂંટણીઓમાં ભાગ લીધો. ચૂંટણી પર મહાસભાનિયુક્ત પાર્લામેન્ટરી કમિટીએ દેખરેખ રાખી. સર-

દાર વલ્લભભાઇ એ કમિટીના સભ્ય હોવા ઉપરાંત ગુજરાત, મુંબઇ-પ્રાંત, કર્ણાટક, અને મહારાષ્ટ્રની પાર્લામેન્ટરી કમિટીના પ્રમુખ નિમાયા હતા.

જુદાં જુદાં પ્રાંતોની ચૂંટણીઓ ફેબ્રુઆરીથી શરૂ થઈ. આ ચૂંટણીઓમાં પાંત્રીસ કરોડમાંથી એક કરોડ મતદારો જ ભાગ લઈ શકે તેમ હતું, પરંતુ ચૂંટણીઓ જે પ્રશ્ન ઉભા કરનાર હતી, તે પ્રશ્નોની સાથે એથી પણુ કંઇયે વિશાળ સમુદાય જોડાયેલો હતો. તેથી એ આખોય સમુદાય આ ચુંટણીઓથી જાગૃત થયો હતો. આ જાગૃતિથી જેને નુકશાન જવાનું હતું તે શાહીવાદે પાળી પોષી જીવતા રાખેલા સ્થાપિત હિતો પણ સફાળા જાગૃત બની ગયા હતા. તેમણે માનેલું કે ચૂંટણીઓમાં તેમને જ વિજય મળશે. આ વર્ગ પણ જ્યાં બળવાન હોય તેને પહેલાં જીત અપાવીને દેશની મતદાર જનતાની નૈતિક જાગૃતિને ફટકો આપવા માટે ચૂંટણીઓની પ્રાંતવાર વ્યવસ્થા પણ આપણા માલિકોએ જુદી રીતે કરી હતી. ચૂંટણીઓનું પરિણામ શાહીવાદી માલિકો અને તેના આધારે ટકેલા જમીનદારો, કોમવાદીઓ, ઠાકોરો, ખિતાબધારીઓ વગેરેને ભયંકર આઘાત લાગે તે રીતે આવ્યું.

ચૂંટણીઓ થયા પછી હોદ્દા સ્વીકારનો પ્રશ્ન ઉપસ્થિત થયો. લોકશાસિત બંધારણ નીચે બહુમતિ મેળવનાર પક્ષે વહીવટની જવાબદારી સ્વીકારવી જોઈએ. ચૂંટણીઓમાં અગિયારમાંથી છ પ્રાંતોમાં મહાસભાએ ચોક્કસ બહુમતી મેળવી હતી. સાતમાં પ્રાંતમાં તે બીજા પક્ષોની સાથે સમતુલ હોવા છતાં તે વહીવટ પુરતી ધારાસભાકીય બહુમતી મેળવી શકે હતું. બંગાળમાં તેને બહુમતી ન હતી પરંતુ એક પક્ષ તરીકે તે જ વધારેમાં વધારે મજબૂત, સંગઠિત અને શિસ્તબદ્ધ હતો અને બીજા પક્ષોનો સહકાર મેળવે તો તેને સત્તા મળી શકે તેમ હતું. આસામમાં પણ તે જ પ્રમાણે હતું. આમ હોવાથી

મહાસભા હવે હોદ્દા સ્વીકારના પ્રશ્નને ઠેલી શકે તેમ ન હતું.

નવું બંધારણ વહીવટની જવાબદારી લેનાર પ્રધાનોને લોક-શાસન પ્રમાણેની સત્તા આપતું નહોતું. એ જે કંઇ સત્તા આપતું હતું તેમાં પણ ડખલ કરવાનો ગવર્નરોને અધિકાર હતો; એટલે મહાસભાએ ઠરાવ્યું કે "મહાસભા પક્ષના આગેવાનને સંતોષ થાય અને ગવર્નર પોતાની ખાસ સત્તાઓનો ઉપયોગ નહિ કરે અને પ્રધાનોની બંધારણીય પ્રવૃત્તિમાં તેમની સલાહને અવગણશે નહિ એવી જાતની તે જાહેરાત કરી શકે તેમ હોય તે સિવાય પ્રધાનપદો સ્વીકારવામાં ન આવે–તે શરતે જે પ્રાંતોમાં મહાસભાની બહુમતી હોય ત્યાં હોદ્દાઓ સ્વીકારવાની સત્તા તથા સંમતિ મહાસમિતિ આપે છે."

મુંબઇના ગવર્નરે મહાસભાએ ઇચ્છેલી જાહેરાત કરવાનો ઇન્કાર કરવાની પહેલ કરી અને બીજા પ્રાંતોના ગવર્નરોને એ ઉદાહરણ રૂપ બન્યા. આથી ધારાસભાઓના મહાસભા પક્ષના નેતાઓએ સરકાર રચવાની સાફ ના સુણાવી દીધી. આની જવા-બદારી એથી સરકાર પર ઠરી. મુંબઇના ગવર્નરના પગલા સંબંધમાં ટીકા કરતાં 'અમારા સરદારે' જણાવ્યું કે મારા હાથ છૂટા થયા છે. મહાસભાએ તો પોતાની બાજી ખુલ્લી મૂકી છે. હવે તો સરકારે જ આગળ પગલું ભરવું જોઇએ છે. મહાસભાને હોદ્દા સ્વીકારનો મોહ નથી કે જવાબદારી ઉઠાવવાને એ કરતી નથી."

ગવર્નરોએ પોતપોતાના પ્રાંતોમાં વચમાળાના પ્રધાન મંડળો ઉભા કર્યા અને વિરોધી ધારાસભાઓ હોવા છતાં એને વહીવટ કરવા દીધો. વાઇસરોય ખરી પરિસ્થિતિ પામી ગયા અને અંતે વચ્ચે પડ્યા તથા કોકટી ઉભી થતી અટકાવી. મહાસભાએ માગેલી ખાત્રી આખરે આપવી પડી અને પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાન મંડળો રચાયા. વાયવ્ય પ્રાંત અને આસામમાં પણ એ પછી મહાસભાવાદી પ્રધાન મંડળોએ હકૂમત સંભાળી લીધી.

મહાસભાવાદી પ્રધાન મંડળની પ્રગતિને અવરોધવાના અનેક અંતરાયો ઉભા કરાયા. આંદામાનમાં મોકલવામાં આવેલા રાજદ્વારી કેદીઓનો પ્રશ્ન પ્રધાન મંડળોને મૂંઝવી રહ્યો હતો. મહાસભાવાદી સરકારોએ આંદામાનમાં પડેલા પોતાના રાજદ્વારી કેદીઓને પાછા બોલાવી મંગાવવા માટે હિન્દી સરકાર પર દબાણ કર્યું; આમાં બંગાળની ચૂંટાએલી સરકારે રાજદ્વારી કેદીઓની મૂક્તિ કે આંદામાન બંધ કરવા સંબંધી ઠંડુ જ વલણ લીધું. આની અસર આંદામાનના રાજદ્વારી કેદીઓ પર થઈ અને તેમણે યોગ્ય સૂચનાઓ આપી એ પરિસ્થિતિમાંથી મુક્ત થવાના ઉપવાસ આદર્યાં. વડી સરકાર વતી વાઈસરોયે નિવેદન કરી આંદામાન બંધ કરવા માટેની જવાબદારી પ્રાંતિક સરકારો પર છોડી, વલ્લભભાઈ આ પ્રશ્ન પરત્વે માહિતી મેળવવા યુક્ત પ્રાંત, બિહાર અને મદ્રાસ ગયા. યુક્ત પ્રાંત અને બિહારના મહાભાવાદી પ્રધાન મંડળો અને ગવર્નરો વચ્ચે ખટપટ ઉભી થઈ અને બિહારના પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યા. મહાસભાના હરિપુરા અધિવેશનમાં આ અંગે ઠરાવ રજુ કરતાં 'અમારા સરદારે' ઉદ્ઘોષણા કરી કેઃ—

"હોદ્દા સ્વીકારવામાં તો મહાસભાનો હેતુ શોભાના ગાંઠીઆ બનાવાનો ન હતો. એનો હેતુ તો દેશની આઝાદીનો કૂચ આગે ધપાવવાનો અને આમ જનતાને સંગઠિત અને સબળ બનાવવાનો હતો. મહાસભાએ હોદ્દા સ્વીકાર્યા ત્યારથી એણે રાજદ્વારી કેદીઓને મુક્ત કરવાની પોતાની પ્રથમ ફરજ લેખી છે. હિન્દુસ્તાન જેવા વિશાળ દેશમાં હિંસાવાદી માનવીઓ શું નથી? આપણે જો પંદર કેદીઓને મુક્ત કરી શકીએ નહિ તો આ પ્રાંતીય સ્વરાજ્ય શું કામનું? બિહાર અને યુક્ત પ્રાંતમાં વાઇસરોયે ડખલગીરી કરીને પ્રાંતિક સ્વરાજ્યના હારસને ખુલ્લું પાડી દીધું છે."

આખરે બ્રિટીશ સરકારની શાસન ઠેકાણે આવી અને મહાસભાની માંગણીઓ મંજુર રખાઈ. રાજીનામા આપી છૂટા થયેલા

પ્રધાન મંડળો પાછા અધિકારારૂઢ થયા અને રાજદ્વારી કેદીઓ પણ કારાવાસ મુક્ત થઈ ગયા.

'અમારા સરદાર' એક મહાન સંગઠનકાર છે અને હકીકતનો આત્મવિશ્વાસપૂર્વક સામનો કરી શકે છે. રાજકારણની વહીવટી આંટીઘૂંટીમાં પણ 'અમારા સરદાર'ને હિન્દના સંજોગો અને એની અહિંસક લડતની અનોખી કલાએ પાર ઉતાર્યો છે. મહાસભાના પ્રધાન મંડળો અને ધારાસભામાં ગયેલા મહાસભાવાદીઓએ દેશને આપેલા વચનોનું પાલન કરવામાં તેમને મદદ કરવા સારૂ 'અમારા સરદાર'ના અધ્યક્ષપદ નીચે સ્થપાયેલી પાર્લામેન્ટરી બોર્ડનું એમનું કાર્ય હિન્દના બંધારણીય લડતના ઇતિહાસમાં નોંધાયા વિના નહિ રહે એવું સાંગોપાંગ, શિસ્તબદ્ધ અને ધ્યેયલક્ષી હતું.

મધ્યપ્રાંતમાં ડૉ. ખરેએ રાજીનામું આપીને મહાસભાની કાર્ય-વાહક સમિતિને કે પાર્લામેન્ટરી બોર્ડને પૂછ્યાગાછ્યા વિના જ નવીન મંત્રીમંડળ સ્થાપન કર્યું. ડૉ. ખરેના આ કૃત્યનો વિરોધ કરવામાં આવ્યો અને તેમને મહાસભામાંથી હાંકી કાઢવામાં આવ્યા. ડૉ. ખરેની જગાએ પંડિત રવિશંકર શુક્લે મુખ્ય પ્રધાનમંડળના સૂત્રો હાથમાં લીધા.

'અમારા સરદાર' શિસ્તબદ્ધ અને શિસ્તપ્રિય છે. તેમની પાસે કોઈની પોલ ચાલતી નથી. પાર્લામેન્ટરી બોર્ડના તેઓ જો પ્રમુખ ન હોત તો ઘણા મહાસભાદી પ્રધાનો આડે માર્ગે ફંટાઈ ગયા હોત. સાત પ્રાંતોના પ્રધાનોને દોરવણી આપવી અને નવી પ્રાપ્ત થયેલી સત્તાની ખુમારીવાળા મગજોને અંકુશમાં રાખવા અને મૂળ ધ્યેય–આઝાદી પરથી લોકોની ક્ષણભર પણ દૃષ્ટિ ન ખસે એ અતિ વિકટ કાર્ય એમને લોખંડી હાથે કરવું પડ્યું, નરીમાન અને ડૉ. ખરેના કિસ્સામાં 'અમારા સરદારની 'ની ખરી તુલનાશક્તિ અને ન્યાય-વૃત્તિનાં બરાબર દર્શન થાય છે.

---

એશિયાની અટારીની અનુપમ ઉપમા પામેલા પુરાણુ પ્રસિદ્ધ સૌરાષ્ટ્રના દ્વિપકલ્પમાં વાંકાનેરના પહાડી પ્રદેશ, જામનગરના વેરાન ડુંગરાઉ મુલક, ગોંડળની રસાળ ભૂમિ અને ખીરસરા—કોઠારિયાની ટેકરીઓ વચ્ચે ઉછળતી, અફળાતી અને આસ્તે આસ્તે અસ્ખલિત પ્રવાહે વહેતી આજી નદીના કિનારે વસેલું, પચાસેક પાદરના પરીઘવાળી નાની શી રિયાસતની રાજધાનીનું શહેર રાજકોટ અંગ્રેજોના આગમન પછી કાઠિવાડના કેન્દ્ર તરીકે ભૂગોળના પાને ભભકી રહ્યું છે.

નાના મોટા બસેંહ ને બાર છોટા બડા દરબારો અને ઠાકોરોની નિરંકુશ હકૂમત નીચેની અરસપરસ સંકળાતી સરહદો અને અવનવી અટપટી આપખુદીઓથી ઉપજેલ અપાર અંધાધુંધ, અંગત વેરઝેર અને ખોટી ખટપટોથી ખદબદતા કાઠિયાવાડમાં શાંતિ પ્રસરાવવાના ઉચ્ચ ઉદ્દેશની ઉદ્‌ઘોષણા સાથે પગપેસારો કરીને સાર્વભૌમ સત્તાધીશ બની બેઠેલા અંગ્રેજોએ રાજકોટના આંગણે કાયમના ધામા નાખ્યા. એ પછી તો એજન્સીની લાગવગ અને ધાક સર્વત્ર પ્રસરી ગઈ. પરિણામે એની સાથે સારાસારી રાખવા નાનામોટા કાઠી રજવાડાઓએ રેસિડન્ટની કોઠીની આસપાસ પોતાના ઉતારા ચણાવ્યા. અંગ્રેજી ભણતરની શાળાઓ ઉઘડી અને કાઠિયાવાડના ખૂણે ખાંચરેથી થોકબંધ છોકરાંઓ ભણવા આવ્યા. બોર્ડિંગ બંધાણી અને અંગ્રેજી ઈન્સાફની અદાલતો સ્થપાણી. આસપાસના દરબારોના અસહ્ય ત્રાસ અને જુલમથી કંટાળી કેટલાયે ધંધાદારીઓ અને વેપારીઓ આવ્યા, અને જોતજોતામાં તો રાજકોટ વધી ગયું.

હજી એ બે દાયકાની જ જુની વાત છે. રાજકોટની ગાદી પર એ પુણ્યશ્લોક લાખાજીરાજ હતા. સમયના વહેણને પારખનારા

એ પ્રજાપતિ હતા. પોતાની પ્રજા રાજ્યકારભાર શીખે એ માટે એમણે પ્રજાપ્રતિનિધિ સભા અને મુખ્ય મુખ્ય ગામોએ પંચાયતો સ્થાપી હતી; ખેડૂતોને લશ્કરી તાલીમ આપવા ગોખલર સંસ્થા ઊભી કરી હતી અને રૈયતના લાભાર્થે ગુમાનસિંહ બિલ્ડીંગ, દાણામારકીટ, શાકમારકીટ, પાવરહાઉસ એવા મકાનો બંધાવ્યા અને રાજકોટની રોનકમાં ઓર વધારો કર્યો હતો.

૧૯૨૧ની સાલના અસહકારના આંદોલનો સારા યે દેશમાં પ્રસરી ગયાં. કાઠિયાવાડ એથી અલિપ્ત રહી શક્યું નહિ. સૈકાઓથી આપખૂદ, ગનસ્વી અને ઉડાઉ અમલથી અકળાઈ ઉઠેલા કાઠિયાવાડીઓએ રાજકોટમાં 'કાઠિયાવાડ રાજકીય પરિષદ' ભરવાનું ઠરાવ્યું અને 'અમારા સરદાર'ના મોટાભાઈ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપદે પ્રથમ અધિવેશન પણ ભર્યું. આ અધિવેશને જનતામાં ઉત્સાહના ઓઘ આણ્યા. પ્રજા પ્રવૃત્તિના પોષક રાજકોટના રાજવી લાખાજીરાજને પરમાનંદ થયો અને પોતાના અન્ય રાજવી બંધુઓને સમય વર્તે સાવધાન થવાની સોનેરી શિખામણ આપતો તેમણે એક પત્ર પણ પાઠવ્યો કે—" જે રાજાઓ રૈયત ઉપર દમન ચલાવશે એ આખરે હાથ ઘસવાના છે. જાગી ઉઠેલી રૈયતની ભાવના આગળ બળવાનમાં બળવાન રાજસત્તાને નમ્યે જ છૂટકો છે. પ્રજાનો સાથ અને ટેકો હશે તો જ રાજાઓ શાંતિથી રાજ ચલાવી શકશે."

પીળા પ્રદેશની સાહ્યબી જમાતને એ શિખામણ જરાકે પસંદ ન પડી. પણ જાહેર જનતાએ રાજકોટના રાજવીની પ્રજા ઉન્નતિની પ્રવૃત્તિને પંકરી એટલુ જ નહિ પણ કાઠિયાવાડ રાજકીય પરિષદના ભાવનગર અધિવેશનમાં મહાત્મા ગાંધીજીના શુભ હસ્તે માનપત્ર આપીને એમનો આદર કરવાનો નિશ્ચય કર્યો. અંગ્રેજી અમલદારો એથી ભડકી ગયા અને રેસીડન્ટે લાખાજીરાજને રાજકીય પરિષદમાં ભાગ ન લેવાની સલાહ આપી. લાખાજીરાજ સ્વતંત્ર વિચારના હતા એટલે રેસીડન્ટના રાજીપા—કરાજીપાની પરવા કર્યો વિના ભાવનગર

ગયા અને જનતાનું માનપત્ર સ્વીકાર્યું એટલું જ નહિ પણ મહાત્માજીને રાજકોટ પધારવાનું આમંત્રણ પણ આપતા આવ્યા. મહાત્માજીના સ્વર્ગસ્થ પિતા શ્રી કરમચંદ ગાંધીએ એક વખત રાજકોટનું દીવાન-પદ કરેલું અને ગાંધીજી ત્યાં જ ઉછરીને મોટા થયા હતા; એટલે રાજ-કોટની વસતીએ રાજવીની સાથે મહાત્માજીને સત્કારવામાં હોડ બકી. બાદશાહી સરઘસાકારે ગાંધીજીની પધરામણી થઈ—રાજમહેલમાં દરબાર ભરાયો અને મહાત્માજીના સન્માન કરતાં લાખાજીરાજે 'ગાંધીજી મારા ગુરૂ સમાન છે. તેમને હું મારા પિતા તુલ્ય ગણું છું.' એવા શબ્દો ઉચ્ચાર્યા.

એ પછી તો ૧૯૨૮ની સાલમાં દેશભરમાં યુવક પ્રવૃત્તિ ઉપડી. ઠેર ઠેર યુવક પરિષદો ભરાવા લાગી. કાઠિયાવાડના નવયુવાનોએ પણ પરિષદ ભરવાનું નક્કી કર્યું પણ એ ક્યાં ભરવી એ પ્રશ્ને એમને વિમાસણમાં નાખી દીધા. લાખાજીરાજ એમની વહારે ધાયા અને રાજકોટમાં પરિષદ ભરવાની સલાહ આપી. કાઠિયાવાડ યુવક પરિષદનું પ્રથમ અધિવેશન પંડિત જવાહરલાલ નેહરૂના પ્રમુખપદે ભરાયું અને પરિષદે ખુલ્લી બેઠકમાં "રાજાઓ અને મહારાજાઓના દિવસો પૂરા થયા છે. હૈયાત હોય એમને જિવાઈ બાંધી આપી એમનો વારસા હક્ક ખતમ કરવો જોઈએ.' એવો ઠરાવ પસાર થયો. રાજાઓ ભડકી ગયા અને એજન્સીની અકળામણનો પાર રહ્યો નહિ. રેસિડન્ટના બખડાટ પ્રત્યે દુર્લક્ષ્ય સેવી લાખાજીરાજે જવાહરલાલનો જાહેર સત્કાર પણ કર્યો.

લાખાજીરાજ તો જનતાના સાચા સેવક હતા; અને વધુ સેવાના ક્ષેત્રમાં પડવાને તડપતા એ રાજવીને ગાંધીજીએ પૂછ્યું પણ ખરૂં કે—'બાપુજી, સરદાર વલ્લભભાઈની જેમ હું આપનો અનુયાયી ન થઈ શકું ?'

"જરૂર, થઈ તમે મારા સાથી થઈ શકો." ગાંધીજીએ ઉત્તર આપ્યો.

પણ એ સોનેરી મંગલમય દિન ઉગે એ પહેલાં જ કાળે એમને

એકાએક ઝડપી લીધા અને કાઠિયાવાડની મહત્વાકાંક્ષા મરી ગઇ.

લાખાજીરાજનો વારસો એમના પાટવી પુત્ર ધર્મેન્દ્રસિંહને મળ્યો પણ એ એ જાળવી ન શક્યા. ગાદીએ એ આવ્યા અને સાથોસાથ જુનાગઢ અને પોરબંદરમાં પોતાની આંધળી કારકિર્દીથી નામચીન બનેલા બગસરાના તાલુકાદાર દરબાર વીરાવાળા દીવાનપદે આવ્યા. રાજકોટના જુવાન રાજવી ધર્મેન્દ્રસિંહને મોટા ભાગના શ્રીમંતો, જમીનદારો અને રાજવીઓની મોફૂદ ભોગીને ક્યાં આથમે છે એની ગતાગમ ન હતી, રાત આખી ઉજાગરા કરી દિવસે નિદ્રા લેતા આ રાજવીને રાજકારભાર સાથે કશી નિસ્બત ન હતી. રાજ્યના સર્વ ધણીરણી અને સાચા સૂત્રધાર તો દરબાર વીરાવાળા થઇ પડયા. રાજની વાર્ષિક બાર લાખની આવકમાંથી છ લાખનું ખર્ચ ઠાકોર સાહેબ પોતાના અંગત ભોગ વિલાસ પાછળ ખર્ચવા લાગ્યા; અને જોત-જોતામાં રાજ્યની તિજોરીનું તળિયું દેખાઇ ગયું. અને પછી તો આવક વધારવાના અવળા માર્ગ લેવાયા. દીવાસળી, ખાંડ, બરફ, સિનેમા વગેરે વસ્તુના એક પછી એક ઇજારા અપાવા માંડયા. પ્રજાની સગવડ સારૂ બાંધેલ ગુમાનસિંહ બિલ્ડીંગ, દાણા મારકીટ, શાક મારકીટ, એમ એક પછી એક મકાન વેચાવા લાગ્યા. એક એકથી ચડિયાતા કરવેરા વધતાં રૈયત ચુસાવા લાગી અને બે પાંચ વર્ષ વીતતા તો ગરીબ ખેડૂતોના ઘરમાં ખાવાને દાણા ન રહ્યા કે પંડ પર પહેરવા સારૂ કપડું ન રહ્યું.

રાજકોટમાં રાજની માલકીની કાપડની મીલ છે. એમાં મજૂરો પાસે બાર બાર કલાક કામ કરાવાતું અને મામુલી રોજી અપાતી, આ મીલ રાજ્યને સારી આવક આપતી હતી પણ પૈસાની તંગી ભોગવતા રાજ્યે એ આવક વધારવાનો એક કાળો કીમિયો શોધી કાઢ્યો. મજૂરોનો પગાર સાડાબાર ટકા કાપી લીધો. મજૂરો સળગી ઉઠયા અને તાબડતોબ હડતાલ પર ઉતરી પડયા. મીલ કામદારો સંગઠિત થયા અને રાજ્યની મનાવણી—ફોસામણીથી અડગ રહ્યા, દીવાન

દરબાર વીરાવાળાએ મજુરોના ચૌદ આગેવાનોને પોતાની પાસે બોલાવ્યા. પોતાની લાલ આંખ જ તેમને ડારવા માટે બસ હતી એમ માનનારા દરબાર વીરાવાળા મક્કમતાપૂર્વક પોતાનું સંગઠન ચાલુ રાખવાનો પોતાનો ઇરાદો છે એવો મજુર આગેવાનોનો ઉત્તર સાંભળી આભા બની ગયા. દરબાર વીરાવાળા 'ના' સાંભળવાને કદીયે ટેવાયેલા ન હતા, એટલે એકદમ વિફર્યા અને એ ચૌદ મજુર આગેવાનોને હદપારી ફરમાવી. હડતાળ સજ્જડ થઇ. પ્રજા મજુરોની પાછળ ગોઠવાઇ ગઇ. પોતાની સામે જબરદસ્ત સંગઠન જોઇને દરબાર વીરાવાળા ચેતી ગયા અને ત્રીજે દિવસે જ હદપારીનો હુકમ બિનશરતે પાછો ખેંચી લીધો.

એ પછી ગોકળ આઠમના તહેવાર આવ્યા અને રાજ્યે પૈસા કમાવાને જુગારના પાટલા માંડવા દેવાનો ઇજારો આપ્યો. રૈયતે જુગારનો વિરોધ કર્યો અને એજન્સીની હદમાં વિરોધ સભા ભરી. એજન્સી અમલદારોને દરબાર વીરાવાળાએ અગાઉથી સાધી રાખ્યા અને લોકોને સભાબંધીની જાણ થાય એ પહેલાં જ સભા પર લાઠીમાર શરૂ કર્યો. આગેવાનો ઉકળી ઉઠયા—એજન્સીના અમલદારો ચેતી ગયા અને ગેરકાયદે લાઠીઓ ચલાવવાની ભૂલ સમજાઇ ગઇ. અંગ્રેજ પોલીસ ઉપરીએ સભામાં આવી લાઠીમાર માટે માફી માગી અને રાજની હદમાં સભા ભરવી હોય તો ત્યાં જવાને વિનંતિ કરી. પાંચથી છ હજાર માનવીઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને રાજકોટ શહેરના સાંગણવાના ચોકમાં જઇ પહોંચ્યા. ત્યાં રાજ્યના પચાસેક પોલીસ ઉપરી અને માજીસ્ટ્રેટ સૌ હાજર હતા. સભાના પ્રમુખપદેથી શ્રી. ઉછરંગરાય ઢેબરે પ્રવચન કરવાનો પ્રારંભ કરતા જનતાને ચેતવણી આપી કે આજની સભામાં ભાષણ કરનાર અને સાંભળનાર બન્નેને માટે જોખમ છે; માટે માથા ફોડાવવાની જેમની તૈયારી હોય એમણે જ અહીં બેસવું; આ શબ્દો ઉચ્ચાર્યા ત્યાં તો ન્યાયાધીશે સભાને ગેરકાયદેસર ઠરાવતો હુકમ કર્યો. પ્રમુખે ગેરકાયદે ઠરાવવાના

હુકમની માગણી કરી. ન્યાયાધીશ જવાબ આપે તે પહેલાં તો સુપ્રિન્ટેન્ડટ વાઘેરાવાળાના હુકમથી પોલીસ સભા પર તૂટી પડી. રસ્તા પર, દુકાનમાં, હોટલમાં અને ઘરમાં પેસીને લોકોને વીણી વીણીને માર્યા. ઢેબરભાઇ, વજુભાઇ શુક્લ વગેરે આગેવાનોને પણ માર પડયો. અને નવ આગેવાનોને ગિરફ્દાર કરી દરબારગઢમાં પૂરી દેવાયા. સારાયે એ શહેરમાં હાહાકાર વર્તી ગયો. અને સખત હડતાલ પડી. પોલીસ હાજતમાં રખાયેલા નવે આગેવાનોને સરઘાર લઇ જવામાં આવ્યા. આ બધા અત્યાચારથી લોકો દબાયા નહિ. પછી તો હંમેશાં રાત્રે એ સાંગણવા ચોકમાં સભાઓ ભરાવા લાગી. અને પોલીસના લાઠીમાર ચાલુ રહ્યા. પાંચમે દિવસે એકાએક ગિરફતાર કરાયેલા આગેવાનોને છોડી મૂકવામાં આવ્યા.

રાજકોટના યુવાન કાર્યકર્તા શ્રી. ઉછરંગરાય ઢેબર સરદાર વલ્લભભાઈ પાસે ગયા અને એમને સર્વ પરિસ્થિતિથી માહિતગાર કર્યા. રાજકોટ રાજ્ય સમસ્તની પરિષદ ભરવાનું નક્કી કરી તે પાછા ફર્યા. પરિષદમાં 'અમારા સરદાર'ને આવવા આમંત્રણ અપાયું અને એમણે એ આમંત્રણ સ્વીકાર્યું પણ ખરૂં. પરિષદનો સંદેશો ફેલાવવા માટે ગામડેગામડે સ્વયંસેવકો ફરી વળ્યા. દરબાર વીરાવાળા ફિકરમાં પડયા. પરિષદને તોડી પાડવા દરબારે પેંતરાં રચવા માંડયા. સનાતનીઓ, મુસલમાનો, ભાયાતો વગેરેને બોલાવી બોલાવી સમજાવવા માંડયા અને ગાંધીજીને તાર કરાવ્યા કે 'સરદાર'ની અહીં જરૂર નથી. 'ગાંધીજીએ શ્રી. ઢેબરને ખરી પરિસ્થિતિ સમજાવવા પૂછાવ્યું અને શ્રી. ઢેબરે ઉત્તર આપ્યો કે આ તો ખોટી ભંભેરણી છે. પ્રજાનો મોટો વર્ગ તો સરદારનું સ્વાગત કરવા તલસી રહ્યો છે.'

પરિષદના અધિવેશનનો નિયત દિવસ આખરે આવી પહોંચ્યો. 'અમારા સરદાર' વિમાન દ્વારા રાજકોટ આવી પહોંચ્યા. હજારો સ્ત્રી પુરુષોએ એમનું ઉમળકાભેર સ્વાગત કર્યું. ભવ્ય સરઘસાકારે સરદારને તેમના ઉતારે લઇ જવામાં આવ્યા. દરબાર વીરાવાળાએ 'સર-

દાર'ને મળવા આવવા આમંત્રણ આપ્યું. સરદાર કસાના તાલુકદાર દરબાર શ્રી. ગોપાલદાસ સાથે વીરાવાળાને મળવા ગયા. વીરાવાળાએ સરદારને સમજાવવા માંડ્યું કે "આ બધી નકામી ધાંધલ છે. આપ કહો એવા સુધારા કરીએ." સરદારે બધા આરોપ ખોટા છે એ સાબિત કરી દેવાનું સૂચન કર્યું અને મુલાકાત પૂરી કરી.

રાજકોટ રાજ્ય સમસ્તની પરિષદનું અધિવેશન આરંભાયું. સ્વાગત પ્રમુખ અને પરિષદના પ્રમુખનાં ભાષણ થયાં અને જવાબદાર રાજતંત્ર સ્થાપવાનો એકમતે ઠરાવ પસાર થયો. ઠરાવની સમજણ આપવા સરદાર ઊભા થયા અને સર્વને સમજાય એવા સૂરે સંભાષણ કર્યું કેઃ—

"આ બધા દર્દોનું એક જ ઓસડ છે પ્રજાને જવાબદાર રાજતંત્ર. આજ સુધી અમલદારો રાજાને જવાબદાર હતા, હવે પ્રજાને જવાબદાર રહેશે. આજસુધી રાજા અન્નદાતા કહેવાતા, હવે ખેડૂતો અન્નદાતા કહેવાશે. એ હવે સમજ્યા છે કે જે બાવડાં તોડીને, ધરતી ફોડીને ધાન નિપજાવે છે એજ ખરો અન્નદાતા છે, એજ ખરો પૃથ્વીનો પાલણહાર છે.

"રાતદિવસ રળીરળીને રૈયત તિજોરી ભરે છે એટલે તિજોરીની માલિકી રાજાની નથી પણ રૈયતની છે, એ પૈસો ક્યાં અને કેટલો વાપરવો એ નક્કી કરવાનું કામ પણ રૈયતનું છે; રાજાનું નહિ. અને અમલદારો તિજોરીમાંથી પગાર ખાય છે માટે એ પણ રાજાના નહિ પણ પ્રજાના નોકરો છે. એમણે પ્રજાના તાબેદાર સેવક થઈને રહેવાનું છે. એણે પોતાને પગાર ચૂકવનાર પ્રજાની સુખસગવડ સાચવવાની છે, એનો માન મરતબો સાચવવાનો છે. સત્તાના મદમાં ચરી ખાતા ચાતરી ગયેલા અમલદારોએ સમજવું જોઈએ કે આપણો ખરો અન્નદાતા ખેડૂત છે અને એના ભલામાં જ આપણું ભલું રહેલું છે. જમીનનો સરકસ તપાસી વીઘોટી નક્કી કરવાનું કામ પણ પ્રજાનું પંચ કરશે. ખોટા કરજ—વધારી મૂકેલા ગેરવાજબી વેરા—વટા રદ

થશે, રાજ્યનો બધો કારભાર રૈયતે નીમેલું પંચ કરશે. આનું નામ જવાબદાર રાજતંત્ર. પણ એ મેળવવા માટે તમારી સૌની પૂરી કસોટી થશે. જેલ જવું પડશે, લાઠીઓ ખાવી પડશે, ઘરબાર, ઢોરઢાંખર લુંટાઈ જશે, જાનમાલ જોખમમાં આવી પડશે, જમીન–જાગીર હરરાજ કરશે. આ બધું થશે છતાં જો વસ્તીનો એકો હશે, સામી છાતીએ હસતે મ્હોંએ દુઃખ સહન કરવાની તૈયારી હશે, તો જવાબદાર રાજતંત્ર બારણા ઠોકતું તમારે આંગણે આવીને ઊભું રહેશે. તમારે થોડું ઘણું દુઃખ વેઠવું પડશે પણ તમારા બાળબચ્ચાં–વંશવારસ સુખી થશે.

"આજે જે પૈસો મૂડીભર માણસોના ભોગવિલાસમાં વેડફાઈ જાય છે, એ ખેતીવાડીમાં, હુન્નર ઉદ્યોગ, કેળવણી, આરોગ્ય અને એવા જનસુખાકારીના કામમાં વપરાશે."

'મહાત્મા ગાંધીની જય' અને 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ના સૂત્રઉચ્ચાર વચ્ચે મધરાતે અધિવેશનની પૂર્ણાહૂતિ થઈ અને બીજે દિવસે દરબાર વીરાવાળાએ રાજનું દફતર 'અમારા સરદાર' પાસે મોકલ્યું. વલ્લભભાઈએ સારીપેરે દફતર તપાસી જોયું પણ એમાં એમને તલમાં તેલ જણાયું નહિ; અને પોતે વિમાન માર્ગે મુંબઈ જવાને ઊપડી ગયા.

લોકજાગૃતિથી દરબાર વીરાવાળા વિસ્મય પામ્યા પણ એ કાઠી દરબાર એમ લોકમતને નમતું આપે એવા નહોતા. એમણે હવે પડદા પાછળ રહીને બીજાની પાસે રૈયતનો ઉભરો બેસાડી દેવાનો દાવ ખેલ્યો. જુનાગઢના નામચીન દીવાન પેટ્રીક કેડલ દરબાર વીરાવાળાના ગોઠીઆ હતા. બોંતેર વર્ષના એ બુઢ્ઢા કેડલને વિલાયત તાર કર્યો અને મહિનાના અઢી હજાર રૂપિયા પગાર, બંગલો, મોટર અને છ મહિનાની બંધણીથી રાજકોટનું દીવાનપદું કરવાને આમંત્રણ આપ્યું. આમંત્રણ સ્વીકારીને કેડલ રાજકોટનું કારભારું કરવા આવ્યા. કેડલની કીર્તિથી સારીપેરે કાઠિયાવાડ સુપરિચિત હતું, એટલે રાજકોટવાસીઓ જરાકે ડગ્યા વગર પોતાની પ્રજાહિતની પ્રવૃત્તિમાં પીછેહઠ ન

કરવાને મક્કમ રહ્યા. ઠાકોર સાહેબનું અંગત ખર્ચ આવકના દશ ટકાની અંદર રાખવાની સૂચના કરી. ખેડૂતોને મહેસુલમાં તત્કાલ રાહત આપવાની માગણી કરી અને આ માગણીઓના અમલ માટે રાજ્યને પંદર દિવસની મહેતલ આપી.

કેડલ જમાનાનો ખાધેલ હતો. એણે પ્રજાની માંગણીનો કાગળ ગાદી નીચે દબાવી રાખ્યો અને નાના નાના સુધારાઓ આપવાની અનેક સૂચનાઓ કરી, પણ વર્ષોથી રીબાયેલી રૈયત એમ રાજી થાય તેમ ન હતી. વાટાઘાટ અને મંત્રણાના પ્રયત્નો નિષ્ફળ ગયા એટલે કેડલે ક્રૂરતાભર્યા દમનના પૂર વહાવ્યા. શહેર અને સદરના સેંકડો સજ્જનો જેલમાં જઇ બેઠા.

રૈયત આમ રીબાઈ રહી હતી ત્યારે અંદરખાનેથી અરસપરસ અદેખાઈના તણખા ઝરવા લાગ્યા હતા. ઠાકોર સાહેબના મનમાં એમ કે હું રાજનો ધણી છું, વીરાવાળા માને કે હું રાજાનો રાજા છું અને પેટ્રીક કેડલને એમ થયું કે હું તો આ બધાનો રક્ષક છું, એટલે આ બધા કાળા માનવીઓ તો મારા ગુલામ જ છે. આ ખેંચતાણે ઉગ્ર રૂપ ધાર્યું. કેડલ ઠાકોર સાહેબને મળવા એક સવારે ગયો અને ચિઠ્ઠી મોકલી. થોડીવારે જવાબ આવ્યો કે 'બાપુ નહાવા બેઠા છે. અર્ધો કલાક પછી મળશે.' ગોરા દીવાનનો ઘમંડ ઘવાઇ ગયો અને પોતાના બંગલે ચાલ્યો ગયો. બંગલે પહોંચતાં જ ઠાકોર સાહેબને એક કાગળ લખી નાખ્યો કે-" આપને સહાય કરવા માટે મેં ઇંગ્લાંડ છોડયું ત્યારે મને એવો વિચાર સરખો પણ ન હતો કે આપ આવું વર્તન કરી શકતા હશો. હું એ ચાલુ રાખવા દઇ શકું નહિ. હું એ કહેવા આવ્યો હતો કે કોઇપણ સંજોગોમાં હાલની પરિસ્થિતિ ચલાવી લેવાય એમ નથી. રાજ્ય સામેની ઘણીખરી ફરિયાદો આપની વર્તણુંકને કારણે છે; માટે તમારૂં ભલુ ચાહતા હો તો હું કહું તેમ કરો. એમ નહિ કરો તો આપના રાજ્ય માટે તેમજ આપને પોતાને માટે પણ ઘણા જ કમનસીબ સંજોગો ઊભા થશે. હું આપને

ખાતરી આપું છું કે હિન્દી સરકાર આપના આવા વર્તન પ્રત્યે રહેમ નજરથી જુએ એવો સંભવ નથી."

કેડલના આ પત્રથી ઠાકોર સાહેબના પાસવાનો પ્રજળી ઊઠયા. આ પત્રનો ઠાકોર સાહેબે તુરત આપ્યો કે "મારા દીવાન તરીકે મેં તમારી નિમણુંક કરી છે અને તમારી સાથે કોઈ મતભેદ પડે અને મારે તમને છૂટા થવાનું જણાવવું પડે તો તેથી રેસીડન્ટ કે વાઈસરોયને મારા પ્રત્યે અવકૃપાની દૃષ્ટિએ જોવાનું કારણ મળશે નહિ, ગમે તેવા તો પણ તમે દીવાન છો અને હું રાજા છું. તમારા નિર્ણય સંબંધમાં ફરી વિચાર કરો, નહિ તો મારે તમને રજા દેવી પડશે."

આ ઉત્તર સાંભળી પેટ્રીક કેડલ રેસીડન્ટ ગીબ્સનને મળવા ગયો અને પોતાના હૃદયની બધી વરાળ ઠાલવી. ગીબ્સને તેમને ઠંડા પાડયા અને આ બધાયે ખટપટનું મૂળ પામી જઈ દરબાર વીરાવાળાને રાતોરાત રાજકોટ છોડી જવા હુકમ કર્યો. ઠાકોર ધર્મેન્દ્રસિંહને લાલ આંખ બતાવી અને કેડલને મજબૂત હાથે ચળવળ દબાવી દેવાની સલાહ આપી.



રેસીડન્ટની હૂંફથી કેડલમાં હિંમત આવી અને એમણે મજબૂત હાથે કામ લેવાનું નક્કી કર્યું: એકલાને માથે અપજશનો પોટલો ન આવે માટે ચાર જણાની સમિતિ બનાવી, રાજકોટવાસીઓએ એ સમિતિ ન જોઈએ એવી જાહેરાત કરી અને એનો બહિષ્કાર પોકારતું બીજે દિવસે સરઘસ કાઢવાનું નક્કી કર્યું. મધરાતે રૈયતના આગેવાન ઢેબરભાઈને પકડીને કેદખાનામાં પૂરી દીધા છતાંય વળતે દિવસે સખત હડતાલ પડી અને પ્રચંડ સરઘસ નીકળ્યું. સરઘસ મારકેટ આગળ આવ્યું કે પોલીસે લાઠીમાર ચાલુ કર્યો. અનેક શહેરીઓ ઘાયલ થયા અને પકડે નંખાયા આમ ત્રણ દિવસ સુધી લાઠીમાર અને પકડાપકડી ચાલુ રહ્યાં. આખુ કાઠિયાવાડ હલી ગયું. મુંબઈ–અમદાવાદ સમાચાર પહોંચ્યા અને 'અમારા સરદાર' સંગ્રામ માટે તૈયાર થઈ ગયા. પોતાની પુત્રીને તેમણે રાજકોટ મોકલી આપ્યા. મુંબઈમાં કાઠિયાવાડ પ્રજામંડળ સ્થપાયું, સંગ્રામ માટે સૈન્ય ભરતી અને નાણાં ભરતી થવા લાગી, ગામેગામથી અને શહેરે શહેરથી ટુકડીઓ રાજકોટના રણસંગ્રામ પર ઊતરવા લાગી અને એક સરખું યુદ્ધનું વાતાવરણ ફેલાઈ ગયું.

લડત જોર પકડતી જતી જોઈને કેડલ ગભરાયો અને સમાધાનની વાતો ચલાવવી શરૂ કરી. 'અમારા સરદાર' પાસે એક પછી એક માણસો ધક્કા ખાવા લાગ્યા અને કંઈક કરી આપવા વિનંતિ કરવા લાગ્યા. વલ્લભભાઈ એમને એટલો જ ઉત્તર આપવા લાગ્યા કે "કેડલ આવે તો જ સમાધાન થાય. તમને બીજાને અધિકાર શો છે? એના મનમાં ગુમાન છે કે હું ગોરો. મારે એનું ગુમાન ઉતારવું છે." આખરે કેડલને નમી પડવું પડયું. એ દફતર લઈને મુંબઈ ગયો

અને ચાર પાંચ કલાક વાતો કરી પણ પોતાનું ધાર્યું પાર ઉતરે તેમ લાગ્યું નહિ. 'અમારા સરદારે'તો ચોખ્ખું સંભળાવી દીધું કે અહીં મારી પાસે સીધી વાત છે. જવાબદાર રાજતંત્ર પહેલું અને પછી બીજુ બધું. કેડલને આ વાત ગળે ન ઉતરી. એણે તો સુધારા કરીએ, પણ જવાબદાર રાજતંત્ર નહિ—એવી દલીલ કરી.

વલ્લભભાઈને મનાવવામાં નિષ્ફળ બની એ રાજકોટ પાછો આવ્યો અને પ્રજાપરિષદને ગેરકાયદે ઠરાવતો હુકમ બહાર પાડયો અને દરબારગઢ ઉપર પહેરો ભરતા પરિષદના સો સવાસો જેટલા સ્વયંસેવકોને પકડી લીધા. જોનારને લાઠીમાર કરી વિખેરી નાખ્યા. ગામડાઓને જગાડનાર મણીબહેન પટેલને પકડી લીધા. એમની પાછળ અમદાવાદથી મૃદુલાબહેન સારાભાઈ આવ્યા. તેમને સ્ટેશને ઊતરતાં જ પકડી લીધાં. પ્રજાપ્રતિનિધિ સભાના પ્રમુખને પકડયા; અને એક બે પરિષદ કચેરીઓ જપ્ત કરી સીલ માર્યાં તેમજ પોલીસ પહેરો મૂકયો.

આથી પ્રજાને તો જોર આવ્યું. ઘેર ઘેર લોકોએ લખ્યું: 'પરિષદ કચેરી અહીં છે.' છાતી ઉપર પ્રજાપરિષદના બિલ્લા ચોડયા. સારા આબરૂદાર અને પૈસાદાર વેપારીઓ તેમજ વકીલો લડતમાં જોડાવા લાગ્યા અને કાયદા ભંગ કરી જેલ જવા લાગ્યા. અઢી માસમાં જેલમાં જગ્યા રહી નહિ.

આખરે કેડલ અને તેની સમિતિ અકળાણી અને ઠાકોર સાહેબ વસતી સાથે હળે મળે તો આ ઉભરો શમી જાય, એમ વિચાર્યું. ઠાકોર સાહેબ મહાલના મુખ્ય ગામેગામ ગયા. સરધારના ઉતારામાં બેઠક કરી. ગામના આગેવાનોને એકઠા કર્યા અને વાતચીત શરૂ થઈ ગઈ. ઠાકોર સાહેબના પાસવાનોએ આડા અવળા સવાલ જવાબ કર્યા; પણ ખેડૂતોએ ચોખ્ખા શબ્દોમાં સંભળાવી દીધું—'અમે હવે આવી રહ્યાં છીએ. આ દુઃખનો નિકાલ નહિ થાય તો સારાવાટ નથી."

"પણ તમારે જોઈએ છે શું, એ બાપુને કહો." એક અમલદાર બોલ્યો.

"અમારે શું જોઈએ છે એ આપ પૂછો છો? પરિષદે એ વાત કે' દહાડાની કહી નાખી છે. વધારે પૂછવું હોય તો ઢેબરભાઈને, રામજીભાઈને અને ચૂડગર સાહેબને પૂછો."

"રામજીભાઈ અને ચૂડગર અહીં છે?" ઠાકોર સાહેબે આશ્ચર્યચકિત થઈ પૂછ્યું. જવાબ 'હા'માં મળતા એ બંને આગેવાનોને પોતાની પાસે બોલાવ્યા. એમણે તો જેટલું કહેવાય તેટલું કહ્યું. ઠાકોર મૂંગે મોઢે સાંભળી રહ્યા.

આ અરસામાં 'કેડલ ઠાકોર સાહેબને ગાદીએથી ઉઠાડી મૂકવાની પેરવી કરી રહ્યો છે' એવી ગંધ આવતા લોક વધુ ઉશ્કેરાયા. શહેરે શહેર અને ગામડેથી ગામડેથી પોકાર પડયો કે 'કેડલ નહિ જોઈએ.'

રાજની મૂંઝવણ વધવા લાગી. ઠાકોર સાહેબ બધું પામી ગયા હતા એટલે કેડલને જણાવ્યું કે "હાલની પરિસ્થિતિ રોજ રોજ વધારે બગડતી જાય છે અને પરાકાષ્ઠાએ પહોંચી છે. મારી પ્રજાને એમ લાગે છે અને તેને એમ મનાવવામાં આવે છે કે તમને સરકારે મોકલ્યા છે અને અત્યાર સુધી હું જે દરજ્જો ભોગવતો હતો તે મેં ગુમાવ્યો છે. આ સ્થિતિનો રાજ્ય અને પ્રજાના હિતમાં કોઈપણ ભોગે અંત લાવવાને હું રાજકર્તા તરીકે બંધાયેલો છું એમ મને લાગે છે. મારા રાજ્ય અને પ્રજા વચ્ચેનો ઘરમેળે ઝઘડો જેમ બને તેમ વહેલો પતાવી નાખવાની મારી ચોક્કસ ઇચ્છા છે. આપણે વહેલામાં વહેલા છૂટા પડીએ નહિ ત્યાં સુધી આમ થવું શક્ય નથી એમ મને લાગે છે. પૂરા છ માસ માટે મેં તમારી સેવા માગેલી એટલે એ મુજબ તમારો પગાર ચૂકવી દેવાની રાજ્યના ટ્રેઝરરને હું સૂચના કરું છું."

અને ધર્મેન્દ્રસિંહે ધ્રાંગધ્રા નરેશની પ્રેરણા અને દરબાર વીરાવાળાની સલાહથી સરદાર વલ્લભભાઇને સંદેશો મોકલી તેડાવ્યા. રાજકોટને મન અણુધાર્યું વિમાન આવી પહોંચ્યું અને એમાંથી ઊતરી વલ્લભભાઇ સીધા પોતાના ઉતારે ચાલ્યા ગયા. ઠાકોર સાહેબ 'અમારા સરદાર'ના આગમનથી આનંદ પામ્યા અને 'આજે સાંજે પાંચ વાગે આવશો અને મારી સાથે ચા પીશો તો મને આનંદ થશે.' એવી ચિટ્ટી લખી. નિયત સમયે સરદાર રાજમહેલ પહોંચ્યા; અને ઠાકોર સાહેબ સાથે વાતચીત કરવી શરૂ કરી:—"તમારા બાપુ મારા ભાઇબંધ હતા. તેઓ બહાદુર હતા. ભલા ભૂપને જવાબ ન દેતા. તમે મન મજબૂત કરો; લાખાજીરાજને યાદ કરો અને ગુલામીમાંથી મુક્ત થાઓ. તમારી બહાદુર પ્રજાને પડખે ઉભા રહો અને દુનિયામાં નામ અમર કરો."

સરદારની વાત સાંભળી ઠાકોર ટટાર થયા. પણ કેડલ એમની નજરે આવી ઉભો. એ કહેશે કે 'મહાસભાવાળા સાથે શા માટે વાત કરી? તો મારૂં શું થાશે?' એની ભીતિ એમણે સરદારને જણાવી.

'તમારી ગાદી ઝૂંટવનાર હજુ કોઇ માએ જણ્યો નથી. હું તમારી પડખે છું. તમારી ટેકીલી પ્રજા તમારી પડખે છે. સરકારના ભાર નથી કે તમારી ગાદીને કોઇ હાથ લગાડી શકે."

પછી વાટાઘાટ ચાલી. સાંજના છ થી રાતના બે વાગ્યા સુધી ગાંધીજીએ ઘડી આપેલા સમાધાનના ખરડા પર ચર્ચા ચાલી. કેડલ અને એક બીજા સભ્ય જોબનપુત્રાએ એકેએક વાક્યને લઇને વાંધા કાઢ્યા. સરદારે એ બધાના ખુલાસા કર્યા અને આખરે ઠાકોર સાહેબની સહીવાળું સમાધાન થયું કે:—

"છેલ્લા થોડા માસ દરમિઆન અમારી પ્રજામાં જે લોકલાગણી જાગૃત થઇ છે અને તેમણે માનેલાં દુઃખોના ઇલાજ માટે તેઓએ જે ખેદજનક દુઃખો સહન કર્યાં છે તે જોયા પછી અને કાઉન્સીલ

તેમજ શ્રી. વલ્લભભાઇ પટેલ સાથે સમગ્ર પરિસ્થિતિની ચર્ચા કર્યા પછી અમારી ખાતરી થઇ છે કે હાલની લડતનો અને દુઃખ સહનનો તત્કાળ અંત આવવો જોઇએ. અમે દશ ગૃહસ્થોની એક સમિતિ નીમવાનો નિર્ણય કર્યો છે. આ ગૃહસ્થો અમારા રાજ્યના પ્રજાજનો હશે, એમાંના ત્રણ જણ રાજ્યના અમલદારો હશે અને બીજા સાત પ્રજાજનોનાં નામો હવે પછીથી જાહેર કરવામાં આવશે. આ સમિતિ ૧૯૩૯ના જાન્યુઆરીના અંત સુધીમાં યોગ્ય તપાસ પછી અમારી સમક્ષ હેવાલ રજૂ કરીને સાર્વભૌમ સત્તા પ્રત્યેની અમારી ફરજો અને રાજકર્તા તરીકેના અમારા ખાસ અધિકારને બાધ ન આવે એવી રીતે અમારી પ્રજાને વિશાળમાં વિશાળ સત્તા આપી શકાય એવા સુધારાઓની યોજના રજુ કરશે. અમારો અંગત ખર્ચ નરેન્દ્ર મંડળની કાઉન્સીલે કરેલી ભલામણ અનુસાર રહેશે. અમે વધુમાં અમારી પ્રજાને ખાતરી આપવા માગીએ છીએ કે ઉપર જણાવેલી સમિતિ તરફથી જે યોજના માટે ભલામણ કરવામાં આવશે તે ધ્યાનમાં લઈ તેનો સંપૂર્ણ અમલ કરવાનો અમારો ઇરાદો છે. શાંતિ અને શુભનિષ્ઠાની ફરી સ્થાપના કરવાની જરૂરી પૂર્વભૂમિકા રૂપે સવિનય કાનૂન ભંગને અંગે સજા પામેલા સર્વ કેદીઓને તત્કાળ છોડી મૂકવાનું, બધા દંડ પાછા આપવાનું અને દમનના સર્વ પગલાંઓ પાછા ખેંચી લેવાનું અમે જાહેર કરીએ છીએ."

રાતોરાત પરિષદની મોટરો છૂટી અને ગામડે ગામડે સમાધાધાનના સમાચાર ફરી વળ્યા. જેલના દરવાજા ખુલ્યા અને સત્યાગ્રહીઓનું સરદાર વલ્લભભાઇની આગેવાની નીચે વિજય સરઘસ નીકળ્યું. સભાસ્થાને સરઘસ આવ્યું ત્યારે સાંગણવાના ચોકમાં ચાલીસ હજારની મેદની જામેલી જણાઈ. છૂટેલા આગેવાનો સાથે સરદાર જ્યારે સભાની વ્યાસપીઠ પર આવ્યા ત્યારે લોકોએ તેમને તાળીઓના નાદે વધાવી લીધા. રાજકોટના શહેરીઓના આગેવાન ઢેબરભાઈ બોલ્યા પછી સરદારે હૈયું ઠાલવ્યું:—

"આજના મંગળ પ્રસંગે આપણે જે હૃદયની વાતો કરવી છે તે કરી લેવા હું આવ્યો છું. આજનો પ્રસંગ રાજકોટ અને કાઠિયાવાડના ઇતિહાસમાં અપૂર્વ છે. આપણે એની જવાબદારી અને મહત્વ બરાબર સમજી લેવાં જોઈએ. રાજકોટમાં આજે એવી કઈ વસ્તુ પેદા થઇ છે કે આટલી મેદની—બહેનો, વિદ્યાર્થીઓ, ખેડૂતો, વેપારીઓ—હર્ષઘેલા થાય છે? એ વસ્તુ સ્વતંત્રતા છે. ઘણા વરસ સુધી કાઠિયાવાડ ગુલામ રહેલ છે. આજે એની સ્વતંત્રતાની ઝાંખી થઈ છે.

"પણ મને કાઠિયાવાડની પ્રજાના કરતાં રાજાઓની વધારે દયા આવે છે. કાઠિયાવાડના રાજકુટુંબમાં જન્મવા કરતાં તો હું મરવાનું વધારે પસંદ કરું છું. હું એમ માનું છું કે રાજાઓ આજે બેવડી ગુલામી ભોગવી રહ્યા છે. તેમને મુક્ત કરવાનો માર્ગ આપણી પ્રજા પાસે છે. એ વસ્તુ સમજાવવા હું અત્યારે તમારી પાસે આવેલો છું.

"ઓગષ્ટ માસમાં શ્રી. ઢેબર અને વજુભાઈ ઉપર હાથ નંખાયો, લાઠીઓ પડી અને એમના સાથીઓને જેલમાં નાખ્યા ત્યારે મુંબઇની સભામાં મેં કાઠિયાવાડ અને રાજકોટને સંભળાવ્યું હતું કે હવે પ્રસંગ આવ્યો છે. જે લાઠીઓ જુવાનો ઉપર પડે છે તે આખી પ્રજા ઉપર પડે છે. એ બરદાસ્ત કરી લેવામાં નામર્દાઇ છે. હવે એવું કરી બતાવો કે જેથી કાઠિયાવાડના કોઇ રાજ્યમાં ફરી લાઠીઓ પડે જ નહિ. બધે સ્વતંત્રતાની હવા ફેલાઈ જાય.

"એક પરદેશી દીવાન આવીને રાજા—પ્રજા બન્નેની કાંધ પર ચડી બેસે એ મને ખૂંચ્યું. રાજાએ એને રૂખસદ આપી તોય એ ન ગયો. શાનો જાય? મને એ વખતે લાખાજીરાજનું સ્મરણ થયું. એના દીકરાની આ દશા? હું લાખાજીરાજનો વફાદાર મિત્ર છું. એમની ગાદી પ્રત્યે મને માન છે. એ ગાદીનું આ પ્રમાણે અપમાન થાય એ મને ખટક્યું. પણ રાજાની આ અસહાય સ્થિતિ એના ઊછેરનાર

અને કેળવનારને આભારી છે. મને ઘણાય કહે છે કે 'તમે હિન્દને ક્ષત્રિય વિહોણું કરવા માગો છો, રાજાઓને બાવા બનાવવા માગો છો ' તો હું કહું છું કે આજે આ રાજાઓમાં હું કોઈ ક્ષત્રિય જોતો નથી. હાજી હા કરનારાઓને કાઢી મારે એને ક્ષત્રિયવટ શીખવવી છે. એની સાચી મરદાનગી પાછી લાવવી છે. હું રાજાઓને સાચી હિંમત આપવા માગું છું.

"આજે રાજા સાથે સમાધાન થયું. આવા રાજા–પ્રજાના ઝઘડામાં રાજા–પ્રજા બન્નેને નુકશાન થાય છે. આજે પ્રજાનો વિજય થયો છે, સાથોસાથ રાજાનો પણ થયો છે. જ્યારે રાજાના દિલમાં તેની પ્રત્યે લાગણી પેદા થાય છે ત્યારે એનો વિજય થયો ગણાય છે. આથી હું બન્નેને અભિનંદન આપું છું. પ્રજાએ જે જાગૃતિ, અપૂર્વ સંગઠન, અહિંસા, ત્યાગ અને કોમકોમ વચ્ચે એકતા બતાવી છે એ નમૂનો હિન્દુસ્તાનમાં અનેક યુદ્ધોને ભૂલાવે તેવો છે; અને તેથી હું મગરૂર છું ને તમને સૌને અભિનંદન આપું છું.

"ત્રણ ત્રણ માસ યુદ્ધ ચાલ્યું. હું બધે ભમતો હતો. પણ જ્યાં હોઉં ત્યાં રાતે સૂતી વખતે અહીંના સમાચાર સાંભળ્યા પછી જ ઊંઘતો. અહીંના રોજેરોજના ખબર સાંભળી મારી છાતી ફૂલાતી હતી. દૂર સેગાંવમાં પડેલા બાપુને તમારી વાતોથી કેટલું બધું સુખ સાંપડયું છે! પણ રાજકોટે જે કરી બતાવ્યું તેના ખરા અભિનંદન તો વીરાવાળા અને કેડલને આપવાના. વીરાવાળા કેડલને લાવ્યા ત્યારે આ રંગ જામ્યો અને એમની પાછળ બીજા રાજાઓ અને વડી સરકાર મદદે આવી. કંઈ કંઈ રાજાઓના મોંમાં પાણી છૂટયાં કે આ પ્રજાને હરાવી દઈએ તો પાંચ–પચીસ વરસની નિરાંત થાય. પણ એ સમજતા નથી કે એ લડત પાછળ તો આખું હિન્દ હતું અને તેથી આ લડત લાંબી ચાલે એમ હું ઇચ્છતો હતો. એ દરમિયાન રાજા–મહારાજાઓના તખ્તના પાયા ખળભળવા લાગ્યા હતા.

"હું ઘણા વખતથી મારા ઉપરનું કરજ ચૂકવવા ઇચ્છતો હતો. રાજકોટે—કાઠિયાવાડે એવા એક પુરુષની હિન્દને ભેટ આપેલી છે કે જેણે આખા દેશની શિકલ જ ફેરવી નાખી છે. જેણે સેંકડો વર્ષથી સૂતેલા દેશને સેવા અને સમર્પણના પાઠ ભણાવી જાગૃત કર્યો છે. એ પુરુષનો હું અદના સિપાહી છું. મારા ઉપર એનું ઋણ ચડેલું છે. આજે એ ઋણનો કંઇક બદલો વાળ્યાનો મને સંતોષ થાય છે.

"આપણે તો રાજકોટમાં પ્રતિષ્ઠિત માણસોને હોમવાના હતા. એમના બલિદાનની આપણને જરૂર હતી. એમનામાં મર્દાનગી પેદા કરવાની જરૂર હતી. આજે એમણે પાણી બતાવ્યું. એમાં આ લડતની શોભા છે. કાઠિયાવાડમાં જે ભય હતો તે છોડીને લખપતિઓ આવ્યા છે ત્યારે ખરી શૂરવીરતા પેદા થઇ છે એમ મને લાગ્યું: મિલકત તો ભલભલાની લૂંટાઇ જાય છે. ખેડૂતો પાસે કયાં મિલકત હતી? પણ એમણે જે બહાદુરી અને સ્વમાન રક્ષવાની હિંમત બતાવી એ માટે એમના ઉપર હું આફરીન છું. છેવટે એક ચેતવણી આપવા માગું છું. તમારી—કાઠિયાવાડીઓની જીભમાં મીઠાશ છે, પણ એમાં મીઠું ઝેર છે. ખુશામત કાઠિયાવાડની મોટામાં મોટી દુશ્મન છે. ખુશામત જાય અને હિંમત આવે તો સૌરાષ્ટ્ર સૌથી મોટું રાજ થઇ શકે તેમ છે કારણ કે સૌરાષ્ટ્રની હવા પવિત્ર છે."

'મહાત્મા ગાંધીજીની જય'ના વિજયોચ્ચાર સાથે સભા સમાપ્ત થઇ. અને બીજે દિવસે સરદાર વિમાને ચડી મુંબઇ સિધાવ્યા.

સુખદ સમાધાન કરાવવા માટે રાજકોટના રાજવીએ વલ્લભભાઇને પત્ર લખી જણાવ્યું કે "તમે રાજકોટ આવ્યા તે બદલ હું તમારો આભારી છું. મામલાનો અંત લાવવામાં તમે મને જે રીતે મદદ કરી છે તેની હું ખૂબ કદર કરું છું. દીવાન સાહેબ વીરાભાઇની વિરુદ્ધમાં મારી પ્રજાના મનમાં જે કાંઇ ગેરસમજુતી રહેતી હોય તે દૂર કરવાને બનતું કરવાની હું તમને વિનંતિ કરું છું. આ માટે હું તમારો અત્યંત આભાર માનીશ."

આ પત્ર પાઠવ્યો અને ઠાકોર સાહેબ શાંતિ અનુભવતા હતા ત્યાં રેસીડન્ટની કોઠીમાંથી તાકીદનું તેડું આવ્યું. ઠાકોર સાહેબ મૂંઝવણમાં પડી ગયા. છેવટે એજન્સી કચેરીના ઓરડામાં ખાનગી બેઠક મળી. રેસીડન્ટ ગીબ્સન, ઠાકોર ધર્મેન્દ્રસિંહ, પેટ્રીક કેડલ, રા. સા. માણેક પટેલ અને શ્રી. જયંતિલાલ જોબનપુત્રા ત્યાં ભેગા મળ્યા.

"તમે કરેલા સમાધાને બધા રાજાઓમાં ખળભળાટ કરી મૂકયો છે. વલ્લભભાઇ પટેલ કેવી રીતે આવ્યા? તમે તેમને આમંત્રણ આપ્યું હતું?" રેસીડન્ટ ગીબ્સને મંત્રણા શરૂ કરતાં ઠાકોર સાહેબને પૂછયું.

"તેઓ તેમની ઇચ્છાથી આવ્યા હતા અને મેં તેમને ચા પીવા નોતર્યા હતા." ઠાકોર સાહેબે ઉત્તર આપ્યો.

"વારુ, પણ એ સાવ બીનભરોસાપાત્ર માણસ છે. તમે જાણો છો કે બહારની કોઇ દખલગીરી ન ચાલવા દેવી એવી હિન્દી સરકારની ઇચ્છા છે. પટેલની સાથે સમાધાન કરીને તમે તમારા ભાઇબંધ નરેંદ્રોની તથા સરકારની સહાનુભૂતિ ગુમાવી છે. તમે રુચે કરો તેનું હિન્દી સરકારને કાંઇ નથી તે પણ પટેલ દ્વારા સમાધાન કરવામાં તમે ભૂલ કરી છે. મહાસભાવાદી કાર્યકર્તાઓમાં પણ મી. પટેલ સૌથી વધુ અવિશ્વાસપાત્ર છે, છતાં જાહેરાત પરથી જણાય છે તે પ્રમાણે સમાધાનની શબ્દરચના એટલી બધી ખરાબ નથી; સિવાય કે "શકય તેટલી વિશાળ સત્તાઓ" એ શબ્દો. આ શબ્દોનો ગમે તે અર્થ થઇ શકે. એનો અર્થ એટલે સુધી પણ થાય કે તમે માત્ર નામના જ રાજા રહો. એ શબ્દોના જોર ઉપર તેઓ શરૂઆતથી જ સંપૂર્ણ જવાબદાર રાજતંત્રની માગણી કરશે અને તમે પોતે ઘણીજ કઢંગી સ્થિતિમાં મુકાઇ જશો."

"ના, મેં માત્ર સમિતિ નીમી છે."

"હા, પરંતુ સમિતિના સભ્યો કોણ નીમશે?"

"શ્રી. વલ્લભભાઈ નામો સૂચવશે."

"એનો અર્થ જ એ કે મહાસભાવાદી કાર્યકર્તાઓ નીમાશે અને તેઓ 'શકય તેટલી વિશાળ સત્તાઓ' એ શબ્દોની રૂએ સંપૂર્ણ જવાબદાર રાજતંત્રની માગણી કરશે."

"શ્રી. પટેલ કઇ રીતે નામો સૂચવશે? આપણે તેમને લખવાનું છે?" કેડલે વચ્ચે પ્રશ્ન કર્યો.

"ના, તેઓ નામો મોકલશે." ઠાકોર સાહેબે ઉત્તર આપ્યો.

"એક કલમમાં તમે હેવાલને સંપૂર્ણ રીતે અમલમાં મૂકવાનું કબૂલ્યું છે. એથી તમે તમારી બાજી હારી બેઠા છો. સમિતિના પ્રમુખ કોણ થશે?" ગીબ્સને પૂછયું.

"દરબાર વીરાવાળા."

"ના, એ તો આવી નહિ શકે."

"કેમ? તેઓ તેમની રજાનો સમય પૂરો થયા પછી આવશે."

"તેઓ તાલુકદાર છે. તેઓ નહિ આવી શકે. હું તેમને હવે આવવા નહિ દઉં."

"સર પેટ્રીક કેડલ ગયા પછી તેઓ આવી શકશે."

"એ જોયું જશે."

આ વાર્તાલાપ પૂરો થયો અને સૌ વિખેરાઇ ગયા પણ મહાસભા સાથે રાજાઓનો સંપર્ક વધી ન જાય અને સાર્વભૌમ સત્તાની લાગવગ ઘટી ન જાય એની સતત્ સાવચેતી રાખતા રેસીડન્ટ ગીબ્સનને આ સમાધાન વીજળીના ઘા સમું થઇ પડયું; અને પોતાની આથમતી સત્તાને પુનઃસ્થાપિત કરવાને તેણે વ્યવસ્થિત કરવા દોરીસંચાર શરૂ કર્યો. રાજ્યને લડત દબાવવા ઘોડેસ્વારો અને પોલીસોની

મદદ આપવી શરૂ કરી. એજન્સીની હદમાં રાજાઓના રક્ષણુનો કાયદો લાગુ પાડ્યો. રાજા અને રૈયત વચ્ચેની અથડામણુમાં વચ્ચે નહિ આવવાની અંગ્રેજ સત્તાની નીતિનો ભીખ્સને ઉઘાડે છોગે ભંગ શરૂ કર્યો.

'અમારા સરદારે' પણ કાઠિયાવાડને લડત માટે હાકલ કરી કે–"આ વખતે આકરામાં આકરી અગ્નિ પરીક્ષાની ગણતરી રાખવી. રાજકોટની પ્રજા પર અને પ્રજાની મદદે આવનાર ઉપર ત્રાસ વર્તાવવાનો દરેક પ્રયત્ન થશે. કાઠિયાવાડને જેનો સારો અનુભવ છે એવી શારીરિક જુલમોની ભૂંડામાં ભૂંડી રીતો અખત્યાર કરવામાં રાજ્ય બાકી નહિ રાખે, છતાં આપણી આઝાદીનો જન્મસિદ્ધ હક્ક સાબિત કરવા માટે રાજીખુશીથી દુઃખ ભોગવવા અને પોતાની જાતનું બલિદાન આપવા હું ફરીથી રાજકોટની પ્રજાને હાકલ કરૂં છું, આમાં હાલ તુરત માત્ર કાઠિયાવાડીઓ જ મદદે આવે એવી મર્યાદા હું મૂકું છું."

રાજકોટની પ્રજા સાર્વભૌમ સત્તાને હાથે કચડાઇ જતી મહાસભા સાંખી શકે તેમ નહોતું. મહાસભાએ જાહેર કર્યું કે "મહાસભાનું ધ્યેય એટલે કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય સમસ્ત હિન્દ માટે છે અને તેમાં દેશી રાજ્યોનો પણ સમાવેશ થઇ જાય છે. એ રાજ્યો હિન્દુસ્થાનના અવિભાજ્ય અને અળગા ન પાડી શકાય એવા અંગો છે અને હિન્દના બાકીના ભાગ જેટલી જ રાજકીય, સામાજિક અને આર્થિક સ્વતંત્રતા એમને પણ મળવી જોઇએ. દેશી રાજ્યોની પ્રજાને માર્ગ બતાવવો અને પોતાની પ્રતિષ્ઠા વડે તેમની આગેવાની કરવી એ હક્ક મહાસભાએ હંમેશા રાખ્યો છે અને એ એનું કર્તવ્ય પણ છે."

સરદારની હાકલ અને મહાસભાની જાહેરાત બહાર પડતાં જ કાઠિયાવાડના ચુનંદા સૈનિકો રાજકોટ જઈ પહોંચ્યા. રાજકોટમાં પુનઃ દમનરાજ શરૂ થયું. ઓર્ડિનન્સો, દંડ, જેલ, લાઠીચાર્જ, ઘોડા દોડાવવા અને બીજા આકરા દમનનાં પગલાં સામે કાઠિયાવાડની પ્રજા

હિંમતથી લડી. જેલના જુલ્મો, કેદીઓના ઉપવાસ, સૈનિકો પરની મારપીટ વગેરેના સમાચારોથી ગાંધીજી સળસળી ઉઠયા. તેમણે વાઇસરોયને ચોખ્ખું લખ્યું કે ' રાજકોટમાં ઠાકોર રાજ્ય નથી કરતા પણ રેસીડન્ટ રાજ્ય કરે છે. રેસીડન્ટે ઉપર ઉભા રહીને રાજા પાસે વચનનો ભંગ કરાવ્યો છે અને પ્રજાને દબાવી દેવા એજન્સી પોલીસની મદદ આપી છે. સૈનિકો ઉપર જંગલમાં કારમી મારપીટ થઈ રહી છે. રાજકોટમાં વ્યવસ્થિત રીતે ગુંડારાજ ચાલી રહ્યું છે. રેસીડન્ટે વિશ્વાસ ભંગ કરાવી સંધી તોડાવી છે તો હવે તમારી ફરજ છે કે એ સંધિ જેવી હતી તેવી સાબૂત કરી આપવા રેસીડન્ટને હુકમ કરવો. "

વાઇસરોયે આ તારની હકીકતના સમર્થનમાં પુરાવા નહિ હોવાનું જણાવી વાતને ઉડાવી દીધી; એટલે ગાંધીજી જાત તપાસ માટે રાજકોટ ગયા અને રાજકોટ શહેર અને ગામડે ગામડે ફરી સાચી પરિસ્થિતિ જાણી લીધી. દીવાન વીરાવાળા સાથે વાટાઘાટો ચલાવી પણ ગાંધીજીને એમનાથી સંતોષ ન થયો. 'એકેય વાત પર કાયમ રહેવાની શક્તિ જ એ ધરાવતા નથી અને એમની દોરવણીથી રાજ્યનું અહિત થાય છે ' એવો ગાંધીજીનો અભિપ્રાય બંધાઇ ગયો. રાજકોટના રાજવીને આખરી કાગળ લખ્યો કે 'હવે મારી ધીરજ ખૂટી છે. સમિતિની નિમણૂક બાબતમાં પરિષદની બહુમતી રહે તે રીતે ગોઠવણ કરવાની મારી વિનંતિ છે, જો આવતી કાલ સુધી આટલી વિનંતિ કાલે બપોરના બાર વાગ્યા પહેલા કબૂલ નહિ કરો તો તે વખતથી મારા અપવાસ શરૂ થશે અને કબુલ કરશો ત્યાં સુધી ચાલુ રહેશે.

ઠાકોર સાહેબનો અસંતોષકારક ઉત્તર મળ્યો અને ગાંધીજીએ ઉપવાસ આદર્યા. ઉપવાસના ખબરથી જગત આખું હાલી ગયું. લોકોના હૃદય દ્રવી ગયા પણ વીરાવાળો ડગ્યો નહિ. વાઇસરોય રાજપૂતાનાનો પ્રવાસ ટુંકાવી દિલ્હી આવ્યા. ચોથે દિવસે વાઇસરોયનો

કાગળ લઈ રેસીડન્ટ ગાંધીજીને મળવા આવ્યો. વાઇસરોયે એમાં જણા-વ્યું હતું કે સમિતિના સભ્યોની નિમણૂંક બાબતમાં સરદાર વલ્લભ-ભાઈ અને ઠાકોર સાહેબને વાંધો પડયો છે. ઠાકોર સાહેબે વચન-ભંગ કર્યો એમ આપ માનો છો, જ્યારે એ માને છે કે નથી કર્યો. હવે આ બાબતમાં હિન્દના વડા ન્યાયાધીશનો અભિપ્રાય લેવો ઠીક થઈ પડશે. એ જે નિર્ણય કરે તે બન્ને પક્ષે માન્ય રાખવો. ઠાકોર સાહેબ પાસે એ નિર્ણય મુજબ અમલ કરાવવાની હું બાંહેધરી આપું છું. આપ હરવા ફરવા જેવા થાઓ કે તુરત મને મળવા આવશો તો હું આભારી થઇશ."

ગાંધીજીએ રેસિડન્ટની મારફત વાઇસરોયને વચ્ચે પડવા માટે આભાર માનતો કાગળ લખ્યો અને પોતે પારણું કર્યું. અને પછી તો જેલના દરવાજા ખુલી ગયા અને બધાય કેદીઓ છૂટી ગયા.

અને પછી હિન્દની વડી અદાલતમાં સર મોરીસ ગ્વાયર સમક્ષ બન્ને પક્ષની રજુઆત થઈ. દરબાર વીરાવાળાએ ચાલીસ પાનાનો કેસ તૈયાર કર્યો. સર મોરીસ ગ્વાયરે બન્ને બાજુ કાયદાથી, વિવેક બુદ્ધિથી ચકાસી જોઈ. અને પોતાનો ચૂકાદો આપ્યો કે :—

"મારા અભિપ્રાય મુજબ તો દરેક લખાણનો સાચો, સરળ અર્થ એટલો જ છે કે શ્રી. વલ્લભભાઈ પટેલ ભલામણ કરે તે ગૃહ-સ્થોને નીમવાનું ઠાકોર સાહેબે કબૂલ્યું છે; અને જેને પોતે પસંદ ન કરે તેવાને રદ કરવાની કશી મુખત્યારી તેમણે પોતાની પાસે રાખી નથી. પ્રમુખની બાબતમાં મારા અભિપ્રાય મુજબ દસનો અંદરનો જ હોવો જોઇએ."

રાજકોટની પ્રજાનો વિજય થયો, ચુકાદા પ્રમાણે સમિતિ રચવાના કામ માટે ગાંધીજી પાછા રાજકોટ આવ્યા. ઠાકોર સાહેબે સમિતિમાં એક મુસ્લિમ અને એક ભાયાતને રાખવા આગ્રહ કર્યો. સમિતિના સભ્યોની સંખ્યા ન વધારવામાં આવે તો એમને નીમી

ન શકાય, તેમ ગાંધીજીએ જણાવ્યું પણ રાજ્યના ચડાવ્યા મુસ્લિમો અને ભાયાતોએ પોતે આપેલું વચન પાળવા ગાંધીજીને આગ્રહ કર્યો. ગાંધીજીના સમજાવ્યા એ ન સમજ્યા. હરિજનોના નામે પણ વાંધો પાડ્યો; અને ગાંધીજીના માર્ગમાં બની શકે તેટલા કાંટા વેરવામાં આવ્યા. ગરાસીઆઓએ તોફાન કર્યું, ગાંધીજી સમજી ગયા કે આ વીરાવાળાની રમત છે. વીરાવાળાનો હૃદયપલટો આણવા આખરે એમણે કહ્યું–' હું હાર્યો છું. તમે જીતજો. પ્રજાને અપાય તેટલું આપી એની સાથે સમાધાન કરજો અને મને ખબર આપી મારી આશાને સજીવન કરજો."

આમ કરીને ગાંધીજી ચાલી નીકળ્યા.



'અમારા સરદાર'ની ખરી મહત્તા તો એમના અણનમ લડાયક જુસ્સામાં અને લોકબળના સાચા માપમાં જ રહેલી છે. એ જ જુસ્સાએ, એ જ વેધક સચોટતાએ અને એ જ નીડરતાએ લાખો માનવીઓમાં ખન્કિલાબની અજબ આગ સળગાવી મૂકી છે.

બ્રિટીશ સરકાર પોતાના શેકસપિયર અને મિલ્ટનની સાથે બ્રાન્ડીની બાટલીઓ પણ હિન્દમાં લેતી આવી છે. એ બ્રાન્ડીની બાટલી—દારૂની બૂરી આદતે હિન્દના લાખો માનવીઓની પાયમાલી કરી છે—નૈતિક, શારીરિક તેમજ આર્થિક સત્યાનાશમાં ડુબાવ્યા છે. આ અધોગતિનો અંત અહિંયા પૂરો થયો નથી પણ એણે તો સંખ્યાબંધ ઘર તથા કુટુંબની સુખ-શાંતિ અને પવિત્રતાની હોળી કરી છે.

આ દારૂના દૈત્યની ચુંગાલમાંથી લોકોને છોડાવવા મહાસભા વર્ષોથી અવિરત યત્ન કરી રહી છે અને એ દૈત્યને દેશવટો આપવા માટે મહાસભાના આદેશ અનુસાર સેંકડો અને હજારો બહેનોએ દારૂના પીઠાંઓ ઉપર ચોકી કરવાના કાર્યક્રમો ચલાવ્યા છે અને ભારે અપમાનો તેમ જ હુમલાઓ વેઠયાં છે.

દારૂની બૂરી આદતથી ઉપસ્થિત થતી દારૂણ પરિસ્થિતિએ અનેક દિલ હચમચાવ્યાં છે. એ આદતમાં એક વખત ફસાયેલા લોકો બહા-રની મદદ વિના છૂટી શકે તેમ નથી એ વસ્તુ 'અમારા સરદાર'ના ધ્યાન બહાર ન હતી. એટલે જ્યારે દેશમાં મહાસભાવાદી મંત્રી મંડળ રચાયા ત્યારે એ મંત્રી મંડળ નિયામક સમિતિના પ્રમુખ તરીકે તેમણે એ વાત ત્વરિત જ ઉપાડી લીધી અને મુંબઈ પ્રાંતના મંત્રી મંડળે તો એ માટે મક્કમતાથી પગલાં લેવાં પણ શરૂ કરી દીધાં.

દારૂબંધીની સામે દારૂના વેપારમાંથી કમાણી કરનાર વર્ગનો કટ્ટર વિરોધ જાગ્યો, પણ દેશને કારણે કોઈપણ પ્રકારનો ભોગ આપવામાં પાછી પાની કર્યા વગર દારૂબંધીની ચળવળને આગળ ધપાવવા માંડી.

આખરે દારૂના દૈત્યને દેશવટો આપવાનો દિવસ ઊગ્યો, એ લોકમાન્યના દેહોત્સર્ગની પૂણ્યતિથિની પર્વણી હતી. ચોપાટીના સાગર-તટ પર માનવ સાગર ઉલટ્યો. આ માનવ મેદનીમાં મજૂર વર્ગ કે જેને દારૂબંધીથી સૌથી વધુ લાભ થવાનો હતો તેમણે તેમના સ્ત્રી વર્ગ સાથે હજારોની સંખ્યામાં હાજરી આપી હતી. દારૂના દૈત્યના પંજામાંથી મળેલી મુક્તિથી તેઓ આનંદિત હતા. કલ્યાણકારી કાયદાને લાગુ કરવાના આગ્રહમાં છેવટ સુધી ટકી રહેનાર આમપ્રજાના વાલી પ્રધાનો પ્રત્યે જાણે પોતાની કૃતજ્ઞતા જાહેર કરવાને સૌ હાજર હતા.

"જે દિવસની આપણે બધા અને આખું હિન્દુસ્તાન વાટ જોઈ રહ્યા હતા, તે દિવસ આખરે ઊગ્યો છે. ગત કાલની મુંબઈ જેમણે જોઈ, મધરાતે બંધ થતાં પીઠાંના અને રસ્તા પરનાં દેખાવો જેમણે જોયા, તેમની ખાતરી થઈ હશે કે ગઈ કાલની મુંબઈ રાતના બાર વાગે ખતમ થઈ અને આજે નવી મુંબઈનો જન્મ થયો છે."

હજારો માણસોના હર્ષનાદ અને કરતલ ધ્વનિ વચ્ચે એ વિરાટ સભાની વ્યાસ પીઠ પર ઉભા થઈને 'અમારા સરદારે' પોતાનું દીર્ઘ કાળનું સ્વપ્ન સફળ થયેલું જોઈને સંતોષ વ્યક્ત કરતાં ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા અને વધુમાં જણાવ્યું કે:—

"આજનો દિવસ ભારતવર્ષના ઇતિહાસમાં મુંબઇને સારૂ સુવર્ણ અક્ષરે લેખાશે. આખી દુનિયાની દૃષ્ટિ આજે આપણા પર મંડાયેલી છે. દુનિયાના ઘણાખરા મુલકો સંહારની સામગ્રી જમાવવા લાગ્યા છે અને એક બીજાના ગળાં કાપવાની કોશિષમાં છે ત્યારે આપણે આપણી જૂની સંસ્કૃતિને અનુસરીને અને હિન્દુ, મુસલમાન બધા ધર્મોના હુકમ ઉઠાવી લઇને મુંબઇને સ્વચ્છ કરી રહ્યા છીએ.

"આજે મુંબઇ નવી રચના કરે છે. કોઈ કોઈને શંકા હતી કે મુંબઈ સરકાર દારૂબંધી કરી શકશે ? આજે જેમણે આ વિરાટ સરઘસ, આ વિરાટ સભા જોયાં છે, જેમણે આ દૃષ્ય જોયાં છે તેમની એ શંકા નાબૂદ થઈ હશે. મુંબઈ સરકાર આજે સાચેસાચ દારૂબંધીની મુંબઇમાં આમ શરૂઆત કરશે એવી બલભક્તોને શંકા હતી. હજુ યે આ કેટલા દિવસ ચાલશે એવી શંકાઓ કરનારા પડયા છે. પણ હું ભવિષ્ય ભાખું છું કે કોઈપણ સરકાર હવે પછી આવે તો પણ આ દારૂબંધીની બાબતમાં આપણે કરેલા ચણતરની એક ઈંટ હલાવી શકે એમ નથી. આપણે કાચું કામ નથી કર્યું. કોંગ્રેસને સારૂ આ કંઈ આજનો સંકલ્પ ન હતો. એની પાછળ કોંગ્રેસની અને લોકમાન્યની વર્ષોની તપશ્ચર્યા પડેલી છે. લોકમાન્યની પૂણ્યતિથિનો આ પવિત્ર દિવસ મહાન પર્વ તરીકે આખું ભારતવર્ષ દર વર્ષે ઉજવે છે. આજે એમના પવિત્ર મનોરથની સિદ્ધિ એમનું સ્મરણ કરીને એમના ચરણોમાં આપણી યતકિંચિત્ શ્રદ્ધાંજલિ તરીકે આપણે અર્પીએ છીએ. લોકમાન્યનું વચનામૃત હતું કે જો કદી પરમેશ્વર પણ ભીતરી આવીને મને દારૂ પીવા કહે તો પણ હું ના પાડું. લોકમાન્યે દારૂબંધીની મહાન ચળવળ ત્રીસ વર્ષ આગાઉ ચલાવી. તે દિવસે જ આખી પ્રજાએ દારૂની આ બદીનું પ્રજામાંથી નિમૂલન કરવાની પ્રતિજ્ઞા કરી હતી. જન્મસિદ્ધ હક્ક તરીકે સ્વરાજ્ય લેવાની જે પ્રતિજ્ઞાની લોકમાન્યે ઘોષણા કરી એ પ્રતિજ્ઞામાં દારૂબંધી પ્રમુખ વસ્તુ હતી.

"આમ છતાં કેટલીક શંકાશીલો આપણી વચ્ચે પડયા છે જેમણે આ મહાન નૈતિક સુધારાનો વિરોધ કર્યો છે. આવા લોકોની શંકાઓને નાબૂદ કરવાનો આપણો ધર્મ છે. આ લોકો જે કંઈ લખી-બોલી રહ્યાં છે, આંદોલન કરી રહ્યાં છે, તેના સામું ન જોતાં તેમના પ્રત્યે વધુ પ્રેમ દેખાડીને આપણે તેમનું પરિવર્તન કરવાનું છે. આજે જે કાર્ય આપણે અહીં કર્યું છે તે મહા મોટું નૈતિક અને ધાર્મિક સુધારાનું કાર્ય છે. કોંગ્રેસની કારોબારીએ કોંગ્રેસની વર્ષોની પ્રતિજ્ઞાનું

સ્મરણ કરીને જ્યારે આઠે કૉંગ્રેસ પ્રાંતોમાં સત્વર દારૂબંધી અમલમાં મૂકવાનો ઠરાવ કર્યો ત્યારે જ બધી દિશાએથી પૂરેપૂરો વિચાર કરી લીધો હતો, ટીકા કરનારા કહે છે કે મુંબઈ સરકારે જ આવડી ઉતાવળ શાને સારૂ કરી? મદ્રાસ પ્રમાણે કરવું હતું. આનો જવાબ એ છે કે મુંબઈ આખા હિન્દુસ્થાનનું નાક છે. એણે સૌથી આગળ પડીને મોખરે થવું જ જોઈએ. પણ હું તો કહું છું કે એકાદ પગલું આગળ કે પાછળ, પણ કોઈ પ્રાંત આ કામમાં પછાત રહેવાનો નથી, કોઈ કૉંગ્રેસની આજ્ઞાનો અનાદર ન કરી શકે.

"મુંબઈ ધનિકોનું નગર કહેવાય છે. જ્યાં થોડાક ધનિકો તન્દુરસ્તીને વાંધો આવવા દીધા વગર દારૂ પી શકવાનો દીવો કરતા હોય પણ હજારો ગરીબ મજૂરો દારૂની લતમાં પડી ખુવાર થતા હોય, તેમના બાળ બચ્ચાં અને સ્ત્રીઓની બરબાદી થતી હોય ત્યાં એવી ધનની નગરીનું શું ભૂષણ? સાચું ધન આજે જ તમે મુંબઈની ગરીબ તવંગર આખી આલમે પહેલ વહેલી વાર સંગ્રહ કર્યું છે. આટલા દિવસ આપણામાંના સુખી લોકોએ એ કદીયે નહોતું વિચાર્યું કે આપણાં બાળકો કયાંથી ભણે છે? વિદેશી સરકાર રૈયતના કરનો પૈસો બીજે વેડફી રૈયતને દારૂ પાઈ તેની આવક કરતી અને વધાર્યે જતી હતી, અને આપણા ગરીબ વર્ગોની એ આર્થિક અને નૈતિક પાયમાલી પર, ગરીબવર્ગ, મજૂરવર્ગ, અરે આપણા ભંગીઓ અને હરિજનોની દસ દસ કલાક કારખાનાઓમાં કરેલી મહેનતની કમાણીનો પૈસો સાંજે શરાબખાનાંઓમાં જઈને પડતો અને એ પૈસાથી આપણાં બાળકોનું શિક્ષણ ચાલતું. ૧૯૨૦ની સાલથી આપણે સમજ્યા હતા કે આ કલંક ધોયે જ છૂટકો છે. પણ આપણી પાસે સત્તા નહોતી; આપણો કારભાર આપણા હાથમાં નહોતો. તે વિદેશીઓના હાથમાં હતો અને તેમનો તો વિરોધ હતો. આમ છતાં એ બધો સીધો કે આડકતરો વિરોધ સહી જે પણ અનેક અથડામણો અને મુસીબતો વચ્ચે કૉંગ્રેસે ઓગણીસ વર્ષ આપણું કામ ચલાવ્યે રાખ્યું.

છેક લોકમાન્યે ચલાવેલી ઝુંબેશના દિવસોથી માંડીને આજ સુધીમાં અગણિત નૌજવાનોને, કેટલાં યે સ્ત્રીપુરુષોએ પીઠાંની ચોકી કરી, માથાં ફોડાવ્યાં, માર ખાધા અને જેલો ભોગવી. હવે તો તે લગભગ પુરૂં થવા આવ્યું હતું; એટલે જેઓ આજે કહે છે કે તમે ઉતાવળ કરી, પૂરી નોટિસ ન આપી, ઓચિંતું આવડું મોટું કાર્ય ઉપાડ્યું, તેમની ટીકામાં કશું વજૂદ નથી. હવે આ કાર્યમાં વિરોધને માટે જગા રહી નથી. અહીં તમે આ લાખોની સંખ્યામાં હાજર છો, આખે રસ્તે જે માનવ મેદનીનાં દૃશ્યો તમે જોયાં, બાળક, બુઢ્ઢાં, સ્ત્રીપુરુષ, ગરીબ–તવંગર તમામ આલમને જે રીતે તમારો સત્કાર કરતી તમે જોઈ, જે પ્રેમ અને ઉત્સાહ અહીં ઊભરાઈ રહ્યાં છે તે અમે તેવા શંકાખોર ટીકાકારને માટે પૂરો જવાબ છે. વિરોધી શું, મિત્ર શું, આજના ચિરસ્મરણીય દેખાવો કોઈ કદી ભૂલી શકશે નહિ. લોકમાન્યની પુણ્યતિથિને પવિત્ર દિવસે આ મહાન પવિત્ર કાર્ય તમે–મુંબઈવાસીઓએ આવડી વિરાટ સફળતાથી પાર પાડ્યું તે બદલ હું તમને ધન્યવાદ આપું છું, અને મુંબઈએ આ કામ શરૂ ઉપાડ્યું તે બદલ પણ તમને ધન્યવાદ આપું છું.

"આજની પેઠે જ હવે પછીના કામની સફળતાનો આધાર પણ પ્રજાની સક્રિય સહાનુભૂતિ પર છે. તે હશે તો આ મહાન નૈતિક સુધારાના કાર્યમાં કદી નિષ્ફળતા સંભવતી નથી. એટલે તમે સૌ હવે પછીના કામમાં આટલી જ સક્રિય સહાનુભૂતિ દાખવજો અને મુંબઈ સરકારને તમારો સાથ આપજો. લત્તાઓમાં, મહોલ્લાઓમાં, ગલીએ ગલીએ અને ખાળેખાળે સમિતિઓ નિમાઈ છે તેમાં જોડાજો, જબ્બર પ્રચારકાર્ય કરજો અને આ કાર્યને સફળ બનાવીને જ જંપજો. પડોશમાં, ઘરમાં, મિત્રમંડળમાં, નાનું કે મોટું, વડીલ કે સુરબ્બી કોઈ આ કામની વિરુદ્ધ હોય, અલગ ચાલતું હોય તો તેને વિનવજો. તેના પગમાં પડજો અને તેને સીધે રસ્તે લાવજો.

"જેઓ કહેતા હતા કે આ કામમાં જનતાનો સાથ નથી તેમનાં

પડળ ખુલી ગયાં છે. હું જાણું છું કે થોડાક લોકો ઉપર કર પડ્યો છે, પણ તેના બદલામાં આ મહાન નૈતિક સુધારાનું પુણ્ય પણ તેમને મળશે. હજુ તો ગયે વરસે અમદાવાદ અને આ વરસે મુંબઈ એમ બે મોટાં શહેરોમાં દારૂબંધી થઈ છે. આવતે વરસે તો આ કાર્યને આખા પ્રાંતમાં આપણે પૂરું કરવું છે. તેને સારુ હજુ બીજા દોઢ કરોડ રૂપિયા જોઈએ. આટલા પૈસા કાઢવાની મુંબઈની તાકાત ન હોય એ સમજી શકાય છે. એટલે તેને સારુ આપણે મધ્યવર્તી સરકારના દરવાજા ઠોકવા પડશે, તેની જોડે લડવું પણ પડે. જેઓ પડેલા કર સામે પોકાર કરી રહ્યા છે તેમને કહું છું કે આ મધ્યવર્તી સરકાર આવકવેરો પેટ્રોલવેરો વગેરે તાણી જાય છે તેની સામે કાં પોકાર નથી કરતા? ખરું જોતાં તેમણે તો આવા મુદ્દાઓ પર મધ્યવર્તી સરકાર જોડે લડવામાં કૉંગ્રેસની પ્રાંતિક સરકારને સાથ આપવો જોઈએ. અને આપણા આખા પ્રાંતમાં આવતે વરસે સંપૂર્ણ દારૂબંધીનો આ કાર્યક્રમ પૂરો કરવાને સારુ મધ્યવર્તી સરકાર જોડે આપણે મુકાબલો કરવો પણ પડે. જો આપણી મુંબઈ સરકારને આ મુદ્દા પર તેમ કરવું પડશે તો મને ઉમેદ છે કે તેમાં તમારો તમામનો સાથ મુંબઈ સરકારને મળશે. કૉંગ્રેસ તેના આઠ પ્રાંતોમાં દારૂબંધીનો આ કાર્યક્રમ પૂરો કરીને જ જંપવાની છે. કૉંગ્રેસ સરકાર જાઓ કે રહો, કોઈપણ સરકાર આવો, તેમાં કોઈ એક ખીલી પણ ચલાવી નહિ શકે. આ કાર્ય જ એવું છે તેમાં હિન્દુ-મુસલમાન ખ્રિસ્તી-પારસી, હરિજન-ઈતરજન તમામનું કલ્યાણ, તમામની બરકત રહેલાં છે. આજે અહીં હજારો લાખોની સંખ્યામાં મજૂર, મધ્યમ બધા વર્ગોની આલમ એકઠી મળી છે તે શાને માટે સારુ? કૉંગ્રેસ સરકારના આ મહાન નૈતિક પગલાને આખી જનતાનો જિગરનો ટેકો છે અને પીઠબળ છે એ દેખાડી આપવા સારુ.

"ગઈ રાતે બાર વાગ્યા સુધી જેમણે મુંબઈનો તમાશો જોયો હશે, જેમણે શરાબની છેલ્લી સલામી કરતા દારૂડિયાઓને રસ્તે પડતા,

લથડતા, બકવાદ કરતા અને મગજનો તમામ કાબૂ ગુમાવી બેસતા જોયા હશે તેમણે દારૂડિયાના શા હાલ થાય છે તે નજરોનજર જોયું છે. આજે ભલે તેઓ બકવાદ કરતા હોય, કોંગ્રેસ સરકારને અને તમને ગાળો દેતા હોય, પણ જો તેમના ઘરોમાં ડોકિયું કરીને જોશો તો તેમના બાળ બચ્ચાંની અને તેમની સ્ત્રીઓ આજે હજારો લાખોની સંખ્યામાં કોંગ્રેસ સરકાર ઉપર અને તમારા ઉપર આશીર્વાદ વરસાવી રહ્યાં છે, એમ તમે જોશો. તેમના ચહેરા પર કેટલી ખુશી, કેટલો ઉલ્લાસ છે તે તમે જોશો. કાલ રાતના એ ભયાનક દૃશ્યમાં અને આજના શાંતિ અને સુખના આ દેખાવમાં કેટલો તફાવત છે એ તમે જોઇ શકશો.

"લેંકેશાયર કાપડ વાટે આપણા સાઠ કરોડ રૂપિયા તાણી જતું હતું તે તો અથાગ પ્રયત્નો કરીને આપણે ઘણું ખરું બચાવ્યું. હવે આ દારૂ વાટે પ્રજાની સિત્તેર પંચોતેર કરોડ રૂપિયાની બરબાદી થાય છે તે બચાવી લીધે જ છૂટકો છે, આ બૂરી ચીજનો વેપાર માંડીને સરકાર એમાંથી પચીસ કરોડ જેટલી આવક કરે છે. સામાન્ય ગણતરીએ પણ સરકારની આવકથી ત્રણગણાં નાણાં પ્રજાના ખીસામાંથી જાય છે અને તેમની બરબાદી અને અધોગતિ થાય છે. જેઓ કહે છે કે આવડી આવક જતી કરીને તમે બરબાદી વહોરશો, ધંધારોજગાર પાયમાલ થઈ જશે, સમાજનું આર્થિક બંધારણ બધું તૂટી પડશે, તેમને હું કહું છું કે મુંબઈના ધંધાદારીઓમાં અને ધનિકોમાં બુદ્ધિ છે, તેમને ધંધારોજગાર ચલાવતાં આવડે છે, અને કશી પાયમાલી અને બરબાદી થવાની નથી. છતાં જો ધનિકોના વેપાર ધંધા અને ગરીબોની પાયમાલી એ બે વચ્ચે પસંદગી જ કરવી પડે એમ હોય તો હું અદબથી કહીશ કે ગરીબોને બરબાદ કરીને અમારે કોઈ ધંધો રોજગાર નથી સાચવવો. અમારે તો ગરીબોના ખીસામાંથી વહી જતા સિત્તેર પંચોતેર કરોડ રૂપિયા બચાવી લેવા છે.

"પણ હું તો માનું છું કે આમાંથી કોઈ ધંધારોજગાર તૂટી

પડવાનો નથી, કોઈ આર્થિક બંધારણ જમીનદોસ્ત થવાના નથી, કોઈની બરબાદી થવાની નથી. મરીઓના સિત્તેર પંચોતેર કરોડ બચશે અને સમાજમાં વહેંચાશે તેમાં સૌના ધંધા ઉલટા વધશે, ખીલશે અને બધે બરકત જ ફેલાશે. બધાની ઉન્નતિ થશે અને અમનચમન વધશે.

"લોકમાન્યની પુણ્યતિથિના આ પવિત્ર દિને તમે જે માંગલિક કાર્ય કર્યું છે તેને માટે અભિનંદન આપતા હજારો સંદેશા દેશ આખા દેશમાંથી તમારા ઉપર આવ્યા છે. સૌના આશીર્વાદ છે, મહાત્માજીના આશીર્વાદ છે, અને ખુદ પરમેશ્વર પણ તમારા ઉપર આશીર્વાદ વરસાવી રહ્યો છે.

"હું મુંબઈ સરકારને ધન્યવાદ આપું છું કે અખંડ–અવિરત અને જીવતોડ પરિશ્રમ કરીને કેંકની ખફગી વહોરીને પણ તેણે આ મહાન કાર્ય પાર ઉતાર્યું છે. ખાસ કરીને ડાકતર ગિલ્ડરને હું મારા ખરા જિગરનાં અભિનંદન આપું છું, જે બહાદુરી અને હિંમત, જે સંયમ, જે ખામોશી અને સબૂરી આ વસમા વખતમાં તેમણે બતાવ્યાં છે બહુ ઓછા બતાવી શકશે.

"આજનો આ વિરાટ જલસો અદ્ભુત છે, જૂની સરકારના વખાણ કરનારાઓ તો છેવટ સુધી કહ્યા કરશે કે આ નહિ ચાલે. પણ આજનો આ મહાન સમારંભ અને આજના દૃશ્યો જેણે જોયાં છે તે તેને જિંદગીભર કદી નહિ ભૂલે, અને તમે સૌ અંતે અનુભવશો કે જો જિંદગીમાં કોઇ મોટામાં મોટું કાર્ય કરવામાં તમે હિસ્સો લીધો હોય તો તે આજનું કાર્ય હતું."

"દુનિયાની પ્રજાઓ ભયની શૃંખલાઓમાં આવી પડે અને સ્થાપિત સુલેહશાંતિ, ન્યાય અને પ્રજાઓની સ્વતંત્રતાની રક્ષાની તમામ આશાઓ ખતમ થઈ જાય એ સવાલ આપણી સામે ઊભો થયો છે અને એ સવાલે જ આપણને આ વિગ્રહમાં ઉતરવાની ફરજ પાડી છે. સામ્રાજ્ય તૃષ્ણા છિપાવવાને સારૂ અગર તો દુન્યવી લાભો મેળવવાને સારૂ ઉપાડેલી આ લડાઈ નથી, તેમ કોઈ પણ દેશને સૂર્યની હૂંફ અને પ્રગતિની આકાંક્ષાથી વંચિત કરવાને સારૂ પણ ઉપાડેલ નથી. આ લડાઈ તો માણસના કુદરતી સ્થાનને સ્થાપિત કરવા અને તેનું નવું સંસ્કરણ કરવાને અર્થે છે." એવી એવી ઉદ્-ઘોષણાઓ સાથે સામ્રાજ્યવાદી આકાંક્ષાઓની જાળમાં સપડાયેલું બ્રિટન બીજા વિશ્વ–વિગ્રહમાં ખેંચાઈ ગયું હતું.

હિન્દમાં ય ધારાસભાઓને પૂછ્યાગાછ્યા વગર યુદ્ધની સ્થિતિ જાહેર થઈ, લડાઈના વટહુકમો બહાર પડવા માંડ્યા. મહાસભાએ પોતાની સ્થિતિની તુરત જ સ્પષ્ટતા કરી અને યુદ્ધ–નેમો માટે માગણી કરી. મહાસભાએ લોકશાહી અને સામ્રાજ્યવાદ તથા નુતન વ્યવસ્થા વિષે તથા તે હિન્દમાં કેવી રીતે લાગુ પાડવાના છે અને આજથી તેનો કેવો અમલ થવાનો છે તેની સ્પષ્ટ અને અસંદિગ્ધ શબ્દોમાં જાહેરાત કરવાને બ્રિટનને વિનંતિ કરી, પણ હિન્દના વાઈસરોયે પચાસ જેટલા આગેવાનોની મુલાકાત લીધા પછી નિવેદન બહાર પાડ્યું કે 'હજી અંતિમ યુદ્ધ–નેમો નક્કી થઈ નથી અને હિન્દમાંની બ્રિટિશ નીતિનો ઉદ્દેશ સાંસ્થાનિક સ્વરાજનો છે.' વાઈસરોય વર્તમાન વિષે તો મૌન જ રહ્યા એટલે ગાંધીજીને પણ જાહેર કરવું પડ્યું કે 'બ્રિટનનું જો ચાલે તો હિન્દમાં લોકશાહી કદી નહિ સ્થાપી શકાય.'

મહાસભાએ પ્રધાનમંડળોને રાજીનામાં આપવાનું સૂચવ્યું, પ્રધાનોના રાજીનામાં આવી પડ્યા અને જમતના લોકશાસનને માટે લડતી સરકારના આશ્રય નીચે સરમુખત્યારી શાસનના–ગવર્નર રાજના મંડાણ થયા.

એ પછી તે બંધારણીય પ્રગતિ વિષે જ્યારે જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે વાઈસરોયે કોમી વિખવાદનું જ કારણ આગળ ધરવા-માંડયું અને કોમવાદને ઉત્તેજન આપવા માંડયું. મુસ્લીમ લીગે 'મુક્તિ અને પ્રભુ પાડ માનવાનો' દિવસ ઉજવ્યો અને પોતે મુસ્લીમોની સર્વ સત્તાધારી એક માત્ર સંસ્થા છે એવી ઉદ્‌ઘોષણા કરી. મુંબઈ પ્રાંતિય ધારાસભાના મહાસભાવાદી પક્ષની મળેલી સભામાં ભાષણ કરતા 'અમારા સરદારે' મુસ્લીમ લીગના એ દાવાનો ઉત્તર આપ્યો કેઃ—

"મુસ્લીમ લીગના મુસ્લીમો માત્રની એક પ્રતિનિધિ સંસ્થા છે એવો જનાબ મહમદઅલી ઝીણાનો દાવો મહાસભા સ્વીકારે તો એનો અર્થ જ એ જ થાય કે હિન્દુ સંસ્થા તરીકે પુનર્નિમિત્ત થવા-ની આશામાં મહાસભાએ આપઘાત જ કરવો જોઈએ. મહાસભા-વાદી પ્રધાનમંડળોને જાણે હોદ્દા ઉપરથી હાંકી કાઢવામાં આવ્યા હોય તેમ મુસ્લીમ લીગે 'મુક્તિ અને પ્રભુપાડ માનવાનો દિવસ' ઉજવ્યો. બ્રિટિશ સરકાર સાથે મહાસભાએ સમાધાન કર્યું હોત તો પોતાનું શું થાત એ ભયે જ એને એ ઉત્સવ મનાવવાને પ્રેરણા આપી છે. પરંતુ એ ભૂલી જાય છે કે પ્રધાન મંડળોને બરતરફ કર-વામાં આવ્યા નથી, એ તો મહાસભાની ઇચ્છાને માન આપીને નિવૃત્ત થયા છે. જો આપણી ઇચ્છા હોત તો જે દિવસે 'મુક્તિ અને પ્રભુપાડ' માનવામાં આવ્યો એ દિવસે જ આપણે પ્રધાનપદાં હાથ કર્યાં હોત. મહાસભાવાદી પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યા એ

ખાતર પ્રભુપાડ માનવાનો કોઈ અર્થ નથી. દેશનું હિત જોખમાય ત્યારે ઘડીભર પણ હોદ્દા ઉપર ન રહેવાનું આપણે આપણા મતદારોને વચન આપ્યું હતું. આઝાદ હિન્દમાં શાસનની સાચી સત્તા વાપરી શકીએ ત્યાં સુધી હોદ્દા સ્વીકારવા નહિ એવો મહાસભાનો મક્કમ નિર્ણય છે.

"યુદ્ધનો આરંભ થયો ત્યારે ગાંધીજીએ બ્રિટન પ્રત્યે સહાનુભૂતિ દાખવી હતી. આપણે સંપૂર્ણ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞાથી બદ્ધ થયેલા કોઈ નાઝીવાદ કે ફાસીવાદ પ્રત્યે જરાકે દિલસોજી ધરાવી શકતા નથી; પણ સાથોસાથ આપણે કબૂલવું જોઈએ કે બ્રિટીશરોએ તથા એના સાથીઓએ જર્મની પર જબરદસ્ત લાદેલી વરસેલ્સની નામોશીભરી સંધિના પરિણામે જ નાઝીવાદ અને ફાસીવાદનો ઉદય થયો છે. અંતે યુદ્ધમાં કોણ વિજયી થશે એ કોણ કહી શકે? પણ એ તો ચોક્કસ છે કે જે આ યુદ્ધમાં પરાજય પામશે એ નાશ પામશે અને જે વિજયી થશે એ ખૂબ જ નબળું બનશે. આથી સ્વાભાવિક રીતે જ યુદ્ધના અંતે હિન્દ આઝાદ થશે એવી જાહેરાત કરવાને મહાસભા બ્રિટીશ સરકારને કહી રહી છે. બ્રિટન તો હિન્દને તુમાખીભર્યો ઉત્તર આપે છે કે તમારે ત્યાં એકતા નથી, લઘુમતી ને રક્ષણ નથી અને રાજાઓની વાત વિચારવામાં આવતી નથી. બ્રિટીશ સરકારની આવી વલણ હોય ત્યાં મહાસભા પ્રધાનમંડળોને ચાલુ કેમ રાખી શકે?

"આ પરિસ્થિતિમાં સમાધાનીનો કોઈ સંભવ નથી. જ્યાં સુધી આપણી વચ્ચે ત્રીજો પક્ષ મોજુદ છે ત્યાં સુધી લઘુમતી અને મહાસભા વચ્ચે સમાધાન થઈ શકે નહિ. આપણને ભૂતકાળમાં ઘણો અનુભવ થયો છે. અલ્હાબાદમાં જયારે એકતા પરિષદ ભરાઈ હતી ત્યારે સેમ્યુઅલ હોરે હિન્દુઓ વિરુદ્ધ મુસ્લીમોને કેવા ઉભા કર્યા હતા એ આપણે કદીયે ભૂલી શકીએ તેમ નથી. દુનિયાની દિલસોજી મેળ-

વવા બ્રિટીશ મુત્સદ્દીઓ હવે એવો પ્રચાર કરી રહ્યાં છે કે હિન્દીઓ ઐક્ય સાધે તો હિન્દને સ્વતંત્ર બનાવવાને અમે બહુ જ રાજી છીએ. હિન્દમાં એકતા નથી અને હિન્દુ–મુસ્લીમો એકબીજાના કટ્ટર વિરોધી છે એવું બ્રિટીશ જનતાને તેમજ જગતને મનાવવાની દેખીતી ગણુતરીએજ 'મુક્તિ અને પ્રભુપાડ માનવાનો' દિન ઉજવવામાં આવ્યો છે. પરંતુ જ્યારે મુસ્લીમોના અનેક વિભાગોએ 'મુક્તિ અને પ્રભુપાડ માનવાના' ઉત્સવ સામે વિરોધ જાહેર કર્યો ત્યારે મહાસભાના વરિષ્ટ મંડળ અને પ્રધાનમંડળો સામે ઝીણા–આંબેડકર આણી કંપનીએ વિરોધનું પ્રદર્શન કર્યું. વળી આપણને આંતરવિગ્રહનો ભય બતાવવામાં આવે છે. આવી સૂકી ધમકીઓથી આપણે આપણા સિદ્ધાંતોનો ભોગ આપી શકીએ નહિ. હિંસાને ઉત્તેજવાનું જો કોઈને યોગ્ય લાગતું હોય તો અહિંસાથી પ્રતિજ્ઞાબદ્ધ આપણે કસોટીમાં પસાર થઈશું. આપણે આપણા સિદ્ધાંતો તજી શકીએ નહિ. દેશભરમાં અહિંસક વાતાવરણ સર્જવાને આપણે આપણું બનતું બધુંય કરવું જોઈએ."

યુદ્ધની પરિસ્થિતિ દિનપ્રતિદિન વિષમ બનતી ગઈ અને બ્રિટનને હિન્દની સહાયની ખૂબ જરૂર જણાઈ. લોર્ડ લીનલીથગોએ મધ્યસ્થમાં રાષ્ટ્રીય સરકાર સ્થાપવા બ્રિટન તરફથી પ્રયત્નો શરૂ કર્યા. ૧૯૪૦ની ૮મી ઑગષ્ટે જાહેર કર્યું કે વાઈસરોયની કારોબારી કાઉન્સિલ વિસ્તૃત કરવામાં આવશે અને તેમાં જે અગિયાર સભાસદો લેવામાં આવશે તેમાં છ હિન્દીઓ રહેશે. હિન્દનું સંરક્ષણ, દેશીરાજ્યો સાથે કરેલી સંધીઓ તથા સિવિલસર્વિસવાળાઓ બાબતની જવાબદારી બ્રિટનની છે તે જતી મૂકીને નવું બંધારણ ઘડવામાં હિન્દી જનતાનો પૂર્ણ સહકાર લેવામાં આવશે.'

વાઈસરોય તરફથી થયેલી આ જાહેરાતથી હિન્દીઓને ખૂબ આઘાત પહોંચ્યો. એથી હિન્દીઓની આઝાદીની કામના જરા પણ સંતોષાઈ નહિ અને હિન્દીઓના હાથમાં બ્રિટનને કોઈ જાતની

જવાબદારી સોંપવાની ઈચ્છા નથી તે સાફ સાફ જણાઇ આવ્યું. મહાસભાએ પોતાની વતી આંદોલન જગવવા ગાંધીજીને સર્વાધિકાર દીધા. યુદ્ધ અંગે વાણી અને લેખન સ્વાતંત્ર્ય પર કાપ મુકાયો હતો. ગાંધીજીએ દરેક હિન્દીને યુદ્ધ અંગે પોતાના વિચારો વ્યક્ત કરવાની અને પ્રચાર કરવાની છૂટ હોવી જોઈએ એવી માગણી કરી, પણ સરકારે એ વાત મંજૂર ન કરી અને ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ ચાલુ કર્યો. યુદ્ધ વિઘાતક અને નીતિનાશક છે એવો યુદ્ધની વિરૂદ્ધમાં પહેલો ઉપદેશ દેવા માટે પ્રથમ સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ શ્રી વિનોબા ભાવેને પસંદ કર્યા. શ્રી વિનોબા ગિરફતાર થયા અને એમને સજા થઇ. આ સત્યાગ્રહમાં આશરે ત્રીસ હજાર લોકોને સજા થઈ અગર તો અટકાયતમાં લેવામાં આવ્યા.

આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિ વધુ ને વધુ બગડતી રહી હતી. ૧૯૪૧ ના જુન મહિનામાં જર્મનીએ રશિયા પર હુમલો કર્યો. આથી ફાસીસ્ટ અને લોકશાહી રાષ્ટ્રો વચ્ચે યુદ્ધ છે એમ કહેનારાઓ જોર પર આવી ગયા. હિન્દની માગણીઓ સ્વીકારીને ત્યાં રાષ્ટ્રીય સરકાર સ્થાપવા માટે બ્રિટનમાં પણ ચળવળ શરૂ થઇ; એટલે હિન્દી સરકારે સમાધાનની હિલચાલ તરીકે વ્યક્તિગત સત્યાગ્રહીઓને છોડી મૂક્યા.

૧૯૪૨ માં જાપાને આક્રમણ શરૂ કર્યું અને મહાસભાએ ફરીથી પોતાની નીતિ સ્વરાજ્ય અપાય તો યુદ્ધમાં ભાગ લેવાની જાહેર કરી. હિન્દ પર ભય વધતો હતો. બ્રિટિશ સરકારને હિન્દનો ટેકો જોઈતો જ હતો એટલે રશિયાથી સફળતાપૂર્વક કામગીરી બજાવીને આવેલા સર સ્ટેફર્ડ ક્રિપ્સને હિન્દ મોકલ્યા. ક્રિપ્સ પોતાની સાથે જે દરખાસ્તો લાવ્યા હતા તેનાં મુખ્ય અંગો એ હતાં કે (૧) બ્રિટિશ સામ્રાજ્ય સંઘમાંથી છૂટા પડવાની સત્તા સાથે નવું હિન્દી યુનીયન ઘડવાનું બ્રિટિશ સરકાર સ્વીકારે છે.

(૨) યુદ્ધનો અંત આવતાંજ પ્રાંતો અને રાજ્યોનું પ્રતિનિધિત્વ ધરાવતી બંધારણ સભા ચૂંટવામાં આવશે. (૩) જે પ્રાંતો યુનિયનમાં જોડાવા તૈયાર નહોય તે પોતાનું અલગ યુનીયન રચી શકશે (૪) બ્રિટિશ સરકાર આ યુનીયન સાથે કરારો કરશે. (૫) આ અરસામાં બધો કાબુ રક્ષણની દ્રષ્ટિએ બ્રિટિશ સરકારના હાથમાં રહેશે. આ જાહેરાતમાં ભવિષ્ય માટે સારૂ હતું, પણ વર્તમાનમાં તો વાઈસરોય તથા ગવર્નરોની આપખુદ સત્તા કાયમ રહેવાની હતી. પંદર દિવસ સુધી જુદા જુદા પક્ષના આગેવાનો સાથે ક્રિપ્સે ચર્ચા ચલાવી; પરંતુ મંત્રણાઓ નિષ્ફળ ગઇ. મહાસભાએ યુદ્ધકાળ દરમિયાનજ નવા તંત્ર નિર્માણની માંગણી કરી. બ્રિટિશ સરકાર કોઇપણ સંજોગોમાં સત્તા છોડવા તૈયાર નહોતી અને જાપાન છેક હિન્દના બારે આવીને ઉભું હતું. હિન્દ પરનો યુદ્ધનો ભય વધી પડયો એટલે હિન્દને લડાઇની આગમાંથી મુક્ત રાખવા માટે અને હિન્દ તેનો બચાવ પોતાની જાતેજ કરી શકે તે માટે અંગ્રેજોને હિન્દમાંથી હઠી જવાની ગાંધીજીએ હાકલ કરી.

આગામી લડતને સફળ બનાવવા ' અમારા સરદાર ' પર જવાબદારી આવી પડી. વલ્લભભાઇએ ઠેર ઠેર ભાષણો કરીને જનતાને દેશની પરિસ્થિતિથી વાકેફ કરવા માંડી. મુંબઇના વિદ્યાર્થીઓની વિરાટ સભા સમક્ષ ' અમારા સરદારે ' સાફ સાફ શબ્દોમાં જણાવી દીધું કે—" હિન્દને આંગણે મંડાનારી આગામી લડતથી વિદ્યાર્થીઓ અલિપ્ત રહી શકશે નહિ. એ લડત અપૂર્વ અને અપ્રતિમ હશે. તમારામાં મતભેદ હોય તો એ વિસરી જજો. હિન્દને છિન્નભિન્ન કરવાને ત્રીજો પક્ષ યત્નો કરી રહેલ છે. વાઈસિરોયની કારોબારી કાઉન્સીલના સભ્યો મહાસભાને લડત ન છેડવાની સલાહ આપી રહ્યાં છે. મહાસભાએ આપેલી લડતના ફળ મોટા હોદ્દાઓ મેળવીને કેટલાક ચાખી રહ્યા છે. તેઓ કહે છે કે, મહાસભાને મૂઠીભર માનવીઓનો સહકાર છે. મહાસભાની મહાસમિતિનું મુંબઇ

અધિવેશન ભરાયા પછી મહાત્માજી જે લડતના મંડાણ કરનાર છે ત્યારે કેટલા લોકો મહાસભાની પડખે છે તે જણાઈ આવશે. બ્રિટિશ અને અમેરિકન વર્તમાનપત્રો અત્યારની જેમ પહેલા કદીયે અકળાયા નહોતાં. યુદ્ધના અંત સુધી રાહ જોવાની એ મહાસભાને સલાહ આપે છે. યુદ્ધના અંતે હિન્દ જો આઝાદ થવાનું જ હોય તો અત્યારે એ શા માટે આઝાદ ન થઇ શકે? છેલ્લા મહાયુદ્ધ સમયે આપેલા વચનોનું કદીએ પાલન થયું નથી. ઉલટુ, હિન્દને રોલેટ એક્ટ અને જલીયાંવાલા બાગની કત્લની ભેટ અપાઇ હતી એ કોને યાદ નથી? અનુભવથી મહાસભા વધુ ડાહી બની છે અને હિન્દ પર ઝઝૂમી રહેલા પરદેશી આક્રમણ સામે થવા માટે એ આઝાદી માગી રહેલ છે. દુનિયામાંથી ભાવી યુદ્ધોનો અંત આણવો હોય તો જ હિન્દને આઝાદ થવામાં અર્થ રહેલો છે.

આખરે ૧૯૪૨ નો એ ઑગષ્ટ મહિનો આવી પહોંચ્યો, અને હિન્દે ગુલામીની બેડીથી જકડાયેલી સ્થિતિમાં જાપાની હુમલામાંથી બચવાનો આખરી નિર્ણય કર્યો. જનતાની અધિરાઇનો પાર નહોતો. એને કોઈ અવિચારી કાર્ય કરતાં અટકાવવા માટે મહાસભાએ તકેદારી રાખવા માંડી. મુંબઇના સાગરકાંઠા–ચોપાટી પર મળેલી સભામાં 'અમારા સરદારે' ભાષણ કર્યું અને જણાવ્યું કેઃ—

"લડાઈ હિન્દની વધુ પાસે આવે છે અને મલાયા, સિંગાપુર અને બ્રહ્મદેશનું પતન થયેલું હોવાથી આપણે માથે પણ એવી વીતતી રોકવા માટે બધાં શકય પગલાં હિન્દે વિચારવાં જોઇએ. ગાંધીજી અને મહાસભા એમ માને છે કે જો બ્રિટિશ આપણો દેશ છોડીને જાય તો જ એવી દુર્દશાથી બચાય એમ છે. શત્રુને દૂર રાખવા માટે લોકોની દિલસોજી અને સહકાર આવશ્યક છે. જો અંગ્રેજ દેશને છોડે તો લોકો જાગે તથા જેમ રશિયન અને ચીના લડે છે તેમ લડે. વળી ગાંધીજી માને છે કે જયાં સુધી એક સામ્રાજ્યવાદી

સત્તા રહે ત્યાં સુધી બીજી સામ્રાજ્યવાદી સત્તાને આ દેશનો કબજો લેવાની લાલચ રહે; અને સામ્રાજ્યવાદી મહત્વાકાંક્ષાઓની ભમરીમાં લડાઇ વિસ્તાર પામે અને ચાલુ રહે. આ અટકાવવાનો એકજ માર્ગ છે તે એ કે સામ્રાજ્યવાદી રાજ્યનો અંત આણવો.

અંધાધુંધી થાય કે અંગ્રેજ હારે એમ મહાસભા ઇચ્છતી નથી, પણ આપણે લાચાર બની ગયા છીએ. વધુ નુકશાન થાય તે પહેલાં પડદો પાડવો જોઇએ. દેશને જો સ્વતંત્રતા મળી જાય તો મહાસભાનું ધ્યેય સિદ્ધ થઈ જાય. મહાસભા એવી પ્રતિજ્ઞા કરવાને તૈયાર છે કે, જો એ ધ્યેય સિદ્ધ થાય તો મહાસભાના તંત્રને વિસર્જન કરવામાં આવશે.

આખરે ૧૯૪૨ ના ઑગષ્ટની આઠમી તારીખે 'હઠી જાવ હિન્દમાંથી'નો નાદ મહાસભાએ ગાજતો કર્યો અને એ નાદ સમગ્ર હિન્દમાં ફેલાઈ વળે તેની સાથોસાથ નવમી ઑગષ્ટે નેતાઓની ધર-પકડો પણ આવી પડી. હિન્દની મહાસભાને રાજદ્રોહી અને બળવાખોર, બહારવટિયાની સંસ્થા તરીકે જગતના ચોકમાં બ્રિટિશ સરકારે ઓળખાવી. હિન્દ પર દમનનું ઘોર તાંડવ ખેલાઇ રહેલું. જનશકિતએ પણ વિરાટ તાંડવ નૃત્ય કર્યું. એક બાજુ સરકારનાં સર્વ શસ્ત્રો હતાં, બીજી બાજુ જનતાની તાકાત હતી. બન્ને વચ્ચેના સંઘર્ષમાંથી જે ચકમક ઝર્યો તે ૧૮૫૭ પછીના અહિંસક બળવા તરીકે જાણીતો થયો.

હિન્દની નિશસ્ત્ર જનતા પર પોતાના શસ્ત્રોનો છૂટથી ઉપયોગ કરી રહેલી બ્રિટિશ સરકારના શસ્ત્રો તેના દુશ્મન–જાપાન આગળ બુઠ્ઠાં નીવડયાં. એક પછી એક દેશ જાપાને ઇંગ્લાંડના હાથમાંથી ઝૂંટવા માંડયો. બ્રિટિશ સામ્રાજ્યના કાંગરા ખરવા લાગ્યા અને હિન્દની ભૂમિને પણ લડાઈની આંચ સ્પર્શી ગઇ.

હિન્દની આકાંક્ષાઓને સરકારે દરેક ડગલે રૂંધવાથી અને ગૂંગળાવવાથી ગાજી ઉઠેલા 'હઠી જાવ હિન્દમાંથી' અને 'કરેંગે યા મરેંગે'ના નાદે સ્વાતંત્ર્યના આંદોલનને મૂર્તસ્વરૂપ આપ્યું અને દુનિયા ઉપર ઉતરેલી યુદ્ધની આફતને પ્રસંગે તેની સામે ઝૂઝવામાં પોતાનો ફાળો આપવાની તાલાવેલીની કદર કરવાને બદલે તેની સાથે સંબંધ ધરાવતા બધાનો સરકારે અવિશ્વાસ કર્યો. ગાંધીજી અને 'અમારા સરદાર' વગેરે અન્ય આગેવાનોને ગિરફતાર કરીને જેલના સળિયા પાછળ મૂકી દેવામાં આવ્યા. ગાંધીજીને પૂના–યરવડામાં આગાખાનના બંગલામાં અને અન્ય આગેવાનોને દેશની જૂદી જૂદી જેલોમાં રાખવામાં આવ્યા. 'અમારા સરદાર' ને કારોબારીના બીજા સભ્યો સાથે અહમદનગરના કિલ્લામાં રાખવામાં આવ્યા.

છેલ્લા કારાવાસ પછી 'અમારા સરદાર'નાં આંતરડાં સાવ કથળ્યાં હતાં, એટલે ગાંધીજી એમના સ્વાસ્થ્ય માટે સતત ચિંતિત રહ્યા કરતા હતા. જેલના મહેમાન બનાવ્યા પછી સરકારે ગાંધીજીને ખાસ હકો અને સુખ સગવડો આપવાની ઈચ્છા વ્યક્ત કરી, પણ એમણે એ ઇચ્છા માટે ઉપકાર માની 'અમારા સરદાર'ના આરોગ્ય માટે પોતાની ચિંતા વ્યક્ત કરતો એક પત્ર પાઠવ્યો:—

"આ કામચલાઉ જેલ મારી સાથે પકડાયેલા બધાને સમાવી શકે એટલી મોટી છે. એ લોકોમાં સરદાર પટેલ અને તેમની દિકરી પણ છે. તેમની દીકરી તેમની સારવાર કરે છે, તેમજ તેમને માટે ખોરાક પણ તૈયાર કરે છે. ગઇ વખતે સરદારના કારાવાસ દરમ્યાન તેમનાં આંતરડાં સાવ કથળ્યાં હતાં તે હજી સુધર્યાં નથી. એથી કરીને તેમને માટે મને ઘણીજ ચિંતા રહે છે. તેમના છૂટકારા

પછી તેમના ખોરાક વગેરેનું ઘટતું નિયમન હું પોતેજ કરતો આવ્યો છું. તેમને તથા તેમનાં પુત્રીને મારી સાથે રાખવામાં આવે એવી મારી વિનંતિ છે. બીજા કેદીઓની બાબતમાં એમ કરવા માટે સરદાર તથા તેમની પુત્રીની બાબતમાં છે એટલાં સબળ કારણો નથી તોયે તેમને પણ એજ રીતે મારી સાથેજ રાખવા જોઇએ. હું જણાવું છું કે એકજ ધ્યેયને માટે પકડવામાં આવેલા સહકાર્યકર્તાઓને એકબીજાથી અળગા પાડવા એ વાજબી નથી, સિવાય કે તેઓ ભયંકર ગુન્હેગારો હોય."

'અમારા સરદાર'ના આરોગ્ય માટે ગાંધીજીના જેટલી સરકારને ચિંતા ન હતી એટલે એણે તો એમની માગણીનો સાફ શબ્દોમાં ઇન્કાર સંભળાવી દીધો:—

"તમારી અટકાયતની મર્યાદાઓની બાબતમાં અત્યારે કોઇપણ પ્રકારનો ફેરફાર કરવાનો ઈરાદો રાખવામાં આવતો નથી. અને તેથી શ્રી. વલ્લભભાઇ પટેલ તથા તેમની દીકરીને આગાખાનના મહેલમાં અટકાયતમાં રાખવાની તમારી વિનંતિ મંજુર રાખી શકાય એમ નથી."

આમ હિન્દની આઝાદીની વાત કરનારા નેતાઓ જગતને આઝાદ કરવાની વાતો કરનારાઓના હાથે અજ્ઞાત કારાવાસમાં સડી રહ્યા હતા ત્યારે જુલમ અને દમન બ્રિટિશ રાજ્યના પર્યાય બની ચૂક્યા હતા. દેશભરમાં દમનનો કોરડો વિંઝાઈ રહ્યો–લશ્કરી કાયદો અને ગોળીબાર સામાન્ય બની રહ્યા. અનેક અત્યાચારો ભજવાયા અને સામુદાયિક દંડો, જડતીઓ અને જપ્તીઓ સરકારી શાસનના સૂત્રો બની ગયાં. સર્વત્ર દમનનું બેફામ તાંડવ નૃત્ય ખેલાઈ રહ્યું અને અનેક યાતનાઓ દેશભક્તોનો શિરપાવ બની.

દરમિયાન યરવડાના આગાખાન મહેલમાં ઇતિહાસ સર્જાઇ રહ્યો હતો. ૧૯૪૨ના ઑગસ્ટની ૧૫ મી તારીખે મહાદેવભાઈ

હિન્દના સ્વાતંત્ર્ય યુદ્ધના બલિ બન્યા. પછી ગાંધીજી એકવીસ દિવસના ઉપવાસમાંથી પાર ઉતર્યા અને જગદંબા કસ્તુરબાએ પ્રભુના દરબારમાં પ્રયાણ કર્યાં.

અને હિન્દની ભૂમિ પર યુદ્ધની ભીષણ છાયા છવાઈ ગઇ હતી. જાપાનના બોંબગોળા વર્ષી રહ્યા હતા. ભયંકર મોંઘવારીની ભીંસમાં ભારતવર્ષની જનતા ભીંસાઇ રહી હતી. અન્નના રસાળ પ્રદેશ તરીકે ઓળખાતા આર્યાવૃતમાં અન્નની ઊણપ જણાઇ અને કારમુ અન્નસંકટ હિન્દના ખૂણેખૂણાનો પોકાર બન્યું. અનાજના કણ માટે જનતા વલખાં મારવા લાગી—કલાકોના કલાકો સુધી લાંબી લાંબી કતારોમાં ઉભવા છતાં ખાવા પુરતું ધાન્ય મેળવવાની મહા મુશ્કેલીઓ વેઠવા લાગી. બંગાળ, બિહાર, મલબાર, મદ્રાસ વગેરે ભાગોમાં દુકાળે દેખા દીધો અને હજારો, લાખો માનવીઓ એ વિરાટના મુખમાં સ્વાહા થઇ ગયાં.

અખબારોના પાને આલેખાયેલા આ ખબરોએ ગાંધીજીના આરોગ્યને કથળાવી નાંખ્યું. તાઢિયા તાવની સાથે મૂત્રાશય અને બીજી પીડાઓથી તે પથારીવશ બની ગયા. માંદગી ગંભીર બની અને આગાખાન મહેલના દરવાજા ખુલી ગયા—ગાંધીજી બીનશરતે કારાવાસ મૂકત થયા.

પ્રજાવ્યાપી લડતના જોરે બ્રિટિશ સલ્તનતના પાયા હચમચાવી મૂકયા હતા. હવે પોકળ જાહેરાતો દ્વારા હિન્દી પ્રજાને સંતોષવાનું શકય નહોતું. આવી જાહેરાત હિન્દને નવા સંગ્રામ તરફ અને તે રીતે બ્રિટિશ સામ્રાજ્યના કાયમી વિનાશ તરફ જ દોરે તેમ હતું. બે વર્ષની લડતે પ્રજામાં અદ્દભૂત તાકાત પ્રેરી હતી. નવા વાઇસરોય લોર્ડ વેવલ આ પરિસ્થિતિ પામી ગયેલ હતા એટલે કલકત્તામાં ભાષણ કરતાં નવીન સૂર કાઢયો અને પ્રજાના સહકારની માગણી કરી. લોર્ડ વેવલને ચર્ચીલનું તેડું આવ્યું અને તે ત્યાં ગયા.

લંડનમાં બ્રિટિશ પ્રધાન મંડળને મળીને હિન્દ પાછા આવી તેમણે હિન્દને માટે નવી મંત્રણાની વાત જાહેર કરી. 'હઠી જાવ હિન્દમાંથી' અને 'કરેંગે યા મરેંગે'નો નાદ ગાજતા કરનારા હિન્દના બહારવટિયાઓ મહાસભાનો 'ઑગષ્ટનો ઠરાવ' પાછો ખેંચાયા વિનાજ મૂક્ત થયા.

મહાસભાને કચડી નાખી છે એવી બડાઈ હાંકનાર સરકાર સાથે વાટાઘાટો ચલાવવા સિમલા તરફ નેતાઓની વિજયી કૂચ થઈ. મધ્યમાં રાષ્ટ્રીય સરકાર રચવા માટે પરિષદ ભરાઈ અને મુસ્લીમ લીગનું પ્રત્યાઘાતી રાજકારણ ખુલ્લું પડી ગયું. હિન્દની આઝાદી સાથે લીગને નિસ્બત નથી; અને લીગ એક પ્રત્યાઘાતીઓની જમાત માત્ર છે એ પરિષદમાં પૂરવાર થઇ ગયું. મુસ્લીમ લીગ કોઈ પણ બીન લીગી મુસ્લીમને અગર તો વાઈસરોયે નીમેલા કોઈ બીન મહાસભાવાદી મુસ્લીમને પણ આવવા દેવા તૈયાર ન થઇ. મુસ્લીમ લીગની આ અને આવી બીજી ગેરવાજબી માગણીઓ આગળ નમતું આપવાનું પસંદ ન કરવાથી વાઇસરોય પોતાના પ્રયત્નમાં નિષ્ફળ ગયા. દેશમાં નિરાશા અને રોષ ફેલાઇ ગયાં. આઝાદી મેળવવામાં મુસ્લીમ લીગ અંતરાય રૂપ થવાથી નિરાશ થયેલી જનતાને બ્રિટિશ સરકારે આશ્વાસન આપતું એક નિવેદન બહાર પાડયું કે– "સિમલા પરિષદની નિષ્ફળતાથી સરકાર હતાશ થઈ નથી. તેઓ ટૂંકમાં જ હિન્દી સવાલના ઉકેલ માટે કંઈક બીજી યોજના શોધી કાઢશે."

કારાવાસમાંથી છુટેલા આગેવાનોએ 'હઠી જાવ હિન્દમાંથી'ના મહાસભાના ઠરાવને પુનઃ અનુમોદન આપ્યું. 'અમારા સરદારે' જાહેર કર્યું કે 'અમે લાંબો સમય ચૂપ રહેવા માગતા નથી.

લોકોનો જુસ્સે વધતો જતો હતો; જ્યારે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ બ્રિટન માટે કથળતી હતી. રશિયાનું આક્રમણ પૂર્વ-પશ્ચિમ તરફ

વધતું હતું અને બ્રિટનની સ્થિતિ વણસતી હતી. બ્રિટન માટે સ્વતંત્ર હિન્દની મૈત્રી જાળવવા સિવાય બીજો છુટકો નહોતો. બ્રિટનની ચુંટણીમાં મજૂર પક્ષ જબ્બર જીત મેળવી વિજયી થયો, અને બ્રિટનનું શાસન ચર્ચીલના હાથમાંથી ઝૂંટવાઈ ગયું. બ્રિટનમાં ઉથલપાથલ થઈ. મજુર પક્ષની નીતિ હિન્દ પ્રત્યે પણ બહુ ઉદાર બની; અને એણે હિન્દમાં પાર્લામેન્ટના સભ્યોનું પ્રતિનિધિ મંડળ મોકલ્યું. તેના તમામ સભ્યોએ જાહેરાત કરી કે, હિન્દને સ્વતંત્ર કરવામાં નહિ આવે તો મોટી આંધી હિન્દને ઘેરી વળશે.

આખરે એ નવમી ઑગષ્ટનો યાદગાર દિવસ આવી પહોંચ્યો. એની ઉજવણી અંગે રાષ્ટ્રપતિએ દેશને આદેશ આપ્યો કે ગૌરવભેર અને વ્યવસ્થિત રીતે પણ શાંતિથી આ ઐતિહાસિક દિનની ઉજવણી કરવી. પરદેશી સરકારને જનતાની પ્રત્યેક પ્રવૃત્તિમાં વચ્ચે પડવાની પડેલી આદતનું દર્શન એ ઐતિહાસિક દિનની ઉજવણી પ્રસંગ થવા પામ્યું.

"રાષ્ટ્રપતિનો આદેશ છે કે આજનો આ આપણો ઐતિહાસિક દિન હિન્દે બહુ સભ્યતા તેમજ મોભાથી ઉજવવો. પરંતુ આજ સવારના દૈનિકોમાં સરકારનો સંદેશો પણ મળ્યો અને આ સંદેશો ફાંસી અંગેનો છે. રાષ્ટ્રપતિને હું આ અંગે સાફ વાતમાં પૂછીશ. શ્રી. મહેન્દ્ર ચૌધરીએ ગુન્હો કર્યો હશે, પણ સરકારે કયા ગુન્હા નથી કર્યા? સરકારના ગુન્હા એવડા મોટા અને ભયંકર છે કે બંગાળમાં વીસ લાખ માણસોને ભૂખે મરી જવું પડયું. આ માટે માજી વાઇસરોય લોર્ડ લીનલીથગોને ફાંસી દેવાની જરૂર નથી શું? હજુ તો સરકાર ગઇ ગુજરી ભૂલી જવાની વાત કરે છે. નવા હિન્દી વઝીર સમાનતા આપવા માગે છે. જો સાચી સમાનતા આપવી હોય તો, જો હિન્દમાં એકને ફાંસો દેવાય તો ઈંગ્લાંડમાં પણ એકને ફાંસી મળવી જોઇએ."

નવમી ઑગષ્ટ અંગે મુંબઈમાં પન્નાલાલ ટેરેસમાં મળેલી વિરાટ સભા સમક્ષ સંભાષણ કરતાં 'અમારા સરદારે' ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યાં અને વધુમાં જણાવ્યું કે:—

"હિન્દમાં તેમજ દુનિયામાં છેલ્લાં ત્રણ વર્ષોમાં ઘણી નવા-જૂની થઇ ગઈ છે. હિન્દમાં થયેલા તોફાનો માટે તો અમારા ઉપર કેસ ચલાવવાનો હતો. અમોએ પણ જણાવ્યું હતું કે, સરકાર પણ આ અંગે ગુન્હેગાર છે. કેસની વાત તો પડતી મુકાઇ ગઈ પણ લોર્ડ વેવલે પોતાના વાયુ પ્રવચનમાં ગઇ ગુજરી ભૂલી જવાની વાત કરી હતી. ગઇ વાત ભૂલી જવા માટે હિન્દ તો ટેવાયેલું છે, પણ તમારી દાનત સાચી હોવી જોઇએ. પરંતુ તેમની દાનતમાં કશો ફરક જણાતો નથી. પાછલી વાત ઉપર તેમણે પડદો પાડયો નથી. ઉલટું તેમણે ફાંસી આપવાની શરૂઆત કરી છે. આ તો પુરાણી ચાલ છે. બધા વાઈસરોયો સરખા જ છે. હિન્દી પ્રશ્નો અંગે બ્રિટનના રાજકીય પક્ષોમાં મતભેદ નથી. જો સરકારને પડદો પાડવો જ હોય તો મહાસભા પણ પરિસ્થિતિને પહોંચી વળવા માટે તૈયાર છે એમાં શંકા નથી.

જાપાન ઉપર એટમ બોંબ વડે જે ક્રુર અને ઘાતકી હૂમલો થઇ ગયો છે તે તેમની સંસ્કૃતિનો ખ્યાલ આપી જાય છે. આ હૂમલામાં મનુષ્યો, પ્રાણીઓ, મહેલાતોનો લાખોની સંખ્યામાં ભયંકર સંહાર થઈ ગયો છે. તેમનો પાછલો ઇતિહાસ પણ આવો જ છે. અંગ્રેજોનો ઈતિહાસ તો જુદો જ છે. તેઓ કહે છે એક અને કરે છે બીજું. આ જ રસ્તે જો દુનિયા જવાની હોય તો વહેલા યા મોડા દુનિયાને ગાંધીને યાદ કરવો પડશે. તેમની સંસ્કૃતિ આજે નગ્ન સ્વરૂપમાં દેખાય છે.

બ્રિટનમાં મજૂર પક્ષ સત્તા ઉપર આવ્યો એથી કેટલાંક લોકોએ મોટી મોટી આશા સેવવા માંડી હતી. મને પણ તેમના વિજય

માટે સંદેશો આપવાનું જણાવવામાં આવ્યું હતું. હું તો તેમનો પાછલો ઇતિહાસ જાણતો હતો. તે ઇતિહાસ કડવો છે. તેઓ શું કરે છે તે ઉપર જ હું તો મારો મત બાંધી શકું. તેમનું પહેલું કામ ફાંસીનું થયું છે. આ માટેની જવાબદારીમાંથી તેઓ બચી શકે નહિ. જો રાજ કરતાં ન આવડતું હોય તો છોડી દેવું જોઈએ.

હજુ મુંબઈમાં અને અન્ય જગ્યાઓએ મહાસભા ઉપર પ્રતિબંધ ચાલુ છે. પંજાબમાં આ પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો છે, પણસોસીયાલીસ્ટ પાર્ટી ઉપરનો પ્રતિબંધ કાયમ છે. સોસીયાલીસ્ટ પાર્ટી–સમાજવાદી પક્ષ તો બ્રિટનમાં રાજ કરે છે તો પછી આ પ્રતિબંધ કેમ? હિન્દના પ્રશ્નો અંગે બ્રિટનના રાજકીય પક્ષોમાં મતભેદ જણાતો નથી. આ પ્રતિબંધ હોવા છતાં મહાસભાનું કાર્ય બંધ પડવાનું નથી. આખી દુનિયા જાપાનને હરાવી શકશે, પણ મહાસભાને નહિ હરાવી શકાય કારણ કે તેનું બળ તેના સિદ્ધાંત રાષ્ટ્રવાદમાં છે. જ્યાં સુધી અંગ્રેજો હિન્દ છોડીને ચાલ્યા નહિ જાય ત્યાં સુધી મહાસભા સરકારનો સામનો કરશે. મહાસભાની નીતિ અહિંસાની છે. મહાસભા જાણે છે કે હિંસા વડે તેમનો સામનો કરવો મુશ્કેલ છે. જાપાન ઉપર જે કરે છે તેજ અહીં કરશે. આજે દેશની સ્થિતિ અહિંસા દ્વારાજ સામનો કરવાની છે. અને ગાંધીજી આ નીતિમાં નિષ્ણાત છે. ગાંધીજીએ આ રસ્તો સુઝાડયો છે. હિંસા મારફત કામ પતી જવાનું હોત તો હિન્દમાં એવા કેટલાય માણસો છે કે જેઓ અહિંસાની ગાંધીજીને ચરણે ભેટ કરી આવ્યાં હોત. આપણી ગુલામીનું કારણ તલવાર નથી પણ આપણી ભીરૂતા છે; આપણને હજુ આઝાદીની લાય લાગી નથી. વ્યવહારૂ અહિંસાને પણ આપણે અમલમાં મુકી શકતા નથી. જો ૧૯૪૨ ની લડતમાં અસહકાર કર્યો હોત તો આપણું કામ કયારનુંય પતી ગયું હોત. આપણામાં નિરાશા નથી આવી એજ આપણી જીત છે.

મુસ્લીમલીગના પ્રમુખે દૈનિકોમાં નિવેદન આપી મહાસભા અને ગાંધીજીને ગાળો દીધી છે. તેઓ ગુસ્સે થઈ ગયા છે. મહાસભાના પ્રમુખ અને સરકાર વચ્ચેનો પત્રવ્યવહાર પ્રગટ કરવા માટે તેઓ જણાવે છે. તેઓ કહે છે કે, મહાસભાએ બધા સિદ્ધાંતો છોડી દીધા છે; પણ સરકાર આગળ તો લાગવગ લીગની છે, લીગ લાગવગ લગાડે અને આ પત્રવ્યવહાર પ્રગટ કરાવે. એમાં ગુસ્સે થવાનું કારણ નથી. આ ઝઘડો પંચ મારફત પતવો જોઇએ. લીગની મહાસભા હવે ખુશામત કરશે નહિ. ઘણા દિવસો સુધી કંઇ બોલ્યા નથી. બહુ સંયમ જાળવ્યો. હવે સાફ વાત કરવીજ જોઇએ. વગર બોલાવ્યે મહાસભા લીગનું દ્વાર કદી ખખડાવશે નહિ એ ચોકસ છે. ગાંધીજી કદાચ જાય પણ સામાન્ય માણસ તો લીગના દરવાજે હવે પગલું મુકશે નહિ. ગાંધીજીએ લીગની સાથે અઢાર દિવસ સુધી વાટાઘાટો કરી. પરિણામે તેમને ગાળો સાંભળવી પડી. હવે આ ઝઘડો ન્યાયના સિદ્ધાંત ઉપરજ પતવો જોઇએ. :ઈન્સાફ વગર હવે સમાધાન નહિ થાય. મહાસભા લીગને શરણે કદી નહિ જાય."

* * *

'જલ્દી છૂટકો નહિ કરો ! તો પાંચ વર્ષમાં કાઢી મૂકીશ. હિન્દમાંથી જ નહિ પરંતુ એશિયા ખંડમાંથી તમારે વિદાય લેવી પડશે' એવી ત્રાડ મારીને બ્રિટિશ સિંહને પણ ઉભી પૂંછડીએ અગિયારા ભણવાને ભયભીત બનાવનારા હિન્દના સ્વાતંત્ર્ય સંગ્રામના મહારથી–'અમારા સરદાર' જીવનની સફરના સીત્તેરમા પગથારે ૧૯૪૫ ના અકટોબરની ૩૧ મી તારીખે આવી પહોંચ્યા. સારા યે દેશે 'અમારા સરદાર'ના એ ઇકોતેરમા જન્મદિનનો મહોત્સવ માંડયો. ઠેર ઠેર અભિનંદન સમારંભો યોજાયા અને એમને 'શતં જીવ શરદઃ' ઇચ્છતા સંભાષણો થયાં. દેશભરમાંથી અને દરિયા પારથી પણ એમને અભિનદન પાઠવતા પારાવાર તારો અને

માનપત્રો મળ્યાં. મુંબઇએ પણ એ મહોત્સવ ઉજવ્યો. પ્રભાતફેરીઓ નિકળી. વહેલી સવારે મુંબઈના નાગરિકોનું પ્રતિનિધિ મંડળ, મહાસભાવાદી કાર્યકરો, વેપારીઓ, સંસ્થાઓના પ્રતિનિધિ મંડળો વગેરે સરદારશ્રીને અભિનંદન આપવા તેમના નિવાસસ્થાને ગયા; અને હાર્દિક શુભેચ્છાઓ ઇચ્છી. હિન્દી વેપારી મંડળે સરદારશ્રીના સત્કારાર્થે તાજમહેલ હોટલમાં ભોજન સમારંભ યોજ્યો; અને 'અમારા સરદાર'ને આઝાદી જંગના ભડવીર તરીકે સંબોધવામાં આવ્યા. 'અમારા સરદારે' સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો અને જણાવ્યું કે:—

"આજે ઇંગ્લાંડ જે સ્વતંત્રતા અને જે છૂટાપણું ભોગવી રહેલ છે, તેવી સ્વતંત્રતા અને તેવું જ છૂટાપણું આપણે માગીએ છીએ. આપણે એનાથી કંઈયે ઓછાથી સંતોષ પામીશું નહિ. આર્થિક અને રાજદ્વારી છૂટાપણું અવિભાજ્ય છે. હિન્દ પોતાની રાષ્ટ્રીય સરકાર ધરાવતું ન હોય ત્યાં સુધી પુનર્રચના અને આબાદી હોઇ શકે નહિ.

હિન્દના ભાવી બંધારણનો પ્રશ્ન સમિતિઓ અને પરિષદો દ્વારા આગે ઠેલવામાં આવે ત્યાં સુધી અચોક્કસ મુદત સુધી હિન્દી પ્રજા અને મહાસભા થોભનાર નથી. હિન્દ છેવટનો ઝડપી ફેંસલો માગે છે. હિન્દમાં ઐકયતા ન હતી એવી દલીલ વાહિયાત છે; કારણ કે હિન્દુ–મુસ્લીમ પ્રશ્ન બ્રિટિશે ઉભો કર્યો છે. એક અપક્ષપાત ટ્રિબ્યુનલની લવાદી સ્વીકારવાને હિન્દ તૈયાર છે. જો બ્રિટન થોડા વરસો સુધી પરદેશીઓની ધુંસરીમાં રહે તો હિન્દ સરખી જ મડાગાંઠ ઇંગ્લાંડ, સ્કોટલેન્ડ અને વેલ્સ વચ્ચે પણ ઉભી થાય.

બ્રિટિશ સરકારે આપેલા સઘળા વચનોનું પાલન હજી યે થયું નથી. મજૂર સરકારના સત્તારૂઢ થવાથી કશો યે તફાવત પડયો નથી. જો કંઇ પણ બન્યું હોય તો તે એ છે કે મામલો વધુ બગડયો છે.

મજુર સરકારે મધ્યસ્થમાં એક વચગાળેની સરકારની યોજના ઉભી કરીને લોર્ડ વેવલને પોતાની યોજના અમલમાં મૂકતા અટકાવ્યા છે.

આઝાદી માટેની દેશની લડત સાથે લાગતું વળગતું હતું ત્યાં સુધી વેપારીઓની મુશ્કેલીઓનો હું સ્વીકાર કરૂં છું, પણ તે સાથો-સાથે જણાવું છું કે, હિન્દી વેપારીઓ તરીકે વાટાઘાટ મારફતે અથવા તો એક વધુ બીજી લડત મારફતે હિન્દની આઝાદી પ્રાપ્ત કરવા સારૂ તમારે તમારો ફાળો આપવો જોઇએ. ધ્યેય પરદેશી અમલ ફગાવી દેવાનું છે, જે હિન્દમાં સૌ કોઇને વહાલું છે, પછી તે વેપારી, ખેડૂત કે ભલેને રાજવંશી હોય.

વેપારીઓએ પોતાના લાભો સારૂ પરદેશી રાજકર્તાઓ પર આધાર રાખવો વાજબી નહોતો. ૧૯૪૨ ની લડત દરમ્યાન જ્યારે પ્રજા આફતમાં હતી ત્યારે કેટલાક વેપારીઓ એવી રીતે વર્ત્યા હતા કે જે તેમને શોભાસ્પદ નહતુ અને ખરેખર તે ઘણુંજ ખેદજનક હતું. હવે પછીની લડત વેળાએ તમારે પ્રજાની નબળાઈ અને લાચારીનો લાભ લઈને તેને લૂંટવી નહિ, પણ પ્રજાની પડખે ઊભા રહી તેને પોતાનો સાથ આપવો.

લાખો માણસો ભૂખમરા અને કંગાલીયતથી મરણ પામે તેવી રાજકારોબારની નીતિ માત્ર વખોડવાને પાત્ર છે, એટલુંજ નહિ પરંતુ સદંતર બદતર છે. જો ઇગ્લાંડમાં બન્યું હોત તો ત્યાંની સરકારને પળવારમાં હાંકી કાઢવામાં આવી હોત. બંગાળના દુકાળ વેળાના વાઇસરોય લોર્ડ લીનલીથગોએ દુકાળની આફતમાં ફસી પડેલાં બંગાળની મુલાકાત લેવાની પણ દરકાર નહોતી કરી. જો બંગાળના દુકાળને માટે કોઇપણ ફાંસીની સજાને લાયક હોય તો તે લોર્ડ લીનલીથગો હતો.

થોડા વખત અગાઉ હિન્દી સેનાપતિ જનરલ ઓશીનલેકે હિન્દી સૈન્ય સંપૂર્ણ હિન્દીમય બનાવવાની વાતો કરી હતી પણ એ

માટે કેટલો સમય લાગશે એ વાત તો તેમણે ઉડાવીજ દીધી હતી. ચોકકસ સમય જાહેર કર્યા વગરની હિન્દી સૈન્ય, હિન્દી કાફલો અને હિન્દી વીમાની ફોજને સંપૂર્ણ હિન્દીમય બનાવવાની વાતો હાંસીજનક છે કારણ કે આ વાતની સાથે સાથે આપણને એવું પણ જણાવવામાં આવે છે કે દેશનો સંપૂર્ણ રાજકારોબાર હવે ટુંક વખતમાં આપણને સુપ્રત કરી દેવામાં આવશે.

જનરલ ઓશીનલેક જાણતા નથી કે હિન્દી લડાયક દળો સંપૂર્ણ હિન્દીમય બનાવતાં કેટલો વખત લાગશે. પણ શું તેઓ એટલું પણ જાણતા નથી કે, સુભાષ બાબુએ સાઠ હજારનું સૈન્ય અને સ્ત્રીઓની બ્રીગેડ માત્ર એક વર્ષની મુદતમાં ઊભા કર્યા હતા. આ તેજ સૈન્ય છે કે જેને હવે બ્રિટિશ સરકાર વિખેરી નાંખવા મથે છે. સુભાષ બાબુના આ સૈન્યને શા માટે રાષ્ટ્રીય સૈન્ય બનાવવામાં નથી આવતું? શું સરકાર જાણતી નથી કે અમો હિન્દીઓ આ સૈન્યના પરાક્રમો માટે મગરૂર છીએ? જો જનરલ ઓશીનલેક ચોકકસ મુદત દરમ્યાન લાયક હિન્દી દળોને સંપૂર્ણ હિન્દીમય બનાવી ન શકતા હોય તો તેમણે રૂખસત લેવી જોઇએ.

આપણને નવી ચીજો શીખવવા સારૂં દર સાલ હિન્દમાં પરદેશી નિષ્ણાતોનો રાફડો ફાટે છે. તેઓ આવે છે અને જાય છે પણ પરિણામ તો શૂન્યજ. લોકોની કંગાલીયત અને દુર્દશા તો ચાલુજ રહે છે. રાષ્ટ્રીય સરકાર વગર રાષ્ટ્રીય પુનર્રચના હોઇ શકેજ નહિ."

**આં**તરરાષ્ટ્રીય પરિસ્થિતિ ભયંકર શક્યતાઓથી ભરેલી હતી. સ્વતંત્ર અને સંયુક્ત રાષ્ટ્રોની વ્યવસ્થા સ્થાપિત થવાને બદલે આગેવાન રાષ્ટ્રો વચ્ચે કુસંપ છે તથા જગતના મોટા મોટા પ્રદેશોમાં સ્વતંત્રતા નથી એ હકીકતનો લંડનમાં મળેલી સંયુક્ત રાષ્ટ્રોની પરિષદે હડહડતો પૂરાવો આપ્યો હતો; અને આમાંથી વધારે વિનાશકારી અને જબરદસ્ત યુદ્ધ ફાટી નિકળવાની ભીષણ-ભીતી સર્વને ખૂબ ખૂબ ડારી રહી હતી.

'હિન્દને સ્વતંત્ર કરવામાં નહિ આવે તો મોટી આંધી હિન્દને ઘેરી વળશે એવી પાર્લામેન્ટના સભ્યોના પ્રતિનિધિ મંડળે જાત તપાસ કરીને આપેલી ચેતવણીથી ચોંકી ઉઠેલા બ્રિટિશ મુત્સદીઓની 'હિન્દની આઝાદી ઉપર જગતની શાંતિનો આધાર છે' એવી માન્યતા મક્કમ બની અને હિન્દમાં તાત્કાલિક લોક-પ્રતિનિધિ સભા બંધારણ ઘડવા માટે રચવાનો તથા વચગાળાના સમય માટે વાઇસરોયની કારોબારી સમિતિને સંપૂર્ણ હિન્દીમય બનાવવાનું તથા તેના હાથમાં તમામ સત્તા સુપ્રત કરવાનું ઠરાવ્યું. બ્રિટિશ સરકારના વડાપ્રધાન મેજર એટલીએ પાર્લામેન્ટમાં ઉદ્‌ઘોષણા કરીને હિન્દનો સંપૂર્ણ સ્વતંત્રતાનો દરજ્જો પસંદ કરવાનો હક માન્ય રાખ્યો. એટલુંજ નહિ પણ સ્પષ્ટ તથા અસંદિગ્ધ શબ્દોમાં હિન્દને ખાત્રી આપી કેઃ—"આ વખતે લઘુમતીને હિન્દના વિકાસની આડે આવવા દેવામાં નહિ આવે."

પરદેશી શાસનમાંથી મુક્તિ મેળવવા ઝંખતા હિન્દની રાષ્ટ્રીય આશા અને આકાંક્ષાના મૂર્તિમંત પ્રતિક સમો આ સંદેશો હતો.

'હિન્દ સંપૂર્ણ સ્વરાજની સુરખીનો અનુભવ કરી શકશે' એવી ગાંધીજીએ આશા વ્યકત કરી અને હિન્દી વઝીર લોર્ડ પેથિક લોરેન્સ, સર સ્ટેફર્ડ ક્રિપ્સ અને શ્રી. એ. વી. અલેકઝાન્ડરનું બનેલું બ્રિટિશ પ્રધાનમંડળ હિન્દ આવ્યું. મુખ્ય રાજદ્વારી પક્ષોના નેતાઓ સાથે લાંબી મંત્રણાઓ પછી પ્રધાનત્રિપૂટીએ એમની 'સોળમી મે'ની જાહેરાત દ્વારા બંધારણ સભા અને વચગાળાની સરકારને લગતી યોજના બહાર પાડી. આ યોજના પરત્વે મહાત્માજીએ પોતાનો સંતોષ વ્યકત કર્યો તેમજ 'ચાર દિવસ ઝીણવટભર્યું પરીક્ષણ કર્યા પછી આજના સંજોગોમાં બ્રિટિશ સરકારે રજુ કરેલો આ શ્રેષ્ઠ દસ્તાવેજ છે' એવી પોતાની ખાત્રી જણાવી.

ખૂબ લાંબી વિચારણા પછી મુસ્લીમ લીગે વચગાળાની તેમજ લાંબા ગાળાની યોજનાઓનો સ્વીકાર કર્યો. પરંતુ મહાસભાએ ૬ ઠી જુલાઈના રોજ અખિલ હિન્દ મહાસભા સમિતિની બેઠક મેળવી. બ્રિટિશ પ્રધાનત્રિપૂટીની લાંબાગાળાની યોજનાનો કેટલીક ક્ષતિઓ સુધારી લેવાની આશા સાથે સ્વીકાર કર્યો અને વચગાળાની યોજનાને અમાન્ય કરી. વચગાળાની સરકારનો અસ્વીકાર કરવા પાછળ રહેલા કારણોનું સ્પષ્ટિકરણ કરતા રાષ્ટ્રપતિ મૌલાના અબુલકલામ આઝાદના વક્તવ્ય પછી 'અમારા સરદારે' પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો હતો કેઃ-

'મહાસભાના મંત્રી મંડળે તા. ૧૬મી મેની એટલે કે લાંબાગાળાની યોજના મંજૂર રાખી છે અને તા. ૧૬ મી જુનની વચગાળાની યોજનાનો અસ્વિકાર કર્યો છે. મુસ્લીમ લીગે આ યોજનાઓ મંજૂર રાખી છે, દેશી રાજ્યોએ પણ સ્વીકાર કરી લીધો છે. મહાસભાએ તે સ્વીકારવી કે કેમ તે પર અમે પુખ્ત વિચારણા ચલાવ્યા પછી જ આ નિર્ણય પર આવેલ છીએ.

લોકપ્રતિનિધિ સભાનું કાર્ય સરળ રીતે ચલાવવા માટે તાકીદે તેની રચના થવી જોઈએ. દરમિયાન વાઇસરોય તરફથી રક્ષક સરકારની યોજના કરાઇ છે. એ યોજના લાંબો સમય ચાલનાર નથી.

લોકપ્રતિનિધિ સભાની ચૂંટણી સંબંધમાં અમારો ખ્યાલ જૂદો જ હતો. અમારો વિચાર દરેક હિન્દીને મતાધિકાર આપવાનો હતો. પરંતુ આમાં પુષ્કળ સમય વ્યતીત થાય તેમ હતું. આથી પ્રાંતિક ધારાસભાઓ દ્વારા લોકપ્રતિનિધિ સભાની રચના કરવી એ પ્રકારનો નિર્ણય લેવાયો હતો. આ યોજનાના કેટલાક ભયસ્થાનો પણ છે. પ્રથમ ભય જૂથ રચનાને લગતો છે. અલબત્ત, જે રૂપમાં એ રજુ કરાઈ છે તેથી હરકત ઉભી થશે નહિ. પ્રાંતોને જૂથોમાં જોડવાની ફરજ પડાશે નહિ. એ પ્રકારના અમારા મંતવ્યને માન્ય રાખવામાં આવ્યું છે. યુરોપિયનો લોક પ્રતિનિધિ સભામાં ભાગ લે એ પણ ખતરનાક જ કહેવાય. આનંદની વાત છે કે યુરોપિયનોએ જાતે જ લોક પ્રતિનિધિ સભાની રચનામાં ભાગ નહિ લેવાનો નિર્ણય કર્યો છે. એટલે મહાસભાને જે પ્રકારની લોક પ્રતિનિધિ સભા જોઇતી હતી તે મળી ગઇ છે. આમાં એક મુદ્દો છે. લોક પ્રતિનિધિ સભાની ક્રાંતિકારી રચના કરવી હોય તો તે આ રીતે બની શકે તેમ નથી. આ યોજના દ્વારા તો શાંત રીતે સત્તાની ફેરબદલી થનાર છે. એ યાદ રાખવું ઘટે છે કે, અંગ્રેજોએ હિન્દ છોડવાની કબૂલાત આપ્યા બાદ જ અમે દીલ્હીની મંત્રણામાં ઝંપલાવ્યું હતું.

લોકપ્રતિનિધિ સભાની યોજનામાં જે નાની મોટી ત્રુટીઓ છે તે સુધારી શકાય તેમ છે. મુસ્લીમ લીગને આ યોજનામાં પાકિસ્તાનના જંતુઓ દેખાયા છે. જંતુઓ બે પ્રકારના હોય; કેટલાંક જંતુઓ સર્વનાશ કરે છે. એ પણ ભૂલી જવું ન જોઇએ કે લોકસભા સ્થપાઈ જશે ત્યારે બધુ આપોઆપ સમજાઈ જશે, હાલ કંઇ કહેવાની જરૂર નથી.

પ્રાંતોને જૂથમાં જોડવાની ગોઠવણે શીખોને ગંભીર ગેરઇન્સાફ કર્યો છે. આવી ગોઠવણ કરતી વખતે શીખોને કશું પૂછયુંગાછયું પણ નથી. આમ છતાં શીખ કોમ બહાદુર કોમ છે, તેના પર તેની વિરૂદ્ધ જબ્બરદસ્તીથી કોઈ ચીજ લદાય તો તેનો તે સામનો કરવાની શક્તિ ધરાવે છે. અને રાજસ્થાનો તો અત્યાર સુધી એમ જ કહેતા આવ્યા હતા કે 'અમારે તો તાજ સાથે સીધો સંબંધ છે.' આ સૂત્ર હવે તેમણે છોડી દીધું છે. હવે તેમને સમજાયું છે કે, અંગ્રેજો હવે હિન્દ છોડવા તૈયાર થયા છે. આથી તેમને પણ હવે આઝાદી જોઇએ છે. તેમણે હવે પ્રજાની સાથે સહકાર સાધીને વહીવટ ચલાવવાની દિશામાં આગળ વધવું જોઇએ. સાર્વભૌમત્વ જવાથી રાજાઓને આઝાદી મળી જશે એવી ભીતિ કેટલાક સેવી રહ્યા છે. જો તેઓ એ પ્રકારની આઝાદી ભોગવશે તો આપણી પાસે સામનો કરવાની શકિત છે. મને વિશ્વાસ છે કે રાજસ્થાનો સાથે ઘર્ષણ થશે નહિ.

'પાકિસ્તાન નહિ મળે તો તલવારો તાણશું, ચંગીસખાનને ભૂલાવે તેવી કત્લેઆમ ચલાવીશું' એવી એવી વાતો કરીને અણુ-સમજુ ભોળી મુસ્લીમ આમજનતાને બહેકાવી મુકનારી મુસ્લીમ લીગના નેતાઓએ અંતે પાકિસ્તાનનો ચોખ્ખો અસ્વિકાર કરનારી આ યોજના સ્વીકારી લીધી છે તે માટે હું તેમને મુબારકબાદી આપું છું.

બ્રિટન જેને સત્તા આપી શકે એવી પ્રતિનિધિત્વશીલ સરકાર તથા પોતાની લોકસભા રચવા માટે સહકાર આપવાને મહાસભા તૈયાર થઇ અને લોકપ્રતિનિધિ સભાની ચૂંટણીઓ પણ સાંગોપાંગ પાર ઉતરી ગઇ.

આમાં તો પાકિસ્તાનનો પાયો છે અને એ પાયા પર સર્વ સંપૂર્ણ પાકિસ્તાન રચવાથી સોનેરી આશા સેવતી મુસ્લીમ લીગે બ્રિટિશ પ્રધાનમંડળની વચગાળાની તેમજ લાંબાગાળાની—બન્ને

યોજનાઓ સ્વીકારી હોવા છતાં ય વાઈસરોયે વચગાળાની સરકાર રચવાનું કાર્ય મુલત્વી રાખ્યું એટલે મુસ્લીમ લીગના નેતાઓની નિરાશાનો પાર રહ્યો નહિ. મુંબઈમાં મુસ્લીમ લીગ કાઉન્સીલ મળી અને મહાસભાએ લાંબાગાળાની યોજનાનો સ્વીકાર કર્યો નથી અને મનફાવતો અર્થ કર્યો છે. બ્રિટિશ સરકારે 'પ્રધાન ત્રિપૂટીની બન્ને યોજનાઓ સ્વીકારનારને વચગાળાની સરકાર રચવાનું આમંત્રણ આપવામાં આવશે' એવી સ્પષ્ટ ખાતરીને ફગાવી દઈને 'મુસ્લીમ લીગ સાથે વિશ્વાસઘાત કર્યો છે, તેમજ પ્રધાનત્રિપૂટી તથા વાઈસરાયે મહાસભાને ખુશ કરવા માટે વચગાળાની સરકાર અંગે મૂળ યોજનાથી પાછા હઠયા છે' એવું બહાનું બતાવીને બન્ને યોજનાઓનો અસ્વીકાર કર્યો; એટલું જ નહિ પણ પાકિસ્તાનની તાકીદે સ્થાપના નહિ થાય તો સીધા પગલા ભરવાની તૈયારી હોવાની જાહેરાત પણ કરી. મુસ્લીમ લીગના પ્રમુખ ઝીણાએ તો પડકાર પણ આપ્યો કે :— 'હવે વધુ ચર્ચાની જરુર નથી. હવે આપણને બંધારણીય સિવાય બીજા માર્ગો અખત્યાર કરવાની ફરજ પડશે. આજે આપણે પણ આપણી પીસ્તોલ ઘડી છે અને તે વાપરવાની સ્થિતિમાં છીએ. આપણને અત્યાર સુધીમાં કડવો બોધપાઠ મળ્યો છે અને હવે જ્યારે સમાધાન માટે કોઈ માર્ગ રહ્યો નથી ત્યારે આપણે આગેકૂચ કરવી જ જોઈએ.'

મુસ્લીમ લીગના સરમુખત્યારની આ જાહેરાતને બ્રિટિશ પ્રધાનોએ ગેરડહાપણભરી ગણી અને આંતરરાષ્ટ્રીય રાજકારણના નિરીક્ષકોએ બ્રિટિશ વડા પ્રધાન એટલીના 'બહુમતીની પ્રગતિમાં લઘુમતીને અમે અંતરાય કરવા દઈશું નહિ.' વાળા કથન પ્રત્યે બ્રિટિશ પ્રધાન મંડળે વિચાર કરવો પડશે એવો અભિપ્રાય વ્યકત કર્યો.

અને મુંબઈમાં લોકમાન્ય તિલકની પૂણ્યતિથિની ઉજવણી અંગે મળેલી જાહેરસભામાં 'અમારા સરદારે' મુસ્લીમ લીગે ઉપસ્થિત કરેલા મુદ્દાઓનો જવાબ આપ્યો :—

"અંગ્રેજો સામેની અમારી લડત હવે ખતમ થઈ ગઈ છે. મારી જીંદગીમાં મેં કદાપિ અંગ્રેજોનો વિશ્વાસ કર્યો નથી, છતાં આજે મારા દિલમાં પાકી ખાતરી છે કે અંગ્રેજો હવે હિન્દ છોડવા તૈયાર થયા છે એટલે ઝીણા સાહેબને મારી વિનંતિ છે કે, સાથે બેસીને મહોબ્બતથી કામ કરો, બંદુકથી કામ નહિ થાય. આ તક ફરી મળનાર નથી. વળી મહાસભા કોઇની ધમકીથી ડરી જશે નહિ. મહાસભા મરવાનું પસંદ કરશે, પણ કદી દબાશે નહિ. જો ઝીણા સાચેસાચ સમાધાન કરવા ઇચ્છતા હોય તો તેમણે મૈત્રીભર્યો માર્ગ લેવો જોઇએ અને ધાકધમકીઓ આપવાના બધા વિચારો છોડી દેવા જોઇએ.

આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ તો પણ બ્રિટિશરોએ હિન્દ છોડવાનો નિરધાર કર્યો છે. કેમકે કોઈપણ સંજોગો તળે તેઓ અહીં રહી શકે તેમ નથી. અને તેથી જ એ મુસ્લીમોના પોતાના જ હિતમાં છે કે તેમણે તેમનું હાલનું ઝઘડાનું વલણ છોડી દેવું જોઇએ અને સહકારનો રચનાત્મક માર્ગ ગ્રહણ કરવો જોઇએ.

મહાસભાની મહાસમિતિની બેઠકમાં મુસ્લીમ લીગ ઉપર કોઈપણ પ્રકારનો હુમલો કે કટાક્ષ કરવામાં આવ્યો નહતો. જ્યારે લીગ કાઉન્સીલની બેઠકમાં થયેલાં ભાષણો બ્રિટિશ પ્રધાનમંડળ અને મહાસભા બન્ને સામે ગાળો અને કટાક્ષોથી ભરપુર હતા. ઝીણા અને બીજા મુસ્લીમ લીગના વકતાઓએ વાપરેલા બધા જ ગંદા અને અસભ્ય વાકયો અહીં ફરીથી ટાંકવાથી કોઇ ઉપયોગી હેતુ સરશે નહિ. જે લોકો બ્રિટનથી હિન્દ આવ્યા હતા, એમની સાથે મહોબ્બત કરી ખાણા લીધા એવા પેથિક લોરેન્સને અને ક્રીપ્સને પણ એમણે ગાળો દીધી છે. મહાસભાને પણ છોડી નથી. એમની નજરે મહાસભા દગાબાજ છે. બે માસની મંત્રણામાં જો કોઈ પણ પ્રમાણિક હોય તો માત્ર મુસ્લીમ લીગ હતી; પણ દુનિયા એ માનતી નથી કારણ કે જે છુપા વચનો લીધા, છુપી મસલતો

ચલાવી અને મહાસભાને બહાર રાખવાની દાનત સેવી એનો ભાંડો આખરે ફૂટી ગયો છે. એ ભાષણો સ્પષ્ટ દર્શાવે છે કે મુસ્લીમ લીગ સમાધાન માટે સહેજે આતુર નથી.

મી. ઝીણા હવે દાવો કરે છે કે તેમણે લીગના હાથમાં એક પીસ્તોલ આપી છે અને આ પીસ્તોલ બ્રિટિશ સરકાર અને મહાસભા બન્ને સામે વાપરી શકાય તેમ છે. મુસ્લીમ લીગના સભ્યોએ ખીતાબો ફગાવી દીધા તેથી મોટી મોટી વાતો કરે છે; પરંતુ બ્રિટિશરોએ જ્યારે હિન્દ છોડી જવાની જાહેરાત કરી છે ત્યારે ખીતાબો ફગાવી દેવાનો અર્થ શું? તેથી આવા દેખાવોથી કોઇના ઉપર અસર થશે નહિ.

મુસ્લીમ લીગે સીધા પગલાની જે ધમકી આપી છે તે જો સાચી હોય તો તે બ્રિટિશ સરકાર સામે નથી, પણ મહાસભા સામે જ છે, કારણ કે બ્રિટિશ સરકારે કયારનું ય સ્પષ્ટ કરી દીધું છે કે હિન્દમાં રહેવાનો અમારો સહેજે ઇરાદો નથી અને તેથી એનો અર્થ એ હોઇ શકે કે સીધા પગલાની ધમકી તો મહાસભા સામે જ છે, એ જો મહાસભાથી આગળ થઇને લાભ ખાટી જવા માટેની દબાણની યુકિત પ્રયુકિતઓ વાપરવાનો એક પ્રયાસ હશે તો એ ભાગ્યે જ સફળ થવા વકી છે; કારણ કે મહાસભા કદી પણ તેના સિદ્ધાંતોને જોખમમાં નહિ નાંખે કે મૂળભૂત સિદ્ધાંતો પર શરણે નહિ જાય.

મી. ઝીણાએ મારા માટે એવું કહ્યું છે કે લીગના ઉકળાટ માટે હું જવાબદાર છું; અને તેમણે એવો આક્ષેપ કર્યો છે કે, મેં મહાસભાવતી પ્રધાન પ્રતિનિધિ મંડળ સાથે કંઇક ગુપ્ત ગોઠવણી કરી છે. મી. ઝીણા હજી સુધી તેમના આક્ષેપના સમર્થનમાં કશો જ પુરાવો પેદા કરી શકયા નથી. વસ્તુત: તો હું કહીશ કે ગુપ્ત સમજુતી તો ખુદ મી. ઝીણાએ જ કરી હતી; અને મહાસભાની

પીઠ પાછળ તેમણે જ વચનો મેળવ્યા હતા. પરંતુ એ વચનો પૂરાં કરી શકાયાં જ નથી. તેથી જ હવે તેઓ એ વચનો અને બાંહેધરીઓનું પાલન થયું ન હોવાની ફરીયાદ કરે છે અને તેથી તેઓ સ્વાભાવિક રીતે જ ગુસ્સે થયા છે. મહાસભાને કશું જ છુપાવવાનું નથી, એ હંમેશાં પોતાની બાજી ખુલ્લી જ રાખે છે. મી. ઝીણાએ મહાસભાને છેતરવાનો પ્રયાસ કર્યો, પણ તેઓ નિષ્ફળ ગયા; એટલે જ તેઓ ગુસ્સે થયા છે. તેમણે ગુપ્ત પણે યોજેલું તે મુજબ તેઓ મહાસભા વિના જ વચગાળાની સરકાર રચવા માગતા હતા, પરંતુ તેઓ તેમના પ્રયાસમાં પાછા પડયા. નામીચા વકીલ સર સ્ટેફર્ડ ક્રીપ્સે ૧૬ મી જુનના નિવેદનની આઠમી કલમનો એક અર્થ ઘટાવ્યો છે. જ્યારે મી. ઝીણા બીજો અર્થ ઘટાવે છે. બન્ને સમર્થ વકીલો છે અને જો તેઓ તા. ૧૬ મી જુનના નિવેદનની આઠમી કલમના અર્થ પર સંમત ન થઇ શકે તો તેમાં મહાસભાને શા માટે દોષ દેવો જોઇએ?

મી. ઝીણાની ફરિયાદ એ છે કે મહાસભાએ તા. ૧૬ મી મેનું પ્રધાનત્રિપુટીનું નિવેદન સ્વીકાર્યું અને મહાસભાને એક બાજુ છોડી દઈને વચગાળાની સરકાર રચવાનું લીગ માટે અશકય બનાવી દીધું. દરેક જણ જાણે છે તેમ ઝીણા પણ જાણે છે કે, જો તે પસંદ કરે તો મુસ્લિમ લીગને સરકાર રચવા દેવાની પોતાની ઇચ્છા મહાસભાએ જાહેર કરી છે જ; પરંતુ સાચી હકીકત તો એ છે કે મુસ્લિમ લીગ પોતેજ સરકાર રચી શકવા માટે અસમર્થ છે.

હું એ સ્પષ્ટ કરવા માગું છું કે મહાસભા અને મુસ્લિમ લીગ વચ્ચે જોડાણની કશી જ શકયતા નથી. કારણ કે તેમનાં ધ્યેય તદ્દન ઉલટાં જ છે. આ બે વચ્ચે જોડાણ કરવાનો કોઇ પણ પ્રયાસનો અંત હોનારતમાં જ આવશે. ઈંગ્લાંડમાં યુદ્ધ દરમિયાન કામદારો અને કોન્ઝરવેટીવ વચ્ચે જોડાણ થયેલું પરંતુ ત્યારે તો જર્મની અને જાપાનને હરાવવાનું તેમનું ધ્યેય સહિયારૂં હતું; પણ અહીં

હિન્દમાં તો મી. ઝીણાનો સ્પષ્ટ હેતુ હિન્દને હિન્દુસ્થાન અને પાકીસ્તાનમાં વહેંચી નાખવાનો છે, જ્યારે મહાસભા સંયુક્ત સમવાયી હિંદ માટે ઝઝૂમે છે. જ્યાં સહિયારૂ ધ્યેય જ ન હોય તેવા આ બે પક્ષો વચ્ચે જોડાણ કેવી રીતે થઈ શકે ?

લાંબાગાળાની યોજનાનો સ્વીકાર પાછો ખેંચી લેવાની મુસ્લીમ લીગને જેથી ફરજ પડી છે એવી કઈ નવી પરિસ્થિતિ ઉભી થઈ છે તે હું સમજી શકતો નથી. મી. ઝીણા પંડિત જવાહરલાલ નહેરૂની અખબારી મુલાકાતની ફરિયાદ કરે છે. પંડિતજીએ તેમાં એવું જણાવ્યું છે કે, મહાસભાએ લોકસભામાં જવામાં સંમતિ આપી છે અને લોકસભામાં ગમે તે કરવા તે મુકત છે. મી. ઝીણા એ ભૂલી જાય છે કે પ્રધાનત્રિપુટીની યોજના સ્વીકારાતી વેળા એ દિલ્હી ખાતે મી. ઝીણાએ જે ભાષણ કરેલું તેમાં ખુદ તેમણે જ એવું જણાવ્યું હતું કે, મુસ્લિમ લીગ લાંબાગાળાની યોજના સ્વીકારે છે કારણ કે તેમાં પાકીસ્તાનનો પાયો છે અને મુસ્લિમ લીગ એ પાયા પર સર્વ સંપૂર્ણ પાકિસ્તાન રચવાની આશા રાખે છે. એજ ભાષણમાં તેમણે જણાવ્યું હતુ કે મહાસભાએ પાકિસ્તાનની મીઠીગોળી ગળી છે. લાંબાગાળાની યોજના સ્વીકારતાં લીગના ઠરાવોમાં પણ એવું જ વ્યક્ત થતું હતું, તો પછી મી. ઝીણા પંડિત જવાહરલાલ નહેરુ સામે ફરિયાદ કરે તેમાં ન્યાય ક્યાં છે? મહાસભા કારોબારીના ઠરાવને મહાસમિતિએ સહેજ ફેરફાર કર્યાં વિના બહાલી આપી છે. કોઇ પણ વ્યકિતગત અભિપ્રાય કે નિવેદન મહાસમિતિના ગંભીર નિર્ણયને ફેરવી શકે તેમ નથી. મહાસભા માનવંતી સંસ્થા છે અને તે પોતાના નૈતિક વચનોનો કદી યે ત્યાગ કરી શકે તેમ નથી. મહાસભાને પોતાનાં આપેલાં વચનો ફોક કરવાની કે બીજો વિચાર થતાં પોતાનો સ્વીકાર રદ બાતલ કરવાની આદત નથી. બ્રિટીશ સરકારની લાંબી મુદતની યોજનાનો સ્વીકાર મહાસભા, મુસ્લીમ લીગ, નરેન્દ્રો અને બ્રિટીશ સરકાર એમ ચાર જણે કર્યો છે. આવા ગંભીર કાર્યને તોડી પાડવાની જવાબદારી

મહાસભા કદી લેશે નહિ. સંપૂર્ણ અને પુખ્ત વિચારણા બાદ પોતે સ્વીકારેલી ફરજોમાંથી પાછા હઠી જવાનું જો લીગ પસંદ કરે તો લીગે તે માટે બચાવો શોધવાનો અને તે માટે દોષ તથા જવાબદારી બીજાના માથા પર ઢોળી નાંખવાનો પ્રયાસ કરવો જોઇએ નહિ. આવા નિર્ણયના બધા પરિણામોનો સામનો કરવા તેણે તૈયાર રહેવું જોઇએ.

દલિત કોમને વચગાળાની સરકારમાં તેમની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ આપવા સાથે સંમત થવાની મી. ઝીણા એ જ વારંવાર ના પાડી હતી. મી. ઝીણા એવો આગ્રહ રાખતા હતા કે વચગાળાની સરકારમાં દલિતકોમોનું પ્રતિનિધિત્વ મર્યાદિત હોવું જોઇએ અને તેજ રીતે પારસી જેવી બીજી લઘુમતિઓને પ્રતિનિધિત્વ મળે તે સામે તેમણે વાંધો લીધો હતો. આ હકીકત જ મી. ઝીણાને એકાએક દલિતવર્ગ માટે થઈ આવેલી લાગણી પર અચ્છો પ્રકાશ પાડે છે.

વાઈસરોયે વચગાળાની સરકારમાં પાંચ-પાંચ-એના પાયા ઉપર સરખા પ્રતિનિધિત્વની મી. ઝીણાને ખાતરી આપી હતી એવા તેમના દાવાનો એટલોજ રદિયો આપી શકાય કે આ આક્ષેપનો વાઇસરોયે કયારનો સ્પષ્ટ ઇન્કાર કરી દીધો છે અને તોપણ મી. ઝીણા આ વાત ફરી ફરી કરી રહ્યા છે. એક પળ માટે માની લો કે વાઈસરોયે મી. ઝીણાને આવી ખાતરી આપી હોય પરંતુ મી. ઝીણા જેવા બાહોશ માણસે એક પળ માટે પણ એવું કેમ માની લીધું હશે કે મહાસભા આવી દરખાસ્ત સ્વીકારશે તે મને સમજાતું નથી; મહાસભા એ સ્પષ્ટ કરી દીધું છે કે વચગાળાની સરકારમાં મહાસભા કોઇપણ જાતનું સમાન પ્રતિનિધિત્વ સ્વીકારશે નહી તેમ જ તેમાં દરેક લઘુમતિ કોમનું પ્રતિનિધિત્વ રાખવામાં આવશે. પત્રવ્યવહારની પ્રસિદ્ધિથી વચગાળાની સરકારમાં મહાસભાને દૂર રાખવાનું મી. ઝીણાનું છુપું સાહું ખુલ્લું પડી ગયું છે. હવે મી. ઝીણાને બ્રિટિશ પ્રધાન મંડળની છેતરપીંડી અને દુષ્ટતા સામે ફરિયાદ કરવાનો શો હક્ક છે ? મહાસભા એક

કોમી સંસ્થા તરીકે ગણાય એવી સ્થીતિનો મહાસભા સ્વીકાર કરે એવો અશક્ય પ્રયાસ મી. ઝીણાએ કર્યો હતો. તેમણે એ જાણવું જોઈતું હતું કે મહાસભા આવા પ્રયાસનો પ્રતિકાર કરશે. મહાસભા પાસે આવી સ્થીતિનો સ્વીકાર કરાવવામાં મળેલી નિષ્ફળતા માટે મી. ઝીણાએ શા માટે બ્રિટિશ પ્રધાનત્રિપૂટી સામે ગુસ્સે થવું જોઈએ ?

મી. ઝીણા બ્રિટિશ પ્રધાનમંડળ સામે ગુસ્સે થયા છે કેમકે પ્રધાનમંડળે ખુલ્લી રીતે જાહેર કર્યું છે કે, તેઓ મુસ્લીમ પ્રતિનિધિત્વના ઇજારાના મી. ઝીણાના દાવાનો સ્વિકાર કરી શકે તેમ નથી. મી. ઝીણા હવે પોકારીને કહે છે કે એમણે સમાધાનની દરખાસ્ત રજુ કરી છે અને બાકીનાં પગલાં લેવાનું બ્રિટિશ અને મહાસભાના હાથમાં છે. આ તો બળતામાં ઘી હોમવા બરાબર છે. એમણે મહાસભા અને પ્રધાનત્રિપૂટીને બન્નેને ગાળો આપી છે. આ સમાધાનનું વલણ એમણે બતાવ્યું છે ? મહાસભા અને બ્રિટિશ પ્રધાનમંડળને એમણે ગાળો આપી છે એટલા જ માટે શું મહાસભા અને પ્રધાનત્રિપૂટિએ બીજાં પગલાં ભરવાં જોઈએ ? મી. ઝીણા પોતાના આખા જીવન દરમિયાન મહાસભામાંથી નિકળી ગયા પછી મહાસભા પાસે સમજૂતિ માટે આવ્યા નથી. મહાસભા વારંવાર એમની પાસે ગઈ છે અને વારંવાર એમની ગેરવ્યાજબી માગણીઓ સ્વીકારી છે. ભૂતકાળમાં મહાસભાએ ધમકીઓને નમતું આપ્યું નથી અને ભવિષ્યમાં તે તેમ કરશે નહી. મહાસભા કોઈપણ પ્રકારના સમાન ધોરણનો વિરોધ કરે છે, પણ હું મી. ઝીણાને બાંહેધરી આપું છું કે જો મી. ઝીણા એકવાર પોતાનો કોમવાદ ખંખેરી નાખી ને રાષ્ટ્રવાદનો સ્વીકાર કરે અને પછી પોતાને ફાવે તે રીતે પ્રધાનમંડળ રચે તો તે સામે મહાસભા વાંધો લેશે નહિ.

અત્યાર સુધી તો મુસ્લીમ લીગ પાકિસ્તાનની સિદ્ધિ માટે બ્રિટન ઉપર મદાર બાંધતી હતી પણ બ્રિટિશ પ્રધાનમંડળે પાકિસ્તાનની

માગણીનો અસ્વિકાર કર્યો, તેને લીગે માન્ય કર્યો છે. છેક હવે પુરાણા પોકારને સજીવન કરવો અગર તો મુએલા ઘોડાને ફટકારવો એ બેવકૂફી ભર્યું છે. પાકિસ્તાનના આખા મુદ્દાને બ્રિટિશ પ્રધાન મંડળે સંપૂર્ણ તપાસી જોયો છે. લીગ આર્થિક કે રાજકીય રીતે સમર્થન આપી શકી નથી, તેથી જ બ્રિટિશ પ્રધાનમંડળ એનો સ્વીકાર કરી શક્યું નથી. જો મી. ઝીણા બોલ્યું પાળવા માગતા હોય તો મિત્રતાભરી સમાધાનની દરખાસ્ત કરવાનું કામ એમના પોતાના હાથમાં છે. અને તમામ પ્રકારની ધમકીઓ અને આક્ષેપો કરવાનું છોડી દેવું જોઈએ. ઝઘડો છોડી દેવો અને બંધારણીય સહકારનો માર્ગ લેવો એ મુસ્લીમોના પોતાના જ લાભની વાત છે. આખો દેશ બ્રિટિશ અમલમાંથી સ્વતંત્ર થવાની તૈયારીમાં છે ત્યારે ઝઘડામાં ઉતરવું એ મહાસભાને માટે વ્યાજબી નથી."

ઑગષ્ટની બારમી તારીખ હિન્દના ઇતિહાસમાં અત્યંત મહત્વની તારીખ બની. એ દિવસે 'આ લઘુમતીને હિન્દના વિકાસની આડે આવવા દેવામાં નહિ આવે' બ્રિટિશ વડા પ્રધાન એટલીના કથન અનુસાર વાઇસિરોય વેવલે રાષ્ટ્રપતિ જવાહરલાલ નેહરૂને દીલ્હી બોલાવીને વચગાળાની સરકાર રચવાનું આમંત્રણ આપ્યું અને મુસ્લીમ લીગને વચગાળાની સરકારમાં લાવવાનું કામ ડહાપણ ભરી રીતે મહાસભા પર છોડવામાં આવ્યું. મહાસભાએ વાઈસરોયના આમંત્રણનો સ્વીકાર કર્યો અને સત્તાનું સંક્રમણ થયું.

મુસ્લીમલીગના પ્રમુખ મહમદઅલી ઝીણાને વચગાળાની સરકાર રચવામાં સહકાર મેળવવા રાષ્ટ્રપતિ જવાહરલાલે સંપર્ક સાધ્યો; પણ હંમેશની જેમ ઝીણા સાહેબ અડગ રહ્યા અને કોઈપણ પ્રકારની વાટાઘાટ કરવાની સાફ ના સંભળાવી દીધી.

આખરે વાઇસરોયે રાષ્ટ્રપતિ જવાહરલાલ સાથે મંત્રણાઓ ચલાવી અને મહાસભા સ્થાપિત સરકારે અધિકારસૂત્રો ગ્રહણ કરવાનું

ઠરાવાયું. પંડિત જવાહરલાલે પોતાનું પ્રધાનમંડળ નક્કી કરી લીધું અને પોતાના હસ્તક પરદેશખાતું અને કોમનવેલ્થ–સાંસ્થાનિક સંબંધો રાખીને સંરક્ષણખાતું સરદાર બલદેવસિંગને; માહિતી અને બ્રોડકાસ્ટીંગ સહિત ગૃહખાતું અમારા સરદાર વલ્લભભાઈ પટેલને; નાણાખાતું જ્હોન મથાઇને; વાહનવ્યવહાર (યુદ્ધવ્યવહાર અને રેલવે) ખાતું બેરીસ્ટર અસફઅલીને; ખેતીવાડી અને ખોરાકખાતું ડૉ. રાજેન્દ્રપ્રસાદને, મજુરખાતું શ્રી. જગજીવનરામને; આરોગ્ય, કેળવણી અને કળાખાતું સર શફત અહમદખાનને; ધારાસભા વિષયક, પોસ્ટ અને વિમાનખાતું સૈયદઅલી ઝહીરને; ઉદ્યોગો અને પૂરવઠાખાતું શ્રી. સી. રાજગોપાલાચારીને; ખાણો, વિજળીકશકિત અને બાંધકામખાતું શ્રી. શરદ્ચંદ્ર બોઝને અને વ્યાપાર શ્રી. સી. એચ. ભાભાને સુપ્રત કર્યાં.

સપ્ટેમ્બરની બીજી તારીખ હિન્દના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થતી આખરે ઊગી અને એકસઠ એકસઠ વર્ષની અગ્નિપરિક્ષાના અંતે હિન્દે 'અપને દેશમેં અપના રાજ'ની સ્થાપના કરવાનું ચિરસ્વપ્ન સફળ થતું અનુભવ્યું; અને દેશભરમાં આનંદ ઉત્સવ મનાઈ રહ્યો. શહેરે શહેર અને ગામડે ગામડે રાજમાર્ગો પર તેમજ શેરીઓમાં ધ્વજાવાવટાનાં અને આસોપાલવનાં તોરણો બંધાયાં. મહોલ્લે મહોલ્લે અને લત્તે લત્તે શણગાર રચાયા, મંડપો બંધાયા અને હિન્દમૈયા તથા નેતાઓની તસ્વીરોનાં પ્રદર્શનો ભરાયાં. સર્વત્ર જનતાની સ્વયંસ્ફુરણાએ રાષ્ટ્રીય ઉત્સાહને અનેરૂ મહત્વ અપાયું.

નવી દિલ્હીમાં નવી રાષ્ટ્રીય સરકારના સભ્યો માટે તા. ૨ જી સપ્ટેમ્બર ૧૯૪૬ નો દિવસ દેશભકિતના સૂરો વચ્ચે શરૂ થયો. બીરલાહાઉસમાં શાંત પ્રાર્થનાસભામાં તેમણે ભાગ લીધો. તેમને ફૂલહાર અને તિલક થયાં અને તેઓ ગાંધીજીના આશીર્વાદ મેળવવા માટે વાલ્મીકિ આશ્રમે હંકારી ગયા. મહાત્માજીએ દરેકને વ્યક્તિગત

આશીર્વાદ આપ્યા અને તેમને સતત કામ કરવાની, અસ્પૃશ્યતા દૂર કરવાની અને હિન્દુમુસ્લીમ એકતા સ્થાપવાની તથા મીઠાવેરો કાઢી નાખવાની સલાહ આપી.

વાલ્મીકિ આશ્રમમાં એ શુભ દિવસની સાંજે પ્રાર્થના થઇ અને મહાત્માજીએ આજના મહોત્સવનું રહસ્ય સમજાવતું પ્રવચન કર્યું. ધીર, ગંભીર વાણીએ યુગપુરૂષ ઉચ્ચર્યાઃ—

"આખરે પૂર્ણ સ્વરાજ માટેનું દ્વાર ઉઘડયું છે. સમગ્ર હિન્દે આ દિવસને માટે વર્ષોથી રાહ જોઇ છે અને સહન કર્યું છે. બ્રિટિશ સરકાર સાથે ભૂતકાળમાં આપણને ગમે તેવા ઝઘડા હોય પણ આપણે તેમનો આભાર માનવો જોઇએ કે તેઓ આગેવાનો સામે સ્વેચ્છાથી સમજુતી પર આવ્યા છે.

આજનો દિવસ હિન્દના ઇતિહાસમાં યાદગાર છે, છતાં રોશનીથી અને મિજબાનીઓથી ઉજવી શકાય નહિ. તમારે યાદ રાખવું જોઇએ કે તમારા પ્રધાનો કાંટાળો તાજ પહેરવા ફરજ તરીકે ત્યાં ગયા છે.

હું એવી આશા રાખું છું કે વચગાળાની સરકાર સાચી દોરવણી આપશે અને આ રીતે હિન્દને સત્ય, પવિત્રતા અને સાચા સ્વરાજને માર્ગે ચઢાવશે. તેઓના પ્રયાસમાં તેઓને દરેક હિન્દીનો વફાદાર સહકાર મળવો જરૂરી છે."

આરઝી હુકૂમત-એ-હિન્દના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂ પર વચગાળાની સરકાર અંગે દેશપરદેશથી અભિનંદનના અને શુભેચ્છાના હજારો સંદેશાઓ આવ્યા. એ સંદેશાઓ, શુભેચ્છાઓ અને અભિનંદનોનો જવાહરલાલજી એ માટે આભાર માન્યો અને હિન્દના ભાવી સ્વાતંત્ર્ય કાર્યની ઝાંખી કરાવતાં જણાવ્યું કેઃ—

"હું અને મારા સાથીદારો હિન્દ વિષે વિચાર કરનાર હિન્દીઓ તરીકે જ આગળ ધપી રહ્યાં છીએ. હિન્દની આમ જનતાની

મૂકિત માટે અને હિન્દની આઝાદી માટેનું કાર્ય કરવા અમે આગળ ધપી રહ્યા છીએ. જો કોઈપણ સમયે અમે આ ઉદ્દેશને ભૂલી જઇએ તો અમે અમારા પ્રયત્નોમાં નિષ્ફળ નિવડયાં એમ ગણાશે.

થોડા જ સમયમાં અમારી કસોટી કરવાનું દૈવના તરફથી નક્કી થયું અને અમે દૈવના આ આહ્વાનનો હિંમતથી અને હિન્દના ભાવીમાં શ્રદ્ધા રાખીને જવાબ વાળ્યો છે. આટલા લાંબા સમયથી હિન્દની આઝાદીના જે સ્વરૂપે અમને અત્યાર સુધી, ઉત્તેજના આપી છે તે જ હિન્દની આઝાદીનું સ્વપ્ન અમને બોલાવી રહ્યું છે અને આજે તે સ્વપ્ન ટૂંક સમયમાં જ મૂર્ત સ્વરૂપ ધારણ કરશે એમ જણાય છે. અમે હિન્દના અને હિન્દી પ્રજાના લાયક સેવકો પુરવાર થઈએ એમ હું માગું છું. જય હિન્દ."

કોઈ પણ પ્રશ્નને ઉકેલવા માટે સફળતાની આશાપ્રદ કોઇ રીત હોય તો તે માત્ર લોકશાહી રીત જ છે એવી માન્યતા 'અમારા સરદાર' દીર્ઘ કાળથી સેવી રહ્યા છે. શ્રી. વલ્લભભાઇ મક્કમ રીતે માને છે કે પ્રશ્નોના ઉકેલ માટે લોકશાહી રીત અખતિયાર કરવી હોય તો છાપાંની સ્વાતંત્રતા કરતાં વધારે મહત્વની બીજી એકે સ્વતંત્રતા નથી, કારણ કે એ સ્વતંત્રતા ખરૂં જોતાં છાપાની નથી, પણ આમ જનતાની છે. 'સરદાર પટેલ' લોખંડી પુરૂષ છે અને સરમુખત્યાર-શાહીમાં માનનારા છે એવી પોતાના વિષે વિઘ્નસંતોષીઓએ પ્રસરાવેલી ભ્રામિકા વાતોનો ભૂકકો બોલાવી દેતું ભાષણ અખિલ હિન્દ તંત્રી પરિષદની સ્થાયી સ્થિતિ સમક્ષ કરતાં 'અમારા સરદારે' જણાવ્યું હતું કે:—

'વચગાળાની સરકાર અને છાપાં વચ્ચેના સંબંધ વિષે હું કહી દઉં કે વચગાળાની સરકાર સામે જે કપરૂં કામ પડેલું છે તેમાં છાપાંનો સહકાર મેળવવા તે ખૂબ આતુર છે. અમે છાપાંની સ્વ-તંત્રતા ને ખૂબ ચીવટપૂર્વક માન આપીશું. એમ જ નહિ, તે

પોતાને છાજતી ફરજો બજાવે એમાં અમે તેને મદદ કરવાના છીએ. પરતંત્રતામાંથી સ્વતંત્રતામાં આપણે પગલાં માંડીએ છીએ. તેવા વસમા સમયમાંથી આપણે પસાર થઇએ છીએ. તે વખતે દેશનો વહીવટ સંભાળવામાં અમને પણ તમે સામેથી મદદ કરશો એવો અમને પૂરો વિશ્વાસ છે. અત્યારનો કાળ રાષ્ટ્ર ઘડતરનો છે. તે વખતે લોકમતને આબેહૂબ રજૂ કરવો અને દોરવવો એ તમારી જવાબદારી છે. અને તમારા ધંધાને શોભાવે એમ અને આપણી માતૃભૂમિના કલ્યાણ અર્થે અદા કરશો એમ હું ખાતરી રાખું છું.

અખિલ હિન્દ તંત્રી પરિષદ જન્મી તે કાળની પરિસ્થિતિ આજે ધરમૂળથી પલટાઈ ગઈ છે. પરદેશી રાજ્યનો અંત આવવા બેઠો છે. થોડા વખતમાં આપણે પૂરી આઝાદ વડી સરકાર રચીશું. અત્યારે તેની જગાએ મધ્યસ્થ સરકાર કામ કરે છે. તે એની પુરોગામી સરકાર છે એટલે કુદરતી રીતે, આ નવો જે પલટો થયેલો છે તેની સાથે બરોબર તમારો મેળ છે એમ તમને લાગશે; અને તેથી મને ખબર છે કે, તમે આ સરકારને ઝપાટાબંધ પૂર્ણ-સ્વરાજ મેળવવાનું તેનું કામ પાર પાડવામાં છૂટે હાથે અને હોંશભેર મદદ અને સહકાર આપશો.

દેશના અમુક ભાગોમાં સમાજદ્રોહીઓએ એમનાં કુકર્મો માંડયાં છે એ તમે જાણો છો. નાગરિકોના જાનમાલનું રક્ષણ કરવું એ દરેક સરકારનો પ્રાથમિક ધર્મ છે. આપણા આંતરિક મતભેદો–રાજકીય કે બીજા જે હોય તે–બળ અને હિંસાથી નહિ, પણ વાટાઘાટ અને સમજૂતીથી અને આખરે જોઇએ તો લવાદીપંચદ્વારા પતવવા જોઇએ. આ સિધ્ધાંત લોકોને સમજાવવાના કામમાં છાપાં ભારે મોટો અને શોભાપાત્ર ભાગ ભજવી શકે છે.

ખબરો આપવામાં અને મત પ્રદર્શિત કરવામાં છાપાંને પૂરે પૂરી છૂટ હોવી જોઇએ. પરંતુ એના ઉપર એક જવાબદારી પણ

છે. તેણે અખંડ સુવ્યવસ્થા સંભાળવાની છે અને તેની પ્રજાકીય સરકારનાં સાચાં કે યોગ્ય કામોને ટેકો આપવો જોઇએ. પ્રસંગ આવે ત્યારે દેશના તોડી નાંખનારા બળોને નાસીપાસ કરવામાં સરકારને મદદ કરવી જોઇએ. છાપાએ દેશનાં નિરંકુશ કે અસામાજિક બળોને પાછા પાડવા માટે હરેક રીતે કામ લેવું જોઇએ.

લાગણીઓ જ્યારે ઉછાળા પર હોય અને મિજાજ ઠેકાણે ન હોય ત્યારે દરેક જવાબદાર માણસનો ધર્મ છે કે તે બાબતમાં ઘી હોમવા જેવું કાંઈક કહે કે કરે નહિ. અલબત્ત હિંસાની ઉશ્કેરણી સહી લેવામાં નહિ આવે; પરંતુ છૂપી રીતે ઉશ્કેરણી કરે એમ લખવાની રીતો હોય છે, જે ઘણું નુકશાન કરે છે. આ બેઉ વસ્તુ તમે તજશો એવી આશા છે અને વિશ્વાસ છે."

મહાસભાની તપશ્ચર્યા એ જ હિન્દની સ્વાતંત્ર્ય સિદ્ધિને સરળ બનાવી છે અને એમાં 'અમારા સરદારે' આપેલો અપ્રિતમ હિસ્સો હિન્દના ઇતિહાસમાં અમર અક્ષરે આલેખાયેલો છે. એનો સર્વજન મુક્ત કંઠે સ્વીકાર કરી રહ્યાં છે; અને 'અમારા સરદાર'ને અંતઃકરણપૂર્વક **शतं जीव शरदः** ઇચ્છી રહ્યા છે.

સંપૂર્ણ